# મૃગલોચની

અથવા

## માયા–પ્રાબલ્ય.

ભાગ ૫ મો.

( અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. )

સંપાદક,

વ્રજલાલ જાદવજી ઠક્કર,

તંત્રી 'લુહાણા–બંધુ.' અમદાવાદ.

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૨—૦—૦.

વિક્રમાબ્દ ૧૯૭૫ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮

તૈયાર છે. આજે જ ખરીદો.

**મૃગલોચની**

અથવા

**માયા--પ્રાબલ્ય.**

ભાગ ૧—૨—૩—૪.

મૂલ્ય રૂ. ૬—૦—૦.



તૈયાર છે આજેજ મંગાવો.

**મૃગલોચની**

અથવા

**માયા--પ્રાબયલ્ય.**

ભાગ ૫ મો.

મૂલ્ય રૂ. ૨—૦—૦.



અમદાવાદ—ઢાલગરવાડમાં આવેલા
ધી 'વિજય પ્રવર્ત્તક' પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ મોહનલાલ મગનલાલ છાપ્યું.



તૈયાર છે. આજે જ મંગાવો.

**મૃગલોચની**

અથવા

**માયા—પ્રાબલ્ય.**

ભાગ ૬ ઠ્ઠો.

મૂલ્ય રૂ. ૨—૦—૦.



તૈયાર છે. આજે જ મંગાવો.

**મૃગલોચની**

અથવા

**માયા--પ્રાબલ્ય.**

ભાગ ૭ મો.

મૂલ્ય રૂ. ૨—૦—૦.

# વિષયાનુક્રમણિકા.

ॐ तत्सत्परमात्मने नमः।

# મૃગલોચની

અથવા

# માયા-પ્રાબલ્ય.

[ અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા ]

ભાગ ૫ મો.

## પ્રકરણ ૧ લું.

### સંયોગ અને વિયોગ.

એ તસ્વીરમાં બે સુંદરીઓ અને એક પુરુષ હતો. એ બે સુંદરીઓમાં એક યશોદા અને બીજી પેલી કૂવામાં કૂદી પડેલી સ્ત્રી કે જેના અશ્વપર સવાર થઇને યશોદા પલાયન કરી ગઇ હતી તે હતી. પેલો પુરુષ કૃષ્ણલાલનો પિતા હતો. તસ્વીરમાંનો આવો આશ્ચર્યજનક યોગાયોગ જોઈ તે મહાન્ વિચારમાં મગ્ન થઈ ગયો. એ તસ્વીરનો ભાવ એવો હતો કે, કૃષ્ણલાલનો પિતા જમીનપર પડેલો હતો. પેલા કૂવામાં પડેલી સુંદરીએ તેના મસ્તકના કેશ બળપૂર્વક પકડેલા હતા અને યશોદા

તેની છાતીપર ચઢી બેસી તેના ગળાપર છુરી ફેરવી રહી હતી. એ તસ્વીરનો દેખાવ જોઇ કૃષ્ણલાલ ગભરાઇ ગયો; તથા બની ગયેલા ઘણા બનાવો તેને આ પ્રસંગે યાદ આવ્યા. પિતાની હાલતનો વિચાર આવતાં તેનાં ચક્ષુઓમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. નીચું જોઇ ઘણા સમય સુધી તે ચિંતામગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. અંતે એક ગાઢ નિઃશ્વાસ મૂકી તે બોલી ઉઠયો:—"ઓહ્ ! શું આ સુંદરીઓના હાથે જ મ્હારા પિતાજીનો જીવ ગયો છે ? ના ના, એમ બનવું સર્વથા અશક્ય છે; છતાં એ તસ્વીરમાં એવી સ્થિતિ કેમ દર્શાવી છે ? પેલી બીજી તસ્વીર પણ આવા જ પ્રકારની હોઇ તેનો મ્હારી સાથે થોડો ઘણો સંબંધ હશે એમ હું ધારું છું ! હવે હું અહીં બેસી શકતો નથી; મ્હારો જીવ ગભરાય છે." આમ કહી કૃષ્ણલાલ ઉઠી ઉભો થયો અને બ્હાર જઈ ફરવા લાગ્યો. સૂર્યાસ્ત થયો. વસુંધરાપર ધીમે ધીમે અંધકાર ફેલાવા લાગ્યો. આ મકાનમાં પણ અંધકાર થવા લાગ્યો તેથી કૃષ્ણલાલે વિચાર્યું:—"દીપક સળગાવવાનું એકે સાધન અત્રે નથી. સાધુ મહાત્મા અંધકારમાં જ રહે છે કે શું ? આવું સુંદર મનોહર મકાન હોવા છતાં દીવાબત્તીનું પણ કાંઇ સાધન નથી એ કાંઇ સામાન્ય આશ્ચર્યનો પ્રકાર છે ? વળી જે મૃગચર્મપર સાધુ મહાત્મા બેસે છે તે સિવાય અત્રે બીજી એક ચટાઈ સુદ્ધાં જોવામાં આવતી નથી."

વિવિધ વિચારોમાં બે કલાક જેટલો સમય પસાર થઇ ગયો. હવે કૃષ્ણલાલે વિચાર્યું કે, 'સંન્યાસી મહાત્મા એક કલાકમાં પાછા આવવાનું કહીને ગયા છે તેથી તેઓ હવે પાછા આવ્યા હશે.' આમ વિચારી તે એ મકાનમાં પાછો ગયો તો અંધકાર સિવાય બીજું કાંઈ તેણે જોયું નહિ. થોડા સમય સુધી આંખો ફાડીને તેણે આજુબાજુ

જોયું; પરંતુ શું હોય કે તેની નજરે પડે ! અંતે તેણે એક બૂમ મારી કે, " મહાત્માજી ! " પરંતુ કશો ઉત્તર મળ્યો નહિ. પુનઃ તે બ્હાર જઈને વિષણ્ણવદને બેઠો. બીજો એક કલાક પસાર થઈ ગયો એટલે પાછા તે સાધુ-મહાત્મા કદાચ આવ્યા હશે વિચારી અંદર ગયો; પણ કોઈ નજરે નહિ પડવાથી નિરાશ બની જઇ બ્હાર આવીને બેસી રહ્યો. આવી સ્થિતિમાં એક પ્રહર જેટલી રાત્રિ પસાર થઇ ગઇ. જંગલી પશુ પ્રાણિઓની ભયંકર ગર્જનાઓ સંભળાવા લાગી. હવે કૃષ્ણલાલ મનમાં ભયનો સંચાર થવાથી સ્થિરતા ધારણ કરી શક્યો નહિ. તે એ વચ્ચેના ઓરડા-કે જેમાં સાધુ પૂર્વે ધ્યાનસ્થ થઇને બેઠેલો હતો ત્યાં ગયો તો એ ઓરડાનાં દ્વાર બંધ થઇ ગયાં હતાં; તેથી લાચારીથી તે એક ઓરડીમાં જઇને સુઇ ગયો.

કૃષ્ણલાલે આજે આખા દિવસમાં કંઇ ખાધું નહોતું; તેથી નિદ્રાદેવી તેનાપર કૃપા કરતી નહોતી. વળી આજે તેણે જે સઘળા આશ્ચર્યજનક બનાવ જોયા હતા તે તેના સ્મૃતિમાર્ગમાંથી દૂર નહિ થતાં તેની નિદ્રાને બાધાકર્ત્તા થઇ પડયા હતા. મધ્યરાત્રિ વીતી ગયા પછી તેણે બીજા આશ્ચર્યજનક બનાવ જોયા.

મધ્યરાત્રિ વીતી ગયા પછી કૃષ્ણલાલ બે માણસો વચ્ચે વાતચિત ચાલતી સાંભળી શક્યો. જે વાતચિત ચાલતી હતી તે તેનાથી સ્પષ્ટતાથી સાંભળી શકાતી હતી. કંઠસ્વરની કોમળતા પરથી વાતચિત કરનાર વ્યક્તિઓ સ્ત્રીઓ હોવી જોઇએ એવી કૃષ્ણલાલે પોતાના મનમાં કલ્પના કરી લીધી. એ વાતચિત અત્રે નિવેદન કરવામાં આવે છેઃ-

" કૃષ્ણલાલ પ્રેમને એક રમત સમજી બેઠો છે ! "

" તો તેની બેરસમજનું ફળ પણ તે ભોગવશે. "

" એ કમભખ્તને એવી મૂર્ખતા ક્યાંથી સુઝી કે તે પોતાનાં

બાળ બચ્ચાંનો ત્યાગ કરી આવી રીતે એક સ્ત્રીની પાછળ નીકળી પડયો ?!"

"આ પ્રશ્નનો ઉત્તર તો એને જ પૂછવો જોઇએ."

"સાધુ મહાત્માએ કોણ જાણે કે શા કારણથી એને મળવું બ્યાજબી વિચાર્યું નથી."

"ગમે એમ હોય; પરંતુ કૃષ્ણલાલ ઘણો હોશિયાર તેમજ ચાલાક માણસ છે. તે પોતાની ઇચ્છા પૂર્ણ કરે તો એમાં કાંઈ નવાઇ જેવું નથી."

"એ સહજ મુસ્કિલ છે. રાણી એને છોડી દે એવી મ્હારી ધારણા નથી; કેમને એ એનું લોહી પીવાને તૃષાતુર થઇ રહી છે; પરંતુ નૌકાપર જઇને જો તે પેલો ડબ્બો સ્વાધીન કરી લેશે તો પછી કોઇ તેનું અનિષ્ટ કરશે નહિ."

"એમ તો બનવું જ સર્વથા અસંભવનીય છે."

"હશે, આપણે આ બધી વાત સાથે શો સંબંધ છે ? આપણા જેવી દાસીઓનામાં આવી ગંભીર બાબતોનો વિચાર કરવા જેટલી અક્કલ ક્યાંથી હોઈ શકે ?"

"શું દાસીઓમાં અક્કલ નથી હોતી એવી તમારી માન્યતા છે?"

"ના ના-મ્હારું એવું કહેવું નથી. મુખ્ય વાત એ છે કે સત્ય પ્રકાર દાસીઓના સમજવામાં બાગ્યે જ આવે છે."

"મ્હને સઘળો સાચો પ્રકાર માલૂમ છે."

"શો વારુ ?"

"એજ કે, જોતજોતાંમાં કૃષ્ણલાલને કેદ પકડવામાં આવશે. થયું, હવે વાતચિત કરવી બ્યાજબી નથી. હરિહર કદાચ આવતો હશે."

આટલી વાતચિત ઉપરાંત વિશેષ કાંઈ કૃષ્ણલાલના સાંભળવામાં

આવ્યું નહિ. આ વાતચિત સાંભળી તે ચિંતાતુર બની ગયો. ભયંકર ભયની ભાવનાથી કંપનો કંપતો ઉઠી ઉભો થયો, તથા ચુપકીદીથી ત્યાંથી પલાયન કરી જવાને તૈયાર થયો. ધીમેથી બારણાં ઉઘાડી તે ઓરડીની બ્હાર નીકળ્યો. ચોતરફ ગંભીર નિસ્તબ્ધતા હતી. આ મકાનમાંથી બ્હાર નીકળી પલાયન કરી જવામાં આવી મધ્યરાત્રે સિંહ વાઘ આદિ હિંસક પ્રાણિઓનો ભય હતો; પરંતુ બીજી રીતે આ મકાનમાં રહેવામાં પણ તેનો જીવ સંપૂર્ણ જોખમમાં હતો. ઉપરની વાતચિત સાંભળી તે હરેક રીતે નિરાશ બની ગયો હતો. કિનારે જઇ નૌકા શોધી કાઢી પેલા ડબ્બો સ્વાધીન કરવા માટે તેનું મન અધીરું બની ગયું હતું.

જેવો કૃષ્ણલાલ ઓરડીની બ્હાર નીકળી મુખ્ય દ્વાર પાસે જઇ પહોંચ્યો કે એકાએક કેટલાક માણસોએ પાછળથી આવીને તેને કેદ કરી લીધો. એ માણસોએ બળાત્કારપૂર્વક તેની આંખોપર જાડા કપડાનો પાટો બાંધી દીધો તથા તેઓમાંના એકે કહ્યું:—" ગુપચુપ અમે તને જ્યાં લઇ જઇએ ત્યાં તું ચાલ; નહિ તો આજે ત્હારે ભયંકર સંકટને આધીન થવું પડશે. " લાચારીથી કૃષ્ણલાલને એ માણસનાં વચનો માન્ય કરવાં પડ્યાં. તેનાં નેત્રોપર પાટો બાંધી દેવામાં આવ્યો હતો; છતાં તે જે માર્ગપર ચાલતો હતો તે તરફ ખાસ ધ્યાન આપતો હતો. અડધા કલાક સુધી પેલા માણસોએ એને પોતાની સાથે હાથ ઝાલીને ચલાવ્યો. વૃક્ષપત્રોના ખડખડાટથી અને જમીનની નરમાશથી તેને માલૂમ પડ્યું કે, તેને એ જંગલમાં જ લઈ જવામાં આવતો હતો. પછીથી તેને એક ઠેકાણે બે ચાર પગથીઆં ચઢવા પડ્યાં. આ સમયે પોતાને પત્થરની જમીનપર લઇ જવામાં આવતો હોય એમ તેને લાગ્યું. એ માર્ગમાં ઘણી વખત તેને જમણી તથા ડાબી બાજૂએ ફરવું પડ્યું. થોડા વખત પાછી પ્રથમના જેવી માટીની જમીન આવી.

એક ગાઉ ગયા પછી પાછું પાકી જમીનપર ચાલવું પડયું. હવે કૃષ્ણુલાલ સમજી ગયો કે, રસ્તો ભૂલાવવાને માટે જ તેને વિશેષ ફેરવવામાં આવતો હતો. થોડે દૂર ગયા પછી એક ન્હાના દાદર ઉપર તેને ચઢાવવામાં આવ્યો, તથા વીસ પચીસ પગથીઆં ચઢયા પછી પાછું નીચે ઉતરવાનું આવ્યું. નીચેનાં પગથીઆં ઉતારવામાં આવ્યા પછી તેની આંખોપર બાંધેલો પાટો છોડી નાખવામાં આવ્યો.

આ સમયે કૃષ્ણલાલે પોતાને એક વિચિત્ર સ્થળે ઉપસ્થિત થયેલો જોયો. એની પીઠ તરફ ઉંચી દિવાલ અને પગથીઆં આવેલાં હતાં. સ્હામે એક રમણીય બગીચો આવેલો હતો. એ બાગની ચોતરફ ઉંચી દિવાલ હોઈ ત્યાં પુષ્કળ પ્રકાશનો ફેલાવો થઈ રહ્યો હતો. કેટલાંક વૃક્ષોપર લટકતાં કાગળનાં ફાનસોમાં દીપકો સળગી રહ્યા હતા. ત્યાં ઘણા માણસો ફરતા હરતા જણાતા હતા. બાગની વચ્ચે એક આલીશાન બંગલો હતો. કૃષ્ણલાલને ત્યાં લઇ જવામાં આવ્યો. તેને માલૂમ પડયું કે, હવે ઘણી થોડી રાત બાકી રહી હતી.

જો કે કૃષ્ણુલાલ ઘણો હોશિયાર, ચાલાક, બહાદુર તથા સાહસિક હતો; છતાં આ સમયે તે ઘણો ગભરાઈ ગયો હતો. એ વિશેષ ગભરાયો હતો તેનું કારણ એ હતું કે, તેની પાસેનાં સઘળાં હથિયારો પડાવી લેવામાં આવ્યાં હતાં. પ્રસંગ આવ્યો શત્રુઓ સ્હામે ટક્કર ઝીલી આત્મરક્ષણ કરવાને તે સર્વાંશે અશક્ત હતો; છતાં તેના હાથ પગ ખુલ્લા હોવાથી જો સુયોગ મળે તો તે નાશી જાય તેમ હતો.

બંગલામાં પણ પુષ્કળ પ્રકાશ ફેલાયલો હતો. બાર ચોપદારો પોતાની નોકરી બરાબર બજાવી રહ્યા હતા. તેમના પ્રત્યેકના હાથમાં સોનાની એકેક છડી હતી. જે માણુસો કૃષ્ણુલાલને કેદ કરી લાવ્યા હતા તેમની સંખ્યા આઠની હતી. પોતાનું કાર્ય પૂર્ણુ કરી તેઓ બં-

ગલામાં ચાલ્યા ગયા. જતી વખતે ચોપદારોને તેઓ એવી સૂચના કરતા ગયા કે, "આ માણસપર પૂરતી દેખરેખ રાખજો. અમે એના સમાચાર કહેવા માટે નામદાર સરકારની હુજૂરમાં જઇએ છીએ."

થોડા સમયમાં જ એ લોકોએ અંદર જઇ આવી કૃષ્ણુલાલને ઉદ્દેશીને કહ્યું:—"તું હવે અંદર ચાલ્યો જા."

"ક્યા માર્ગેથી મ્હારે ક્યાં જવાનું છે તેની મ્હને શી ખબર છે ?!" કૃષ્ણુલાલે ચિંતાતુર મુખે કહ્યું.

"આ મકાન જ તને આપો આપ રસ્તો બતાવશે; પૂછવાની કશી જરૂર નથી." એક માણુસે ઉત્તરમાં કહ્યું.

લાચારીથી તે જવા લાગ્યો. ધીમે ધીમે તે એક ન્હાની ઓરડીમાં ગયો તો ત્વરાથી એ ઓરડીનું દ્વાર બંધ થઈ ગયું. આ ઉપરથી તેને એમ લાગ્યું કે પોતાને કેદ કરવા માટે જ શત્રુઓએ આમ કર્યું હશે; પરંતુ તેની આ માન્યતા ખોટી ઠરી. તરત જ એ ઓરડીનું બીજી તરફનું દ્વાર ઉઘડ્યું અને સ્હામે જ તેણે બે નવયૌવનાઓને ઉપસ્થિત થયેલી જોઈ. એ બન્ને નવયૌવનાઓએ સાદો; પરંતુ સ્વચ્છ પોષાક પહેર્યો હતો. એ બન્ને જણીઓ કૃષ્ણુલાલના હાથ પકડી તેને પોતાની સાથે લઇ જવા લાગી.

કૃષ્ણુલાલ ભયભીત બની ગયો હતો; છતાં તેણે પોતાના મનને કાબૂમાં રાખ્યું હતું. તેનું હૃદય જોશથી ઉછળતું હતું, તથા અંતરમા અનેકવિધ તર્કવિતર્ક ઉપજતા હતા. ક્વચિત્ તે પોતાના જીવન માટે નિરાશ બની જતો હતો તો ક્વચિત્ પોતે બિનગુન્હેગાર છે વિચારી સહજ નિશ્ચિંત થતો હતો.

પેલી બન્ને નવયૌવનાએ તેને કેટલાક ચૉક તેમ જ ઓરડીઓમાં ફેરવી એક મંડપમાં લઇ ગઈ કે જ્યાં કૃષ્ણુલાલે આશ્ચર્યજનક સભા

જોઇ. આ મંડપને સર્વ પ્રકારે સુસજ્જિત કરવામાં આવ્યો હતો. પ્રકાશનો પણ ત્યાં વિસ્તાર થઇ રહ્યો હતો. દરબારનો સર્વ પ્રકારનો સામાન ત્યાં હાજર હતો. મંડપના મધ્યભાગમાં એક રત્નજડિત સિંહાસનપર, એક લાવણ્યમયી લલના દક્ષિણી પોષાક પહેરીને બેઠી હતી. પોતાના શરીરપર તેણે ઘણા મૂલ્યવાન્ અલંકારો પહેરેલા હતા. એના રૂપસૌન્દર્ય માટે એટલું જ કહેવું બસ થઈ પડશે કે, કૃષ્ણલાલે પોતાના સમસ્ત જીવનમાં કદાપિ એવી રૂપસુંદરી જોઈ નહોતી. એ સુંદરી સ્વર્ગલોકની અપ્સરાના જેવી જ અલૌકિક સૌન્દર્યમયી હતી. એ સુંદરીના સિંહાસનની જમણી બાજૂએ એક મૃગચર્મપર પેલો સાધુ કે, જેને કૃષ્ણલાલે પેલા ઝરાપર આવેલા મકાનમાં જોયો હતો તે બેઠો હતો. સાધુના આસન પછી વીસ ખુરસીઓ ગોળાકારમાં ગોઠવેલી હતી. એ ખુરસીઓપર એક એકથી વિશેષ ખૂબસુરત સુંદરીઓ દક્ષિણી રીવાજનો પોષાક પહેરીને બેઠેલી હતી. સિંહાસનની ડાબી બાજૂએ એક રત્નજડિત ન્હાના સિંહાસનપર યશોદાને પેલી બીજી સ્ત્રીઓના જેવો જ પોષાક પહેરીને બેઠેલી જોઈ કૃષ્ણલાલ આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયો; પરંતુ તે સાથે તેના અંતરમાં એવો વિશ્વાસ ઉપજ્યો કે, હવે તેના જીવ કોઈ પણ રીતે જશે નહિ. યશોદાની સાથે પેલી કૂવામાં કૂદકો મારનાર સુંદરી એક રત્નજડિત ખુરસીપર બેઠી હતી.

મંડપની સામે બીજી વીસ સુંદરીઓ ઢાલ, તલ્વાર આદિ હથિયારો લઇ હુકમ ઉઠાવવા માટે ઉભી રહી હતી. એ સુંદરીઓની વચ્ચે કૃષ્ણલાલને લઈ જઈ ઉભો રાખવામાં આવ્યો. આ દરબાર જોવામાં આવતાં કૃષ્ણલાલની સ્થિતિ ઘણી વિચિત્ર બની ગઇ. ગભરાઇ જઇને તે દીવાનાની માફક ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. કૃષ્ણલાલ એક મોટા ખાનદાન ગૃહસ્થનો છોકરો હતો. તેણે આજ સુધીમાં ઘણા

મ્હોટા દરબારો જોયા હતા; આ સ્થળે એણે જેવો દેખાવ જોયો એવો દેખાવ તેણે ક્યાંય જોયો નહોતો. આ મંડળમાં જે બનાવટી પુષ્પ-ગુચ્છ હતા તેમાં રત્નમાણિ ઇત્યાદિ જડેલાં હતાં. કૃષ્ણલાલ વિચારતો હતો કે, આટલું બધું મૂલ્યવાન્ જર જવાહિર અહીં ક્યાંથી આવ્યું? વળી આ મંડપમાં બીજી જે જે વસ્તુઓ હતી તે મેળવવાનું કાર્ય કેટલું બધું મુશ્કિલ હતું તેની પ્રેક્ષક સિવાય અન્યના અંતરમાં કલ્પના ઉપજી શકે તેમ નથી. એ સુંદરીઓના વસ્ત્રાલંકારોનું તો મૂલ્ય જ આંકી શકાતું નહિ.

અંતે કૃષ્ણલાલની દૃષ્ટિ યશોદા તરફ સ્થિર થઈ. એકાગ્રદૃષ્ટિથી તે યશોદાના મુખમંડળ તરફ જોઈ રહ્યો. એ સુંદરી કે જે ઘણા ઠ્યાઠથી રત્નજડિત સિંહાસનપર બેઠેલી હતી તેણે એક વખત કૃષ્ણ-લાલના આપાદ મસ્તકનું દર્શન કરીને યશોદા તરફ જોયું. યશોદા તરત જ પોતાના આસનપરથી ઉઠી ઉભી થઇ તથા સ્હામે હઠી જઈ સિંહાસન પાસે ઉભી રહીને બોલી:—"જો રજા હોય તો આજ્ઞાનુ-સાર વર્તન ચલાવવામાં આવે ?" આના ઉત્તરમાં સિંહાસનપર બેઠેલી સુંદરી કે જેને આપણે મહારાણી કહેવી જોઇએ, તેણે ગર્વપૂર્વક મસ્તક હલાવ્યું; અર્થાત્ મના કરી અને તેણે યશોદાની પાસે જે સુંદરી બેઠેલી હતી તેના તરફ જોયું.

આ પ્રકાર કૃષ્ણલાલ માટે ઘણો આશ્ચર્યજનક હતો. આજે એના કાનોએ એક એવો અવાજ સાંભળ્યો કે, જેવો અવાજ તેણે કદાપિ સાંભળ્યો નહોતો, તથા સાંભળવાની આશા પણ નહોતી. એક આશ્ચર્યજનક વાત એ હતી કે, જે યશોદા તેની પાડોશમાં રહેતી હતી તેમજ જેને તે બાલ્યાવસ્થાથી ઓળખતો હતો તે આજે આ સર્વથા અપરિચિત દરબારમાં હાજર હતી. કૃષ્ણલાલે પૂર્વે તેને કદાપિ

ઘેરથી બ્હાર નીકળેલી જોઈ નહોતી. તેનાં માબાપોએ તેને દૃષ્ટિથી દૂર કરી નહોતી; છતાં આ દરબાર સાથે તેનો આવો ઘનિષ્ઠ સંબંધ ક્યાંથી ?! વળી યશોદા જન્મથી જ બોબડી હતી. તેનાં માબાપોએ પણ કદાપિ તેને બોલતાં સાંભળી નહોતી; એમ છતાં તે આજે અત્રે મધુરકંઠથી વાતચિત કરી શકતી હતી ! એના કંઠસ્વરે કૃષ્ણલાલના અંતરપર કેવી અસર કરી હશે એની કલ્પના અન્ય કોઈ કરી શકે તેમ નથી.

આ સઘળા વિચારો કરવાનો કૃષ્ણલાલને વખત મળ્યો નહિ. તે બીજી સુંદરી કે જે યશોદાની પાસેની રત્નજડિત ખુરસીપર બેઠેલી હતી તથા જેની કૃષ્ણલાલ સાથે પહેલાં પણ એક વખત મુલાકાત થઈ હતી તે સિંહાસનપર બેઠેલી સુંદરીનો ઇશારો જોઇને ઉઠી ઉભી થઇ કૃષ્ણલાલ પાસે આવી અને તેણે તેની સાથે વાતચિત કરવા માંડી:—

“ કૃષ્ણલાલ ! તમને એમ કહેવાની જરૂર જેવું નથી કે તમને કેદ કરીને અહીં લાવવામાં આવ્યા છે; તેથી હવે તમારે કોઈ પણ પ્રકારની સજા સહન કરવી પડશે.”

“ મ્હને વિના અપરાધે કેદ કરવામાં આવ્યો છે એ પણ તમારે ધ્યાનમાં રાખવાની જરૂર છે. જો હું અપરાધી હોત તો મ્હારા અપરાધની મ્હને જે સજા કરવામાં આવત તે હું અવશ્ય ભોગવત.”

“ તમારો અપરાધ એ છે કે, સાધુ મહાત્માના મકાનમાં જે તસ્વીર હતી તથા જેના પર પર્દો ઢાંકેલો હતો તે તસ્વીર તમે રજા સિવાય છુપી રીતે જોઈ લીધી છે. જે તસ્વીર પર પર્દો હોય તે રજા સિવાય જોવી નહિ એટલું પણ તમે નથી જાણતા કે ? ”

" હા—એ તો મ્હારો અપરાધ છે."

" અમારે ત્યાં એવો કાયદો છે કે જે આવો અપરાધ કરે તેનું મસ્તિષ્ક કાપી નાખવું."

" આવો કાયદો જ હોય તો તેને એક પ્રકારનો ભયંકર જુલ્મ જ ગણી શકાય."

" ગમે તેમ ગણો; પરંતુ હવે કોઈ પણ રીતે તમારા જીવનનું રક્ષણ થઇ શકનાર નથી–તમારા અકાળ મૃત્યુને કોઈ અટકાવી શકનાર નથી."

" ભલે, મૃત્યુથી હું ડરતો નથી. હું ખુશીથી મરવાને કબૂલ છું; છતાં તે પૂર્વે તમારે મ્હને મ્હારા પાંચ છ પ્રશ્નોના ઉત્તર આપવા પડશે."

" તમે મૃત્યુનો ઇનકાર કરો તો પણ તમારું કાંઈ વળી શકે તેમ નથી જ. વળી તમારા પર મેહેરબાની કરીને તમને તમારા એક જ પ્રશ્નનો ઉત્તર આપવામાં આવશે. તમે એકથી અધિક પ્રશ્ન પૂછશો તો તેનો ઉત્તર મળી શકશે નહિ. હવે તમારે જે પ્રશ્ન પૂછવો હોય તે પૂછો."

કૃષ્ણલાલે થોડા સમય સૂધી કાંઈ વિચાર કરીને પૂછ્યું:—"તમે જ્યારે એક જ પ્રશ્ન પૂછવાનું કહો છો તો લાચારીથી હું એક જ પ્રશ્ન પૂછીશ." આમ કહી યશોદા તરફ આંગળી કરીને તેણે પૂછ્યું:— " આ અહીં કેવી રીતે આવી છે? તથા અત્રે તેને આટલું બધું માન શા માટે આપવામાં આવ્યું છે?"

" તમે એકના બદલે બે પ્રશ્ન પૂછ્યા છે? એમાંથી એક જ સવાલનો ઉત્તર આપવામાં આવે છે કે, જેના સંબંધી તમે પૂછો છો

તે અમારાં મહારાણીજીનાં ન્હાની બ્હેન છે; તેથી આ દરબારમાં એમનું આટલું બધું માન છે.''

"તમે સત્ય ઉત્તર આપો છો એમ મ્હારે શા ઉપરથી માનવું ?'

"હું ધર્મના સોગન ખાઇને કહું છું કે, મ્હારો ઉત્તર સર્વથા સત્ય છે. માનવું ન માનવું એ તમારી મરજીની વાત છે."

"જો એમજ છે તો હું કોઈ પણ રીતે મરવું પસંદ કરતો નથી."

એ સુંદરીએ હાસ્ય કરીને કહ્યું:—"શું તમે મરવું નાપસંદ કરો એટલે તમારો જીવ બચશે કે ?"

"બેશક એમજ છે. જ્યાં સુધી હું મરવું પસંદ કરું નહિ ત્યાં સુધી તમે મ્હને મારી શકશો નહિ."

"એટલું તો અમે પણ જાણીએ છીએ કે, તમે ઘણા સાહસિક છો, અને તેના પરિણામે તમારાથી કેટલાંક મહાન્ કાર્યો પણ થઈ શકે છે; કિન્તુ આ સ્થળે તમારા સ્વભાવસિદ્ધ સાહસનો સહજ પણ ઉપયોગ થનાર નથી–તમને કરવામાં આવેલી સજા મિથ્યા થનાર નથી. છતાં જો તમે એક વાત કબૂલ કરો તો અમે તમને જીવનદાન આપવાને તૈયાર છીએ; એટલું જ નહિ પણ તમે જે ઇનામ માગશો તે તમને આપવામાં આવશે."

"એવી તે શી વાત છે ?"

"રાજકુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહનો જીવ તમારા કબ્જામાં છે તે તમે અમારાં મહારાણીજીના કબ્જામાં છોડી દ્યો."

આ સમયે ક્રોધની વિશેષતાથી કૃષ્ણલાલનું મુખમંડળ લાલચોળ બની ગયું. તેણે રોષાવેશમાં જ કહ્યું:—"કમબખ્ત ! ખબરદાર, જો પુનઃ તું આવી વાત ત્હારા મુખમાંથી બ્હાર કાઢીશ તો હું મ્હારા

ક્રોધને શમાવી શકીશ નહિ. હું જાણતો નહોતો કે, આવું ખૂબસુરત સ્ત્રીમંડળ યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહથી દુશ્મનાવટ રાખતું હશે! તમારી મેહેરબાનીની મ્હને બિલ્કુલ જરૂર નથી. મ્હને એમજ લાગે છે કે, તમે સર્વ રમતની પૂતળીઓ છો. મ્હને મારે તથા મ્હારી સાથે જબર્દસ્તી કરે એવી તાકત કોનામાં છે તે હું જોઉં છું."

આ સમયે એ સુંદરીનું મુખમંડળ પણ ક્રોધની ઉત્તેજનાથી લાલચોળ બની ગયું. બીજી જે સુંદરીઓ ત્યાં હાજર હતી તે પણ કૃષ્ણલાલનાં ઉપરોક્ત વચનો સાંભળી ક્રોધથી કંપવા લાગી; આમ છતાં મહારાણીના મ્હોંપર ક્રોધનું એક પણ ચિહ્ન જોવામાં આવતું નહોતું એ આશ્ચર્યજનક પ્રકાર હતો. કૃષ્ણલાલ સાથે વાતચિત કરનારી સુંદરીએ પોતાના કમરપટ્ટામાં લટકતી તલ્વારને મિયાનમાંથી બ્હાર ખેંચી કાઢીને ક્રોધકર્કશસ્વરે કહ્યું:–" હવે તમારે મૃત્યુની જ મુલાકાત કરવી પડશે. વીસ વીસ પુરુષોના જેટલી તાકાત અહીં બેઠેલી પ્રત્યેક સુંદરીનામાં તેમજ મ્હારામાં છે. તમારા હાથ પગ છુટા છે તેથી તમે કાંઈ તોફાન કરી શકશો એવી કલ્પનાને અંતરમાં સ્થાન આપશો નહિ. તમારું કાંડું દબાવી તમારા હાથમાંની તલ્વારને મ્હેં જમીનપર પાડી નાખી હતી એ તમને યાદ છે ને ? "

" જ્યારે આટલી બધી તાકાત તમારામાં છે ત્યારે પછી બન્ને રાજકુમારોનો જીવ તમે મ્હારી પાસે કેમ માગો છો. તમે જાતે જ જઇને તેમના પ્રાણનો વિનાશ કેમ નથી કરી આવતી ? "

" એક મહત્વના કારણને લીધે જ અમે એમ કરતાં નથી; છતાં હવે અમે પોતે જ એમ કરીશું; કિન્તુ કાર્યસિદ્ધિ થવામાં વિલંબ થવાનો સંભવ હોવાથી જ અમે તમને અમારો પ્રસ્તાવ સ્વીકારવાનો

હજી પણ આગ્રહ કરીએ છીએ. હવે કહો જોઇએ કે તમારે અમારા કહેવા પ્રમાણે વર્તવું છે કે અકાળે મરણુને શરણુ થવું છે ? ”

કૃષ્ણલાલે યશોદા તરફ હાથ લંબાવીને કહ્યું:—“ આ સુંદરી કે જેનો પરિચય તમે મહારાણીની બ્હેન તરીકે આપ્યો છે એના જીવન મરણનો આધાર મ્હારા હાથમાં છે એનો પ્રથમથી તમે વિચાર કરજો.”

આ સમયે યશોદા પોતાના આસનપરથી ઉઠી ઉભી થઇને બોલી:- “ કૃષ્ણલાલ ! તમે એમ ધારતા નહિ કે જે પતરાનો ડબ્બો તમે લઇ આવ્યા હતા તે હું નૌકામાં રાખીને આવી છું ! હવે એ ડબ્બો તમારા સિપાહીઓના કબ્જામાં નથી. મ્હેં એને ગંગાજીના જળમાં ડૂબાવી દીધો છે. હવે એ ભેદને ખુલ્લો કરી તમે મ્હારું બિલ્કુલ અનિષ્ટ કરી શકો તેમ નથી. વળી અત્રે આવ્યા પછી એ ડબ્બો મ્હેં પાછો મેળવ્યો છે. જુઓ, પેલી ખુણામાંની છત સાથે એ લટકી રહ્યો છે ! ”

કૃષ્ણલાલે છત સાથે એ ડબ્બો લટકતો જોયો. તેનો જીવ ડબ્બો જોતાં જ ગભરાઈ ગયો. તેની શુદ્ધિ બુદ્ધિ અદૃશ્ય થઇ ગઈ. એના મ્હોંમાંથી એક બૂમ નીકળી પડી તથા તેજ સમયે એ બેશુદ્ધ બની જઇ ધરાશાયી થયો.

લગભગ અર્દ્ધ ઘટિકા સુધી કૃષ્ણલાલ બેશુદ્ધ સ્થિતિમાં રહ્યો. પછી તે શુદ્ધિમાં આવ્યો; પરંતુ ઉઠીને ઉભા થવા જેટલી શક્તિ તેના શરીરમાં નહોતી. પોતાના જીવનની હવે તેને જાણે કે કશી ચિંતા રહી નહોતી. પેલી સુંદરી હજી સુધી હાથમાં સમશેર લઇને તેની પાસે ઉભી રહી હતી. એવામાં કૃષ્ણલાલને એકાએક કોઇ વાત યાદ આવી; જેથી તેની હાલત તદ્દન બદલાઈ ગઇ. ગૂમ થયેલી શક્તિ જાણે કે

પુનઃ તેના અંગ પ્રત્યંગમાં ઉત્પન્ન થઈ. 'હું વિના કારણ ચિંતામાં પડયો છું.' આમ કહી તે ઉઠીને ઉભો થયો, તથા પેલી સુંદરી સાથે પુનઃ વાતચિત કરવા લાગ્યો:—

"ના ના, હું મરી શકવાનો નથી જ."

"હવે તમને કોણ બચાવનાર છે ?"

કૃષ્ણલાલે યશોદા તરફ જોઇને કહ્યું:—"કોઇના લોહીથી લખાયલું પેલું પુસ્તક જે ઓરડીમાં રાખેલું છે એ ઓરડીની કુંચી મ્હારા જીવનનું રક્ષણ કરશે !"

આ વાકય સાંભળી યશોદા ચમકી ઉઠી. તેનું મુખમંડળ મલિન બની ગયું. તેનું મસ્તિષ્ક ભમવા લાગ્યું, તથા તે એમ કહેતી સિંહાસન પર ઝૂકી પડી કે, "આહ ! ગજબ થઈ ગયો ! મ્હારાથી ગંભીર ભૂલ થઈ ગઈ છે. એ કુંચી હું ત્યા ભૂલી આવી છું. કમબખ્ત ! ત્હારું નખ્ખોદ જાઓ. જબર્દસ્તીથી તું મ્હને ત્હારા હા...થ..."

તે પોતાનું અંતિમ વાક્ય સંપૂર્ણ ઉચ્ચારી શકી. વળી કૃષ્ણલાલના ઉપરોક્ત વાક્યથી એકલી યશોદાની નહિ; પરંતુ ત્યાં બેઠેલી સઘળી સુંદરીઓની સ્થિતિ શોચનીય થઇ ગઇ. તેમના સર્વેના મુખ ઉપર શોકની છાયા છવાઇ ગઈ. સઘળી સુંદરીઓ એકાગ્રદૃષ્ટિથી કૃષ્ણલાલના મ્હોં તરફ જોઈ રહી. હવે કૃષ્ણલાલની પણ ખાત્રી થઇ ગઈ કે તે પોતે પ્રાણહારક સંકટમાંથી બચી શકયો છે. એનો વિચાર સાચો હતો. થોડા સમય સુધી મૌનનું અવલંબન કર્યા પછી તેણે કહ્યું:—"એ પુસ્તક હું વાંચી પણ ગયો છું; વળી એ કાર્યમાં એક દોસ્તને મ્હેં મ્હારો સાથી બનાવ્યો છે. જો હવે ત્રણ દિવસમાં હું તેને નહિ મળું તો તે અવશ્ય ફશી નવાજુની કર્યા સિવાય રહેશે નહિ."

કૃષ્ણુલાલનાં આ વચનો સાંભળવામાં આવતાં સઘળી સુંદરીઓની ચિંતા અને અસ્થિરતા વધી ગઇ. મહારાણી જાણે કે પોતાની જીંદગીથી નિરાશ બની ગઈ હોય એવી ઉદાસ દૃષ્ટિથી તેણે પોતાની પાસે મૃગચર્મપર બેઠેલા સાધુ તરફ જોયું. સાધુએ સંકેતદ્વારા તેને સાહસનો સંચય કરવા જણાવ્યું તથા કૃષ્ણુલાલ તરફ જોઇને તેણે કહ્યું:—"શાહબાશ બેટા! ત્હેં ઘણું કામ કર્યું છે. હું ત્હારાપર અત્યંત પ્રસન્ન થયો છું. ત્હારા જેવી સુચતુર શિષ્યને જ હું શોધું છું."

આમ કહી સાધુ ઉઠી કૃષ્ણુલાલ પાસે ગયો તથા તે તેનો હાથ પકડીને તેને બીજી તરફ લઇ ગયો. સાધુના હાથમાં એટલું બધું બળ હતું કે કૃષ્ણુલાલનું કાંડું દુખવા લાગ્યું. જાણે કે લોઢાના હાથે જ તેનું કાંડું પકડયું હોય એમ તેને લાગ્યું.

આ સમયે સ્હવાર થયું હતું. સૂર્યકિરણોએ બાગની વૃક્ષશાખાઓને સુવર્ણરંગની બનાવી દીધી હતી. સાધુ કૃષ્ણુલાલને એક બંધ ઓરડી પાસે લઇ ગયો. એ ઓરડીને તાળું વાસેલું હતું. પોતાના બીજા હાથે એક કુંચી કાઢી, તાળું ખોલી, ઓરડી ઉઘાડીને સાધુએ કૃષ્ણુલાલને તેમાં ધક્કેલી દીધો. પછીથી પાછું દ્વાર બંધ કરી તેણે તાળું વાસી દીધું.

જો કે સૂર્યોદય થયો હતો છતાં જે ઓરડીમાં સાધુએ કૃષ્ણુલાલને કેદ કર્યો તેમાં પુષ્કળ અંધકારનો વિસ્તાર થયેલો હતો. એ ઓરડીમાં એક છિદ્ર સુદ્ધાં નહોતું કે જેમાંથી સામાન્ય પ્રકાશ આવી શકે. એ ઓરડી કેટલી મ્હોટી હતી એનો નિર્ણય પણ એ ભીષણ અંધકારમાં થઈ શકે તેમ નહોતો. એ ઓરડીની નીચેની જમીન એટલા બધા ભેજવાળી હતી કે એક જ કલાકમાં કૃષ્ણુલાલના હાથ પગ ઠંડા થઇ ગયા. એક કલાક પછી ચોતરફની દિવાલ તેની નજરે પડી. તેને એમ

લાગ્યું કે, એ દિવાલોમાંથી કોઈ પ્રકારનો પ્રકાશ નીકળતો હતો તથા એ પ્રકાશ ધીમે ધીમે વધતો જતો હતો. થોડા સમયમાં જ ત્યાં પૂર્ણ પ્રકાશ ફેલાઇ ગયો, તથા એ ઓરડીમાંની પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી નજરે પડવા લાગી.

એ ઓરડી બહુ મ્હોટી નહોતી. એના ચારે ખુણામાં ન્હાનાં મ્હોટાં હાડકાંનાં ઢગલા પડી રહેલા હતા. ઓરડીની ચાર તરફની દિવાલમાં છેક ઉંચે ચાર મ્હોટાં છિદ્ર હતાં; પરંતુ એ છિદ્રમાંથી મનુષ્યનું મસ્તિષ્ક બ્હાર નીકળી શકે તેમ નહોતું. પોતાની સ્હામેની દિવાલમાં જે છિદ્ર હતું તેમાં જ કોઈ વસ્તુ પ્રકાશતી કૃષ્ણુલાલની નજરે પડી. ઘણું ધ્યાન આપ્યા પછી તે સમજી શકયો કે, બે મ્હોટી વિકાળ આંખો તેના તરફ જોઈ રહી હતી !

એ અંધકારમય ઓરડીમાં ધીમે ધીમે પ્રકાશનો ફેલાવો થવાથી કૃષ્ણુલાલ ભય પામ્યો હતો. પછીથી જ્યારે આ બે ભયંકર આંખો તેની નજરે પડી ત્યારે તો તેનો ભય ઘણો વધી ગયો.

એ ઓરડીની જમીન પત્થરની હતી. તે ધીમે ધીમે ગરમ થવા લાગી. એથી કૃષ્ણુલાલનું શરીર સ્વસ્થ થયું અને તેને જે ઠંડી લાગી હતી તે દૂર થઇ ગઈ. અંતે એ જમીન એટલી બધી ગરમ થઇ ગઈ કે, કૃષ્ણુલાલને ઉઠી ઉભા થવું પડયું; પરંતુ તે ક્યાં જાય ? એ ઓરડીની સઘળી જમીન ધીમે ધીમે વિશેષ ગરમ થતી હતી. કૃષ્ણુલાલ જ્યાં પગ મૂકતો હતો ત્યાં તેનો પગ દાઝતો હતો ! એવામાં પેલા છિદ્રમાંથી જે આંખો જોવામાં આવતી હતી તે તરફ તેનું લક્ષ્ય ખેંચાયું. આ સમયે એ છિદ્રમાંથી એક હાથ અંદર કૃષ્ણુલાલ તરફ આવતો હતો. કૃષ્ણુલાલ એક ખુણામાં દબાઇ ગયો કે જેથી એ હાથ તેને સ્પર્શ કરી શકે નહિ; પરંતુ ધીમે ધીમે એ હાથ આગળ આવતો જ ગયો

તથા જોતજોતામાં તો તેણે કૃષ્ણલાલના હાથનું કાંડું બળપૂર્વક પકડી લીધું.

એ હાથ એવો મજબૂત હતો કે એમાં પોતાનું કાંડું પકડાતાં કૃષ્ણલાલે ઘણું દુઃખ અનુભવ્યું. તેનું સઘળું શરીર રોમાંચિત થયું. ધીમે ધીમે તેનું દુઃખ વૃદ્ધિંગત થવા લાગ્યું. એ હાથ યમદૂતનો જ હોય એવો ક્ષણ કાળ માટે તેને ભાસ થયો. અંતે કૃષ્ણલાલ બેહોશ બની ગયો.

જ્યારે કૃષ્ણલાલ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે પોતાને ગંગા કિનારાપર જોયો કે જે ઠેકાણે તે યશોદાની સાથે નૌકામાંથી કિનારાપર ઉતરી પડયો હતો. તેની પાસે જ પાકાં કેળાંનું એક મ્હોટું ઝુમખું પડેલું હતું. હજી સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો. તેને આવી સ્થિતિમાં જ રહેવા દઇ હવે આપણે મહારાણીના દરબાર તરફ પુનઃ દૃષ્ટિ ફેરવીશું, કે જે દરબારમાંથી કર્મધર્મસંયોગે કૃષ્ણલાલ પાછો ગંગા કિનારે આવી ચઢયો હતો.

કૃષ્ણલાલને ઓરડીમાં ધક્કેલી દઇ, ઓરડી બંધ કરી સાધુ મહારાણી પાસે નહિ જતાં બીજી તરફ ગયો. તે ફરતો ફરતો એક ચૉકમાં જઇ પહોંચ્યો. એ ચૉકમાં કેટલાક માણસો કામકાજ કરતા હતા. સાધુને જોતાંની સાથે જ એ લોકો ઉઠી ઉભા થયા. સાધુએ તેમને જોઇને કહ્યું:—“ કૃષ્ણલાલને હું ઠેકાણે પહોંચાડી આવ્યો છું. એ ઘણો ચાલાક નીકળ્યો. આપણાથી તેને કાંઇ કરી શકાયું નહિ. હશે, હવે એને એ જે સ્થળે યશોદાની સાથે ગંગા કિનારાપર ઉતર્યો હતો તે સ્થળે પહોંચાડી ધો. એના માટે કોઈ ખાવાની વસ્તુ પણ ત્યાં મૂકી રાખજો. ”

આટલું કહી સાધુ ત્યાંથી પાછો ફરી મહારાણી પાસે ઉપસ્થિત

થયો. આ સમયે મહારાણીનો દરબાર પહેલાંના જેવો નહોતો તેમજ પહેલાં જેટલી સુંદરીઓ દરબારમાં હાજર હતી તેટલી હમણાં હાજર પણ નહોતી. ત્યાં સિંહાસન, ખુરસીઓ વગેરેમાંનું કાંઈ નહોતું. માત્ર એક જાજમ બિછાવેલી હતી. તેનાપર મહારાણી, યશોદા અને પેલી સુંદરી કે જેના અશ્વપર સવાર થઇ યશોદા ચાલી ગઈ હતી તે અરસ્પરસમાં વાતચિત કરતી બેઠી હતી. સાધુએ ત્યાં ઉપસ્થિત થતાંની સાથે જ કહ્યું:—"કૃષ્ણલાલ આટલો બધો ચાલાક તેમજ ધુર્ત નીકળશે એમ હું ધારતો નહોતો. ધનપતે કહ્યું હતું કે એ ઘણો સાદો અને ભોળો માણુસ છે. તેની પાસેથી સહેલાઈથી કામ કાઢી શકાશે; છતાં સઘળો આડંબર વ્યર્થ છે."

જે ઘોડાપર બેસી યશોદા પલાયન કરી ગઈ હતી તે ઘોડો ધનપતનો હતો, તથા ધનપત જ કૃષ્ણલાલના દેખતાં કુવામાં કૂદી પડી હતી એ હવે પાઠકોએ સ્મરણમાં રાખવાની જરૂર છે. એ સુંદરીનું નામ ધનપત વાંચી કેટલાક વાંચકો વિચારમાં પડી જશે કે, સ્ત્રીજાતિનું આવું નામ હોય એ શું સંભવિત છે? પરંતુ આ નામનું ખરુ રહસ્ય ધીમે ધીમે વાંચકબંધુઓ જાણી શકશે. હમણાં ધૈર્ય ધારણ કરવાની પ્રાર્થના છે.

સાધુનાં વચનો સાંભળી ધનપતે કહ્યું:—"હશે, જે થવાનું હતું તે થયું છે. તેના માટે અફસોસ કરવો વ્યર્થ છે. આપણુને હવે માલૂમ પડી ગયું છે કે, આપણે કૃષ્ણલાલના પંઝામાં ફસાયલાં છીએ. હવે આપણો જીવ બચે તથા આપણે કૃષ્ણલાલના પંઝામાંથી મુક્ત થઇ શકીએ એવી યુક્તિ અજમાવવાની ઘણી જરૂર છે."

"હું તો હજી પણ તમને ભલામણ કરું છું કે, તમે તમારા મનમાં જે નિશ્ચય કર્યો છે તેનો ત્યાગ કરો. યુવરાજ ઇન્દ્રજીતસિંહ

અને આનન્દસિંહ ઘણા પ્રતાપી છે. એમને પોતાને આધીન કરી તેમના હક્કની વસ્તુ પડાવી લેવી એ ઘણું કઠિન કાર્ય છે. જુઓ, પહેલા જ પ્રસંગમાં તમને કેવી નિરાશા પ્રાપ્ત થઈ છે? ન કરે નારાયણ અને જો કદાચ કૃષ્ણલાલ મરી જાય કિંવા કોઈ તેને મારી નાખે તથા પેલું પુસ્તક તેની પાસે જ રહી જાય અર્થાત્ તેનો પત્તો ન લાગે તો પછી કોઇ પણ રીતે તમે બચી શકો તેમ છો કે?" સાધુએ કહ્યું.

"ના—કદાપિ બચી શકીએ તેમ નથી; અમારું બુરી હાલતમાં જ મૃત્યુ થાય એ નિસ્સંદેહ છે." યશોદાએ કહ્યું.

"હું આમ કદાપિ થવા દેત નહિ; પરંતુ શું કરું? લાચાર છું કે, મહારાણીએ યુક્તિથી મ્હને છેતરી મ્હારી પાસે પ્રતિજ્ઞા કરાવડાવી છે તેથી જ મ્હારે તમારી જંજાળમાં બંધાવું પડ્યું છે." સાધુએ સ્વાભાવિક અનિચ્છા દર્શાવી.

"અદ્યાપિ એક વખત પ્રયત્ન કરી જોવાનો મ્હારો વિચાર છે. જો દ્વિતીય પ્રયત્નમાં પણ આપણે નાસિપાસ થઇશું તો હું આપને કાંઇ કહીશ નહિ. પછીથી આપ કહેશો તે જ પ્રમાણે વર્તવામાં આવશે." મહારાણીએ સાધુને ઉદ્દેશીને કહ્યું.

"જેવી ઇચ્છા." સાધુએ સહજ વિષણ્ણવદને કહ્યું તથા મહારાણી બોલી કે:—"આ કાર્ય તમારા બેના સિવાય બીજા કોઇથી સફળ થાય તેમ નથી."

"એ માટે અમે અમારો પ્રાણ પણ આપવા પ્રતિ પળે તૈયાર છીએ. અમારે હવે શું શું કરવું તે કૃપા કરીને અમને જણાવો?" યશોદાએ કહ્યું.

"કૃષ્ણલાલ પાસેથી પુસ્તક મેળવવાનું કામ ધનપતને કરવાનું છે તથા માયાને કેદ કરી લાવવાનું કામ ત્હારે કરવાનું છે." મહારાણીએ કામની વહેંચણી કરી આપી.

"પરંતુ બે વાતોનું ધ્યાન રાખજો; નહિ તો તમારો જીવ બચશે નહિ." મહાત્માએ સૂચના કરી.

"શી વાતો વારુ ?"

"એક તો એ કે, યુવરાજ ચન્દ્રજીતસિંહ અને આનન્દસિંહને તમે હસ્તસ્પર્શ સુદ્ધાં કરશો નહિ. બીજી વાત એ છે કે, કૃષ્ણલાલને તમે બન્ને તમારો પત્તો લાગવા દેશો નહિ; નહિ તો એ તમારો બન્નેનો જીવ લીધા સિવાય રહેશે નહિ, અને તમારું કાંઈ ચાલશે નહિ." આમ કહી સાધુએ યશોદાને ઉદ્દેશીને કહ્યું:—"હવે તું એમ ન સમજીશ કે એ તને કરગરશે કિંવા ત્હારી ખુશામદ કરશે. હાં ખરી હકીકત તેના જાણવામાં આવી ગઈ છે. આપણું નખ્ખોદ વાળવાના પ્રયત્નો તે જરૂર કરશે જ."

મહારાણીએ યશોદા અને ધનપતને ઉદ્દેશીને કહ્યું:—"તમારી બન્નેની શક્તિ ઉપર મ્હને પૂર્ણ વિશ્વાસ છે. આ વખતે ઘણી જ સાવધાનતાથી કાર્ય કરજો."

"કાંઈ ચિંતા નહિ." બન્ને જણીઓએ ઉત્તર આપ્યો.

વાંચકબંધુઓ ! હવે આપણે શ્યામગઢ જઈને પેલા ભોંયરામાં સપડાયલાં માયાસુંદરી, આનન્દસિંહ વગેરેની ખબર લઈએ છીએ. જે સમયે રાજકુમાર આનન્દસિંહ, તેજસિંહ અને તારાસિંહ ભોંયરામાં ગિરફતાર થઈ ગયા અને તેમને સર્વને મહારાણા દિગ્વિજયસિંહ પાસે હાજર કરવામાં આવ્યા તે સમયે મહારાણાના માણસોએ ત્રણે જણાની

ઓળખાણ આપી. એમને ઓળખતાં જ મહારાણો ગંભીર ચિંતામાં પડયો, તથા તેઓ ભોંયરામાં કેવી રીતે આવી પહોંચ્યા હશે એ સંબંધીના વિચારો કરવા લાગ્યો. માયાસુંદરી પણ ત્યાં હાજર હતી. જ્યારે તે આનન્દસિંહ વગેરેને ઓળખી શકી ત્યારે ઘણી ગભરાઇ ગઇ. તેના મનમાં એવી ખાત્રી થઇ કે, પોતાનો બચાવ કરવા આવેલા આનન્દસિંહ, તેજસિંહ અને તારાસિંહનું જીવન હવે બચી શકશે નહિ. આ સમયે ઇશ્વરનું સ્મરણ કરી સ્વગત કહેવા લાગી કેઃ—"હે પરમાત્મન્! કૃપા કરી તમે કોઇ પણ રીતે એમના જીવનનું સંરક્ષણ કરજો. એમના બદલામાં જો મ્હારો જીવ જશે તો તેની મ્હને યત્‌કિંચિત્ પણ ચિંતા નથી; પરંતુ મ્હારી દૃષ્ટિ સમક્ષ હું એમને મૃત્યુને આધીન થતા જોઇ શકીશ નહિ. એ લોકો મ્હને છોડાવવા માટે જ અત્રે આવ્યા હતા એમાં કશો શક નથી; જો એમ ન હોત તો તેઓ શા માટે જીવનું જોખમ ખેડીને અત્રે આવત?"

ભોંયરામાં જે માણસો હતા તેઓ સર્વ એમજ સમજતા હતા કે, એ સ્થળે રાજકુમાર આનન્દસિંહને મદદ કરનાર એક પણ માણસ નથી. પરંતુ અમારા વાંચકબંધુઓ જાણે છે કે, આ પ્રસંગે જગન્નાથ જ્યોતિષી કારાધ્યક્ષના વેષમાં ત્યાં હાજર હતો; છતાં તેના એકલાથી શું થઇ શકે તેમ હતું?! જ્યોતિષી હિમ્મતવાન્ હતો. તે સાહસનો સંચય કરી મહારાણા દિગ્વિજયસિંહ સાથે વાતચિત કરવા લાગ્યો. તે જાણતો હતો કે પ્રસંગ ઉપસ્થિત થતા મહારાણાની વિરુદ્ધ તે એકલો કાંઇ કરી શકે તેમ નહોતો. વળી કારાધ્યક્ષની નિત્યનોંધના વાંચનથી તેને એમ માલૂમ પડયું હતું કે, જે અપરિચિત મનુષ્ય આ ભોંયરામાં પ્રવેશ કરે તેનો જીવ લેવામાં જ આવતો હતો. આ કાયદાનુસાર મહારાણો આનન્દસિંહ વગેરેનો જીવ લીધા સિવાય શાન્ત થશે નહિ

એમ તે ચોક્કસ સમજતો હોવા છતાં રાજકુમાર અને તેના સાથીદા-રોનું જીવન બચી શકે એવી બીજી રીતે તેના મનમાં થોડી આશા પણ હતી; કેમ કે પંડિત બદ્રીનાથ તેને એમ કહી ગયો હતો કે, 'આજે કોઇ પણ રીતે આ ગુપ્ત ભોંયરાને આપણે સ્વાધીન કરી લેવાનું છે!' આમ હોવાથી જગન્નાથે મહારાણાને વાતચિતમાં લગાડી જેમ બને તેમ વિશેષ વખત વીતાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તે મહારાણાની સ્હામે ઉભો રહીને હાસ્યમુખે બોલ્યોઃ—"મહારાજાધિરાજ! રાજ-કુમાર આનન્દસિંહજી અને તેમના બે સાથીદાર પોતાની જાતે જ આપણા કબ્જામાં આવી ગયેલા હોવાથી હું અતિ આનંદિત થયો છું."

આ વાક્ય સાંભળી જગન્નાથના આપાદમસ્તકનું સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરી દિગ્વિજયસિંહે સંશયાધીન બની જઇને કહ્યુંઃ—"આપના મુખમાંથી આવા શબ્દો સાંભળી મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે! આજે તમારી બુદ્ધિશુદ્ધિ અદૃશ્ય થઇ ગઇ હોય એમજ હું ધારું છું!!"

જગન્નાથે ગભરાઇ જઈ પોતાના બન્ને હાથ જોડીને કહ્યુંઃ—"આપ આમ શા માટે કહો છો, મહારાજ?"

"હજી પણ તમે મ્હને કારણ પૂછો છો? તમે જ કહોને કે, આનન્દસિંહ પોતાની જાતે જ અહીં આવીને ફસાઇ પડ્યા છે તેથી તમે ખુશી કેમ થયા છો?"

"હું એવો વિચાર કરીને ખુશી થયો છું કે, જ્યારે રાજકુમાર અને તેમના સાથીદારોના અત્રે કેદ પકડાયાના સમાચાર મહારાણા વીરસિંહજીના જાણવામાં આવશે ત્યારે તેઓ આપણને એમ અવશ્ય કહેવડાવશે કે, તમે આનન્દસિંહને મુક્ત કરો એટલે હું રાજકુમાર કલ્યાણસિંહજીને પણ મુક્ત કરું છું." ઉત્તરમાં કારાધ્યક્ષ વેષધારી યોતિષીએ કહ્યું.

"હવે મ્હારી દૃઢ ખાત્રી થઈ ગઇ છે કે, તમારી બુદ્ધિ ચરવા ગઇ છે, અને તમે કોઇ વેષધારી કારાધ્યક્ષ છો!" મહારાણીએ પોતાના સંશયનો સ્ફોટ કર્યો.

જ્યોતિષી જગન્નાથે કંપી ઉઠીને કહ્યું:—" કદાચ આપ એટલા માટે જ આમ કહેતા હશો કે મ્હેં જે હકીકત આપની હુજુરમાં નિવેદન કરી છે તે આ ભોંયરાના કાયદા વિરુદ્ધ છે!'

"હા, હવે તમે સમજ્યા. રાજકુમાર આનન્દસિંહ અને તેમના સાથીદાર અહીં આવી ફસાઇ પડેલા હોવાથી હું ઘણો દિલગીર થયો છું. હું મ્હારી તેમજ મ્હારા પુત્રની જીંદગીમાં નિરાશ થઈ ગયો છું. હવે આ સ્યામગઢ ઉજ્જડ થઇ જશે એ નિસ્સંદેહ છે. વળી ઘણા કાળથી જે કાયદો ચાલૂ આવ્યો છે તેનો હું કોઇ પણ રીતે ભંગ કરી શકું તેમ નથી. મ્હારે આનન્દસિંહ તથા તેમના સાથીદારોને લાચારીથી મારી નાખવા જ પડશે. અને તેનું પરિણામ ઘણું માઠું આવશે. હું એમ ધારું છું કે, કુમાર આનન્દસિંહ આ ભોંયરામાં કાંઈ પહેલ વહેલા આવ્યા નથી. એમના બહુરૂપીઓ અત્રે આવી ભોંયરાની સઘળી પરિસ્થિતિ પ્રથમથી જોઇ ગયા હોવા જોઇએ એવી મ્હારા મનમાં પ્રબળ આશંકા રહે છે. કેટલાક દિવસથી અત્રે જે સઘળી વિચિત્રતા જોવામાં આવે છે એ તેનું જ કારણ હોય એમ લાગે છે. ખરી વાત એ છે કે, આજનાં તમારાં વચનો સાંભળી તમારાપર પણ મ્હને દૃઢ સંદેહ ઉપજ્યો છે. અહીંના કારાધ્યક્ષ એ લોકોને ભોંયરામાં ફસાઈ પડેલા જોઈ કદાપિ પ્રસન્નતા પ્રદર્શિત કરત નહિ. તે એમજ સમજત કે, અત્રેના કાયદા પ્રમાણે આનન્દસિંહ અને તેમના સાથીદારને મારી નાખવા પડશે અને તેના બદલામાં વીરસિંહજી રાજકુમાર કલ્યાણસિંહનો જીવ લેશે. વળી તેમના બહુરૂપીઓ બેશુદ્ધિના ઔષધમાં પ્રાણહારક

વિષનું મિલન કરી આપણા માણસોનું અકાળે મૃત્યુ નિપજાવશે. આવી વસ્તુસ્થિતિ હોવાથી આ પ્રકારથી અત્રેના કારાધ્યક્ષ ચિંતા જ પ્રદર્શિત કરત." મહારાણા દિગ્વિજયસિંહે સંશયયુક્ત દૃષ્ટિથી જ્યોતિષી તરફ જોઈ રહીને કહ્યું.

મહારાણાનાં આ વચનો સાંભળવામાં આવતાં જ્યોતિષીની આંખો ઉઘડી ગઈ. પોતાના મનમાં ને મનમાં તેણે પોતાની ભૂલ કબૂલ કરી. નીચી દૃષ્ટિ કરી તે સ્વગત કશો વિચાર કરવા લાગ્યો. એવામાં મહારાણાએ એકાએક પોતાની પાસે ઉભા રહેલા માણસોને આજ્ઞા કરી કે:—" આ વેષધારી કારાધ્યક્ષને પણ કેદ કરો, તથા તેની ચોક્કસ તપાસ કરો કે, તે અહીંનો કારાધ્યક્ષ છે યા વીરસિંહજીનો કોઇ બહુરૂપી છે ?! "

વિના વિલંબે જગન્નાથ જ્યોતિષીને દિગ્વિજયસિંહના માણસોએ મુસ્કેટાટ બાંધી દીધો, તથા મહારાણાએ બે માણસોને ગરમ પાણી લાવવાની આજ્ઞા કરી. એ સ્થળે પાણી ગરમ કરવામાં વિલંબ થશે વિચારી ઉપરના દિવાનખાનામાં કે જ્યાં રાત્રિ દિવસ ગરમ પાણી તૈયાર રહેતું હતું ત્યાંથી લઈ આવવાની મહારાણા પાસે આજ્ઞા માગી. મહારાણાએ આજ્ઞા આપી એટલે બે માણસો પાણી લઈ આવવા માટે ઉપરના દિવાનખાના તરફ ચાલ્યા ગયા.

એ બન્ને માણસો ગરમ પાણી લેવા ગયા તો ખરા; પરંતુ થોડા સમયમાં જ પાછા આવીને તેમણે વ્યાકુળતા અને ભયમિશ્રિત સ્વરે કહ્યું:–" ઉપર જવાનો રસ્તો તો બંધ થઇ ગયો છે."

" રસ્તો કેવી રીતે બંધ થાય ? " વિસ્મિત બની જઈ મહારાણો બોલ્યો.

"કોણ જાણે કે શાથી આમ થયું છે?" એ બે માણસોએ અજ્ઞાનતા દર્શાવી.

"એમ બનવું સર્વથા અશક્ય છે. જુઓ કુંચી તો મ્હારી પાસે છે; તેથી આ કુંચી સિવાય કોણ કેવી રીતે રસ્તો બંધ કરી શકે?" કુંચી બતાવીને મહારાણાએ આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યા.

"મહારાજ! આપ પોતે જ આવીને ખાત્રી કરી જુઓ જેથી સત્વર સત્ય પ્રકાર આપના જાણવામાં આવશે." નોકરે કહ્યું.

દિગ્વિજયસિંહે જાતે જઇને જોયું તો ઉપર જવાનો માર્ગ અર્થાત્ દરવાજો બંધ થઇ ગયેલો તેની નજરે પડયો. અત્યંત આશ્ચર્યચકિત, વિસ્મિત અને ભયભીત બની જઈ તે વિચારવા લાગ્યો કે, કુંચી પોતાની પાસે હોવા છતાં દ્વાર કોણે બંધ કરી દીધું?! તેણે કુંચી લગાડી; પરંતુ દ્વાર ઉઘડી શક્યું નહિ. આજ સુધી આ કુંચીથી જ આ ભોંયરામાં આવવા જવાનું દ્વાર ઉઘાડવામાં આવતું હતું; પરંતુ આ સમયે મહારાણા પાસેની કુંચીથી એ દ્વાર ઘણી મહેનત કરવામાં આવ્યા છતાં ઉઘડયું નહિ. મહારાણાના વિસ્મયનો પાર જ રહ્યો નહિ. એ ભોંયરામાંનાં બીજાં પણ ઘણાં દ્વાર એ કુંચીથી ઉઘડતાં હતાં. દિગ્વિજયસિંહે કુંચીને બીજા દ્વારની કળમાં લગાડી; પરંતુ બીજું દ્વાર સુદ્ધાં ખુલ્યું નહિ. આ સમયે દિગ્વિજયસિંહનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું, તથા મ્હોંમાંથી એકાએક એવા શબ્દો નીકળી પડયા કે:—"હવે આ ભોંયરાનો અને આપણા અસ્તિત્વનો અંતકાળ ઉપસ્થિત થઇ ગયો છે!"

દિગ્વિજયસિંહ ચોતરફ અસ્થિરતાથી ફરતો ફરતો બીજાં દ્વારમાં કુંચી લગાડતો હતો એવામાં મંડપના મધ્યભાગમાં પેલી જે ભયંકર

પિશાચ પ્રતિમા હતી તેના મુખમાંથી એવા શબ્દો સાંભળવામાં આવ્યા કેઃ—“ ત્હારી પાસેની કુંચી માત્ર બારમા નંબરની ઓરડીને જ લાગશે. ત્હારાથી બની શકે એટલી ઝડપથી માયાસુંદરીને તું એમાં પૂરી દે; નહિ તો મસ્તમાં સર્વેનો જીવ જશે ! ”

આ સર્વથા નવીન, અદ્ભુત અને અસંભવ વાત સાંભળી દિગ્વિજયસિંહનું કાળજું જોરથી ધબકવા લાગ્યું; છતાં તે કાંઇ સમજી શકયો નહિ, કે એ પ્રતિમા કેવી રીતે બોલી ? આજ સુધીમાં કદાપિ એ પ્રતિમાએ એક પણ અક્ષર ઉચ્ચાર્યો નહોતો. એના સમક્ષ સેંકડો મનુષ્યોનાં બળિદાન અપાઇ ગયાં હતાં; પરંતુ કદાપિ આજની માફક એ મૂર્ત્તિએ શબ્દોચ્ચાર કર્યો નહોતો. આજે દિગ્વિજયસિંહે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે, એ પ્રતિમામાં અવસ્ય કાંઈ અદ્ભુત કરામત હોવી જોઇએ, અને એટલા માટે જ પ્રાચીનકાળથી તેને બળિદાન દેવાની પ્રથા ચાલુ રહેલી હોવી જોઇએ. જો કે દિગ્વિજયસિંહ આવી વાતોપર ઘણો થોડો વિશ્વાસ રાખતો હતો; પરંતુ ભયની ભાવનાથી તે દબાઈ ગયો. ચિંતા કિંવા વિચાર કરવામાં તેણે વિશેષ વખત વીતાડયો નહિ. તેણે પોતાની પાસેની કુંચીથી બારમા નંબરની ઓરડી ઉઘાડી તેમાં માયાસુંદરીને પૂરી દીધી

દિગ્વિજયસિંહ આ કાર્ય પૂર્ણ નહિ કરી રહ્યો હોય એવામાં ઘણા માણસોની સાથે પંડિત બદ્રીનાથ ભોંયરામાં આવી પહોંચ્યો. રાજકુમાર આનન્દસિંહ તથા તારાસિંહને બંધનયુક્ત જોઇ ત્વરાથી તેણે તેમને બંધનમુક્ત કર્યા. આ સમયે દિગ્વિજયસિંહના માણસોએ તેમના સર્વેનાપર હુમલો કર્યો.

આનન્દસિંહ તેજસિંહ અને તારાસિંહ છૂટા થઇ ગયેલા હોવાથી લડાઈ બરાબર ચાલવા લાગી. એમની સ્હામે યુદ્ધ કરી શકે એવો કોણ

માણસ હતો ? માત્ર ચાર બહુરૂપીઓ જ શત્રુ પક્ષના સઘળા માણસોનો સંહાર કરવાને સમર્થ હતા. કેટલાક માણસો માર્યા ગયા અને કેટલાક જખ્મી બની ધરાશાયી થયા. મહારાણા દિગ્વિજયસિંહને પણ કેદ કરવામાં આવ્યો. વીરસિંહના પક્ષનો એક પણ માણસ આ પ્રસંગે માર્યો ગયો નહિ. આ સઘળું કાર્ય થઈ ગયા પછી વીરસિંહના માણસો માયાસુંદરીની શોધ કરવા લાગ્યા.

આ ભોંયરામાં જે આશ્ચર્યજનક વાતો થઇ હતી તે સર્વના સાંભળવામાં આવી હતી. લાલી અને જ્યોતિષીએ સઘળી હકીકત આનન્દસિંહ તથા બહુરૂપીઓને કહી સંભળાવી. વિશેષમાં તેમણે એમ પણ કહી દીધું કે, માયાસુંદરીને બારમા નંબરની ઓરડીમાં પૂરી રાખવામાં આવી છે.

બદ્રીનાથે દિગ્વિજયસિંહ પાસેથી બળપૂર્વક કુંચી લઈ લીધી, તથા તેણે બારમા નંબરની ઓરડી ઉઘાડી; પરંતુ એ ઓરડીમાં માયાસુંદરી નજરે પડી નહિ. દીપક લઇ તેની ઘણી શોધ કરવામાં આવી; પરતુ તેનો પત્તો નજ લાગ્યો. કોણ જાણે કે તે જમીનમાં છુપાઇ ગઇ કે દિવાલમાં ગૂમ થઈ ગઈ ! બારમા નંબરની ઓરડીમાંથી માત્ર કાગળનો એક ન્હાનો કડકો મળી આવ્યો. એ કાગળ ઉપાડી વાંચી જોતાં એમાં માત્ર એટલા જ શબ્દો લખેલા જણાયા કે '**ધનપત.**' આ શબ્દોનું રહસ્ય કોઇના સમજવામાં આવ્યું નહિ; પરંતુ એવો વિશ્વાસ થઇ ગયો કે, આ સ્થળે માયાસુંદરીનો પત્તો લાગવો અશક્ય છે. ધનપતનું નામ સાંભળી લાલી હસી પડી. જ્યારે સર્વેએ તેને તેના હસવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે પ્રથમ તો કશો ઉત્તર આપ્યો નહિ. તે નીચું જોઇને ઉભી રહી. જ્યારે બહુરૂપીઓએ તેને ઘણું કહ્યું

ત્યારે મૌનનો ભંગ કરી તે હાવકા મુખે કહેવા લાગી:—"હું કોઇ ખાસ કારણથી હસી નથી. મહા મહેનતે મ્હેં માયાસુંદરીને અહીંથી છોડાવ્યાં હતાં. (આ સમયે માયાસુંદરીને છોડાવવા માટે તેણે જે જે કાર્યો કર્યાં હતાં તેનું વર્ણન કર્યું.) હું એમ ધારતી હતી કે, આ કાર્યના બદલામાં મહારાણા વીરસિંહજી પાસેથી હું ઇચ્છિત ઇનામ મેળવી શકીશ; પરંતુ મ્હાગ દુર્દૈવે મ્હારી ઇચ્છા સફળ થઇ નથી. મ્હારી સઘળી મહેનત વ્યર્થ થઇ ગઇ છે. મ્હારા દેખતાં જ માયાસુંદરીને બારમા નંબરની ઓરડીમાં પૂરવામાં આવ્યાં હતાં; પરંતુ વિધાતાના વિચિત્ર વિધાનથી અજાયબી ભરેલી રીતે તેઓ અદૃશ્ય થઇ ગયાં છે. આથી જ મ્હને વિધાતાની વક્રલીલાપર સ્વાભાવિક હસવું આવ્યું હતું."

લાલીનાં આ વચનોપર બીજાઓને વિશ્વાસ બેઠો કે કેમ એ તો પરમાત્મા જાણે; પરંતુ આપણા બહુરૂપીઓને તો વિશ્વાસ ન જ બેઠો. હવે એ લોકો લાલી સાથે કેવા દાવ ખેલે છે એ આપણે ધીમે ધીમે જોઇશું.

હવે ભોંયરામાં રોકાવું વ્યાજબી નથી એવો અભિપ્રાય બદ્રીનાથે દર્શાવ્યો. પછીથી યુધ્ધમાં જે માણસો માર્યા ગયા હતા તેમને ત્યાં જ ખાડાઓ ખોદી દાટી દેવામાં આવ્યા. બચી ગયેલાં ચાર પાંચ માણસોને દિગ્વિજયસિંહની માફક કેદી બનાવી તેમને સર્વને સાથે લઇ બ્હાર નીકળવાની તૈયારી કરી. સઘળા કેદીઓના મ્હોંપર ચાદર બાંધી દેવામાં આવી. જ્યોતિષીએ કુંચીઓનું ઝુમખું અને નિત્યનોંધ લઈ લીધા, અને તેઓ સર્વે ભોંયરાની બ્હાર નીકળ્યા. ભોંયરામાંથી બ્હાર જતી વખતે વચ્ચે જેટલાં દ્વાર આવ્યાં તે સઘળાંને જ્યોતિષીએ બંધ કરી દીધાં, કે જેથી પોતાની ગેરહાજરીમાં અંદર કોઈ પ્રવેશ કરી શકે નહિ

ભોંયરામાંથી બ્હાર નીકળ્યા પછી લાલીએ રાજકુમાર આનન્દ-સિંહને કહ્યું:—"દિલગીરી સાથે મ્હારે કહેવું પડે છે કે મ્હારી સઘળી મહેનત બરબાદ થઇ ગઇ છે. હવે માયાસુંદરીનું પુનર્મિલન થાય એવી આશા નથી, હવે આપ દયાભાવે મ્હને જો આજ્ઞા આપતા હો તો હું મ્હારે ઘેર ચાલી જાઉં; કેમ કે, માયાસુંદરીની માફક મ્હને પણ આ કિલ્લામાં કેદ કરવામાં આવી હતી!"

"તમારું મકાન ક્યાં છે?" આનન્દસિંહે પૂછ્યું.

"મથુરાંજીમાં." લાલીએ ઉત્તર આપ્યો.

"લાલીની જીવનકથા અને તેનો કાર્યવ્યવસાય ઘણો અદ્‌ભુત હોવો જોઇએ એમાં કશો સંદેહ નથી. એને આપણે આપણી સાથે મહારાણાજી પાસે લઇ જવી જોઇએ." તેજસિંહે આનન્દસિંહના કાનમાં કહ્યું.

"એમજ કરવું જોઇએ. નહિ તો મહારાણાજી ઠપકો આપશે." બદ્રીનાથે પણ પોતાનો વિચાર દર્શાવ્યો.

બહુરૂપીઓની મતલબ રાજકુમાર આનન્દસિંહ સમજી ગયો, તથા આ સ્થળેથી તેણે લાલીને વિદાય થવાની રજા આપી નહિ. લાચારીથી લાલીને રાજકુમાર સાથે જવું પડયું છાવણીમાં જઈ પહોંચ્યા પછી લાલીને એક અલગ તંબૂમાં રાખવામાં આવી.



# પ્રકરણ ૨ જું.



## દાસત્વ સ્વીકાર.

બીજે દિવસે સંધ્યાકાળે રાણો વીરસિંહ પોતાના તંબૂમાં બેસીને શ્યામગઢ સંબંધી વાતચિત કરવા લાગ્યો. બદ્રીનાથ, તેજસિંહ, તારાસિંહ, રાજકુમાર આનન્દસિંહ અને જ્યોતિસિંહ તેની પાસે બેઠા હતા. સર્વે પોતે શ્યામગઢના ભોંયરા સંબંધીની જેટલી હકીકત જાણતા હતા તે તેમણે કહી સંભળાવી. પછીથી જ્યોતિસિંહને ઉદ્દેશીને વીરસિંહે પૂછ્યું:—"શ્યામગઢ સંબંધી હવે શું કરીશું ?"

"શ્યામગઢના માલિક આપ થઇ ચુકયા છો એ વિષયમાં બિલ્કુલ શક નથી. મહારાણા દિગ્વિજયસિંહ અને દીવાન–બન્ને જણા આપણા પંઝામાં ફસાઈ પડયા છે તો પછી હવે શી બાબતની કસર રહી છે? હવે મહારાણા દિગ્વિજયસિંહજી સંબંધી શું કરવું તેનો જ વિચાર કરવાની જરૂર છે." જ્યોતિસિંહે કહ્યું.

"તેમજ માયાસુંદરી માટે શો બંદોબસ્ત કરવો જોઇએ એ બાબતનો પણ નિર્ણય કરવાની જરૂર છે." વીરસિંહે કહ્યું.

"જી હા; આપનું કહેવું ખરું છે. માયાસુંદરી સંબંધી હું હમણાં કાંઇ કહી શકતો નથી. પ્રથમ હું મહારાણા દિગ્વિજયસિંહ સંબંધી શું કરવું એ આપશ્રી પાસેથી જાણવાને ઇચ્છું છું." જ્યોતિસિંહે કહ્યું.

"મ્હારો અભિપ્રાય એવો છે કે, જો તે ચોખ્ખા દિલથી આપણી આધીનતાનો સ્વીકાર કરે તો શ્યામગઢપર ખંડણી ઠરાવી આપણે એને છોડી દઇએ." વીરસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

"મ્હારો પણ એવો જ વિચાર છે." જ્યોતિસિંહ વીરસિંહના વિચારને સંમત થયો.

"હમણાં કદાચ છુટા થવાના હેતુથી એ આપણી આધીનતા કબૂલ કરે અને ભવિષ્યમાં પાછો બેઇમાની કરે તો ?!" તેજસિંહે શંકા દર્શાવી.

"ના ના—આ શંકા વાસ્તવિક નથી. મ્હારા સાંભળવામાં આવ્યું છે તે પ્રમાણે તો એ એક પ્રમાણિક, સત્યવાદી અને બહાદુર રાજા છે. વળી ન કરે નારાયણ અને એની દાનત થોડા કાળ પછી કદાચ બદલાઇ જાય તો એ માટે આપણે ચિંતા રાખવી જોઇએ નહિ." તારાસિંહે કહ્યું.

"બરાબર છે. તમે જઇને એને બંધનમુક્ત દશામાં મ્હારી પાસે લઈ આવો. એના હાથ પગમાં બેડીઓ હોય એવી સ્થિતિમાં અહીં લાવવો એ એનું ભયંકર અપમાન કરવા જેવું છે." વીરસિંહે કહ્યું.

"જેવી આજ્ઞા." કહીને તારાસિંહ ચાલ્યો ગયો, તથા થોડા સમયમાં જ તારાસિંહ રાણા દિગ્વિજયસિંહ સહ ત્યાં પુનઃ ઉપસ્થિત થયો. રાણા વીરસિંહને સલામ કરી તથા પોતાના બન્ને હાથ જોડી દિગ્વિજયસિંહ ઉભો રહ્યો.

"હવે કહો જોઇએ કે તમારો શો વિચાર છે ?" દિગ્વિજયસિંહને વીરસિંહે પ્રશ્ન કર્યો.

"જીવનપર્યંત આપના સહવાસમાં રહી આપની તાબેદારી જ કરવાંનો મ્હારો વિચાર છે." દિગ્વિજયસિંહે નમ્રતાયુક્ત ઉત્તર આપ્યો.

"ભવિષ્યમાં તમારો આ વિચાર બદલાશે તો નહિ ને ?" વીરસિંહે પૂછ્યું.

"આપ જેવા પ્રતાપી રાણાજી સાથે દુશ્મનાવટ રાખે એના જેવો કમબખ્ત કોઈ પણ ન હોઈ શકે. વળી આપના ઉપર વિજય મેળવવાની ઈચ્છા મૂર્ખશિરોમણિ સિવાય કોઇ વિચારશીલ વ્યક્તિ રાખી શકે તેમ નથી. આપનો એક એક બહુરૂપી દશ દશ રાજ્યોપર વિજય મેળવવા જેટલું અલૌકિક બુદ્ધિસામર્થ્ય ધરાવે છે. આ શ્યામગઢના કિલ્લાના મજબુતાઈ પર મ્હને ઘણો વિશ્વાસ હતો; પરંતુ હવે મ્હારો એવો નિશ્ચય થઇ ગયો છે કે, એ મ્હારો વિશ્વાસ સર્વાંશે ભ્રમ ભરેલો હતો. આપ ગમે તે રાજ્યને યુદ્ધ કર્યા સિવાય જીતી લેવાનું સામર્થ્ય ધરાવો છો. મ્હારી તો બુદ્ધિ જ કાંઇ કહ્યું કરતી નથી. હું સમજી શકતો નથી કે, શું થયું અને આપના બહુરૂપીઓએ કેવી ચાલાકી ચલાવી? સેંકડો વર્ષથી જે ગુપ્ત ભોંયરાનો ભેદ છુપાઇ રહેલો હતો તથા જે ભેદની હજી મ્હને પણ પૂર્ણ માહિતી નથી એ ભોંયરાને જોત જોતાંમાં આપના બહુરૂપીઓ સ્વાધીન કર્યું છે એ વિષય કેટલો બધો આશ્ચર્યજનક છે? ઇશ્વરની આપનાપર અપાર કૃપા છે, તથા સાચા અંતરની ઉપાસનાનો જ આ સઘળો પ્રતાપ છે. આપની સાથે દુશ્મનાવટ રાખવી એ પોતાના હાથે જ પોતાનો શિરચ્છેદ કરવા જેવું કાર્ય છે."

દિગ્વિજયસિંહનાં આવાં વચનો સાંભળી વીરસિંહે સ્મિત હાસ્ય કર્યું, તથા તે તેના તરફ જોવા લાગ્યો. દિગ્વિજયસિંહે ઉપરનાં વાક્યો અંતઃકરણની સત્યતાથી ઉચ્ચાર્યા હોય એવો ભાસ થતો હતો. વીરસિંહે અત્યંત પ્રસન્નતાપૂર્વક દિગ્વિજયસિંહને પોતાની પાસે બેસાડીને કહ્યું:-"દિગ્વિજયસિંહજી, સાંભળો—અમે તમને મુક્ત કરીએ છીએ અને શ્યામગઢનું રાજસિંહાસન પુનઃ તમારે સ્વાધીન કરીએ છીએ; પરંતુ તમે હમ્મેશાં તમારા અંતરમાં એમ સમજજો કે, તમે અમારી

આધીનતામાં છો, તથા દરવર્ષે તમારે અમને અમુક ખંડણી ભર્યા કરવી."

"હું તો મ્હને પોતાને આપનો તાબેદાર સમજી ચુક્યો છું. વળી હવે પુનઃ મ્હારે રાજસિંહાસનપર બેસવું નથી. એ સ્થાને આપ બીજા કોઇ સુયોગ્ય માણસની નિમણુંક કરો તથા મ્હને આપની સાથે રહેવાની આજ્ઞા આપો."

"શ્યામગઢના સિંહાસનપર બેસાડવા યોગ્ય તમારા જેવી બીજી એકે સુયોગ્ય વ્યક્તિ હોય એમ હું ધારતો નથી." વીરસિંહે કહ્યું.

"મ્હારાપર કૃપાકરો. હવે રાજખટપટમાં પડવાની મ્હારી બિલ્કુલ ઇચ્છા નથી." રાજ્યપ્રતિ દિગ્વિજયસિંહે વિરક્તિ દર્શાવી.

અડધા કલાક સુધી આવી રીતે આગ્રહ ચાલૂ રહ્યો. વીરસિંહ પોતાના હાથેજ દિગ્વિજયસિંહને શ્યામગઢના રાજસિંહાસનપર બેસાડવાને ઇચ્છતો હતો, અને દિગ્વિજયસિંહ એ ઇચ્છા પ્રતિ નારાજી દર્શાવતો હતો. અંતે લાચારીથી તેને વીરસિંહની ઇચ્છા માન્ય કરવી પડી; પરંતુ તે સાથે તેણે વીરસિંહ પાસે એવી કબૂલત કરાવી લીધી કે;—"એક મહિના સુધી મ્હારા મહેમાન તરીકે આપને આપનાં સઘળાં માણસો સાથે શ્યામગઢમાં રહેવું પડશે." આ વાત વીરસિંહે માન્ય કરી; કેમ કે શ્યામગઢના ભેદી ભોંયરાનો સઘળો ભેદ જાણવાની તેની ઉત્કટ ઇચ્છા હતી. વીરસિંહ અને જ્યોતિસિંહનો એવો દૃઢ વિશ્વાસ થઈ ગયો હતો કે, એક ભોંયરામાં પ્રાચીનકાળનો ઘણો ભેદ તેમજ અખૂટ ખજાનો છુપાઇ રહેલો હોવો જોઇએ.

મહારાણા દિગ્વિજયસિંહે પોતાના બન્ને હાથ જોડી જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:—"કૃપા કરી મ્હને સમજાવો જોઇએ કે આપ તથા આપના સાથીદારોએ શ્યામગઢમાં શું શું કર્યું છે ? હજી સુધી હું એ સંબંધી કશો નિર્ણય કરી શકયો નથી."

જ્યોતિસિંહે સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. દીવાન રામાનન્દના હાલ સાંભળી દિગ્વિજયસિંહ પુષ્કળ હસ્યો તેમજ તેને પોતાની બેવકૂફીપર પણ હસવું આવ્યું. તેણે કહ્યું:—" આપ લોકોથી ન બની શકે એવો એક પણ પ્રકાર નથી."

ત્યાર પછી દીવાન રામાનન્દને પણ ત્યાં બોલાવવામાં આવ્યો, તથા તેને દિગ્વિજયસિંહને સોંપવામાં આવ્યો. પછીથી દિગ્વિજયસિંહના પુત્ર કલ્યાણસિંહને લઈ આવવા માટે વીરસિંહે કેટલાક માણસોને રામગઢ મોકલ્યા.

આ સઘળું કાર્ય થઇ ગયા પશ્ચાત્ લાલી સંબંધી વાતચિત ચાલૂ થઈ. જ્યોતિસિંહે દિગ્વિજયસિંહને પૂછ્યું કે:—" લાલી કોણ છે તથા આપને ત્યાં એ કેટલા સમયથી રહે છે ? " આ પ્રશ્નના ઉત્તરમાં તેણે જણાવ્યું કે, " લગભગ એક મહિના ઉપર ચાર ચાર દિવસના અંતરે લાલી અને કુંદન નામની સ્ત્રીઓ મ્હારે ત્યાં આવી પહોંચી. એમની ચાલ તથા પોષાકપરથી મ્હને એમ માલૂમ પડયું કે, તેઓ ઇજ્જતદાર ઘરની કન્યાઓ છે. તેમને પૂછવામાં આવતાં પોતે ઇજ્જતદાર કુળકન્યાઓ હોવાનું જણાવ્યું તથા કહ્યું, ' કેટલીક મુશ્કેલીઓને લીધે બે ત્રણ માસ માટે હું આપના રાજ્યમાં રહેવાને ઇચ્છું છું.' કૃપા કરીને મ્હેં તેમને બન્નેને રહેવાની વ્યવસ્થા કરી આપી. તેમની વિશેષ હકીકત હજી સૂધી મ્હારા જાણવામાં આવી નથી."

" એ બન્ને સામાન્ય સ્ત્રીઓ હોય એમ લાગતું નથી. એમનામાં જરૂર કશો ભેદ છે." જ્યોતિસિંહે કહ્યું.

" હું એક આશ્ચર્યજનક વાર્ત્તા કહી સંભળાવું છું." જગન્નાથ જ્યોતિષીએ કહ્યું.

" શી વાર્ત્તા ? "

"આપને યાદ હશે કે, ભોંયરાની હકીકત કહેતી વખતે મ્હેં કહ્યું હતું કે, જ્યારે ભોંયરામાં માયાસુંદરી અને લાલીને મ્હેં જોઇ ત્યારે મ્હેં તેમનાં બન્નેનાં નામનો ઉચ્ચાર કરેલો હોવાથી તેઓ ચમકી હતી." જ્યોતિષીએ કહ્યું.

"હા હા–એ પ્રકાર મ્હને યાદ છે. હું આપને એમ પૂછવાનો જ હતો કે, લાલીને આપ કેવી રીતે ઓળખી શક્યા ?" જ્યોતિસિંહે કહ્યું.

"એજ વાર્તા આશ્ચર્યજનક છે. જુઓ સાંભળો, એક વખતે શ્યામગઢના ભોંયરામાં બેસી જીવ ગભરાવાથી હું ત્યાંની ઓરડીઓ ઉઘાડીને જોવા લાગ્યો. કુંચીઓનું જે ઝુમખું મ્હને મળ્યું હતું તેમાં એક કુંચી સર્વથી મ્હોટી હતી. એ કુંચી સઘળી ઓરડીઓને લાગે છે. બીજી ઘણી ખરી કુંચીઓ ક્યાંની છે તેનો હજી સૂધી કશો પત્તો હું લગાડી શક્યો નથી." આટલું બોલીને જગન્નાથ અટક્યો એટલે અધીરતાથી જ્યોતિસિંહે કહ્યું:—"વારું, પછી શું થયું ?"

"સઘળી ઓરડીઓમાં પુષ્કળ અંધકારનો પૂર્ણ વિસ્તાર થયેલો હતો. હું દીપક લઈ જઇને એ ઓરડીઓ જોવાનો હતો એવામાં એક ઓરડીમાં દિવાલ સાથે એક ચમકતી વસ્તુ મ્હારા જોવામાં આવી. જો કે ઓરડીમાં ઘણો અંધકાર હતો છતાં મ્હને માલૂમ પડયું કે, એ કોઇની તસ્વીર હતી. એ તસ્વીરપર એવો મસાલો લગાડેલો હતો કે અંધકારમાં તે સ્પષ્ટ દેખાતી હતી. આંખો, કાન, નાક તેમજ વાળ સુદ્ધાં જોઇ શકાતા હતા. એ તસ્વીર નીચે લાલીનું નામ લખેલું હતું. હું આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી ઘણા સમય સૂધી એ તસ્વીર તરફ જોઈ રહ્યો. અંતે ઓરડી બંધ કરી યથાસ્થાને પાછો આવ્યો. પછીથી માયાસુંદરી સાથે લાલીને ભોંયરામાં ઉપસ્થિત થયેલી મ્હેં જોઇ ત્યારે મ્હારી ચોક્કસ ખાત્રી થઈ ગઇ કે એ તસ્વીર એની જ છે.

પ્રથમ મ્હારી એવી ધારણા હતી કે, લાલી સ્યામગઢની જ રહેવાસી હોવાથી તેની તસ્વીર ભોંયરાની ઓરડીમાં હોય એમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઈ નથી; પરંતુ આ સમયે મહારાણા દિગ્વિજયસિંહજીના મુખે એની હકીકત સાંભળી મ્હને આશ્ચર્ય ઉપજે છે કે, ભોંયરાની ઓરડીમાં એની તસ્વીર ક્યાંથી આવી પહોંચી?" જ્યોતિસિંહે નવીન ભેદ દર્શાવ્યો.

"હજી સુધી એ તસ્વીર મ્હારા જોવામાં આવી નથી, એ આશ્ચર્યજનક છે!" દિગ્વિજયસિંહે વિસ્મિત બની જઇને કહ્યું.

"આ વાતમાં તો વિશેષ આશ્ચર્ય જેવું શું છે? પરંતુ જ્યારે હું આપને સાથે રાખી એ ભોંયરાની ચોકસાઇથી તપાસ કરીશ તો ઘણા આશ્ચર્યજનક દેખાવ આપના જોવામાં આવશે." વીરસિંહે દિગ્વિજયસિંહને ઉદ્દેશીને કહ્યું.

"પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી એવો સમય સત્વર આવે એવી જ મ્હારી આંતરિક ઇચ્છા છે. હવે તો આપે જેમ બને તેમ ત્વરાથી સ્યામગઢ આવવું જોઇએ." દિગ્વિજયસિંહે કહ્યું.

વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:—"ઇન્દ્રજીતસિંહ સંબંધી શી વ્યવસ્થા કરી છે?"

"એ માટે હું કાંઈ નિશ્ચિંત નથી. મ્હારો પ્રયત્ન ચાલૂ છે. ગુમદૂતોને મ્હેં ચોરતરફ મોકલ્યા છે. આટલા દિવસ સુધી તો હું સ્યામગઢની ખટપટમાં પડેલો હતો; હવે હું પોતે જ તેમની શોધમાં જઇશ; વળી એમનો થોડો ઘણો પત્તો પણ લાગ્યો છે." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

"શો પત્તો લાગ્યો છે?" વીરસિંહે પૂછ્યું.

"એ હકીકત આવતી કાલે હું આપને નિવેદન કરીશ. આજનો દિવસ ધીરજ રાખો." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

રાણા વીરસિંહનો પોતાના બન્ને પુત્રોપર અપાર પ્રેમ હતો. ઇન્દ્રજીતસિંહના ગૂમ થવાથી તે ઘણો શોકાતુર રહેતો હતો; પરંતુ પોતાના ચિત્તના ભાવને એ બરાબર છુપાવી રાખતો હતો. જ્યોતિસિંહ-પર તેને પૂર્ણ વિશ્વાસ હોઈ તે તેની પ્રત્યેક વાર્ત્તા માન્ય કરતો હતો. જે કાર્ય કરતાં જ્યોતિસિંહ તેને અટકાવતો હતો તે કાર્યનું એ પુનઃ નામ પણ લેતો નહિ; તેથી હમણાં પણ ઇન્દ્રજીતસિંહની હકીકત આજે જણાવવાનો પુનઃ આગ્રહ નહિ કરતાં તે ચુપ રહ્યો.

બીજે દિવસે મહારાણો દિગ્વિજયસિંહના સૈન્યસહ જ્યોતિસિંહને શ્યામગઢમાં લઇ ગયો. રાજકુમાર આનન્દસિંહના નામનો ફતેહનો ડંકો વગાડવામાં આવ્યો. આ પ્રસંગે આનંદોત્સવ અને ખુશીના જલ-સાઓ થાત; પરંતુ ઇન્દ્રજીતસિંહના ગૂમ થવાના શોકથી એવું કાંઈ થયું નહિ.

રાણા દિગ્વિજયસિંહના વ્યવહાર અને આતિથ્યસત્કારથી રાણો-વીરસિંહ તથા તેના સાથીદારો અત્યંત પ્રસન્ન થયા. બીજે દિવસે થોડા પ્રતિષ્ઠિત માણસોનું મંડળ દિવાનખાનામાં બેસી હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યું. આ મંડળમાં કેટલાક બહાદુરો અને બહુરૂપીઓ હતા. રાણો વીરસિંહ, રાજકુમાર આનન્દસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ, બદ્રીનાથ, જ્યોતિષીજી, રાણો દિગ્વિજયસિંહ અને રામાનન્દ મંડળમાં બેઠેલા હતા. તેમના સિવાય બીજો એક માણસ મ્હોંપર કાળો બુરખો નાખીને જ્યોતિસિંહ પાસે બેઠેલો હતો. જ્યો-તિસિંહ એ માણસને પોતાની સાથે જ તેડી લાવ્યો હતો.

વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોઇને પૂછ્યું:—"આ જે બુરખા-વાળા માણસને તમે તમારી સાથે લઇ આવ્યા છો તેની હાજરીમાં આપણે સઘળી ભેદભરેલી ગુપ્ત વાતાચત કરી શકીએ તેમ છીએ ?"

" હા–એ પણ આપણા એક શુભેચ્છક છે. " જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

" ત્યારે હવે આપણે, માયાસુંદરીનો પત્તો લગાડવાનું, બીજું અહીંના ભોંયરામાં જે પ્રકારો જાણવા અને વિચારવા લાયક છે તે માલૂમ કરવાનું અને યુવરાજ ઇન્દ્રજીતસિંહનો પત્તો મેળવવાનું એવી રીતે ત્રણ કાર્યો કરવાનાં છે. તેમાંથી સર્વથી પ્રથમ યુવરાજની શોધ કરવાનું કામ હાથમાં લેવાની જરૂર છે. જ્યોતિસિંહ ! યુવરાજની હકીકત આજે કહેવાનું તમે મ્હને જણાવ્યું છે ને ? " વીરસિંહ બોલ્યો.

" જી હા–એ હકીકત આજે હું આપને જરૂર જણાવીશ; પરંતુ તે પહેલાં હું મહારાણા દિગ્વજયસિંહજીને બે ચાર પ્રશ્નો પૂછવાની ઇચ્છા રાખુંછું; જે ઘણા જરૂરી છે. " જ્યોતિસિંહે કહ્યું.

" જેવી તમારી ઇચ્છા. " વીરસિંહે કહ્યું.

" ભલે પૂછો ત્યારે. " દિગ્વિજયસિંહ બોલ્યો.

" આપને ત્યાં શેરસિંહ નામના કોઇ બહાદુર બહુરૂપી હતા કે ?"

" હા હતા. એ ઘણા પ્રામાણિક, ઇમાનદાર અને શ્રમશીલ માણસ હતા. વળી બહુરૂપીની વિદ્યામાં પણ તેઓ ઘણા પ્રવીણ હતા. રામાનન્દજી અને ગોવિન્દસિંહ એમના જ શિષ્યો છે. તેઓ ચાલ્યા ગયેલા હોવાથી મ્હને ઘણો શોક થાય છે. આજથી બે ત્રણ દિવસ-પરના શોક અને હમણાંના શોકમાં ફેરફાર થયેલો છે. પહેલાં એમના ચાલ્યા જવાનો શોક ક્રોધ સાથે હતો; પરંતુ આજે એવો વિચાર થાય છે કે, જે બાબતોનો વિચાર કરી તેઓ ચાલ્યા ગયા છે એ બાબતો બરાબર છે. એમનાપર મ્હારે ક્રોધે ભરાવું ઉચિત નહોતું. આ સમયે જો તેઓ અત્રે હાજર હોત તો પ્રસન્નતાપૂર્વક આપણને આપણા

કાર્યમાં સહાયતા કરત." દિગ્વિજયસિંહે ઉત્તરમાં સત્યયુક્ત હકીકત કહી સંભળાવી.

"આપ શામાટે તેમનાપર ક્રોધે ભરાયા હતા તેનો તથા તેઓ કેમ આપના આશ્રયનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા તેનો ખુલાસો કૃપાભાવે કરશો કે ?" જ્યોતિસિંહે દ્વિતીય પ્રશ્ન કર્યો.

"એનું કારણ એ હતું કે, જ્યારે મ્હેં માયાસુંદરીને મ્હારે કબજે કર્યાં ત્યારે એમણે મ્હને ઘણું સમજાવ્યો તથા એવું કાર્ય નહિ કરવા તથા માયાસુંદરીને પુનઃ વીરસિંહજીના આશ્રયમાં પહોંચાડી દેવા જણાવ્યું. તેમની આ વાર્ત્તા અમાન્ય કરી, તેમનાપર ક્રોધે ભરાઇને મ્હેં તેમને કેદમાં પૂરવાનો વિચાર કર્યો. મૂળ વાર્ત્તા એ છે કે, પહેલાં માયાસુંદરીના મામા રણધીરસિંહ સાથે મ્હારે ઘણો સ્નેહ સંબંધ હતો. શેરસિંહ મ્હારે ત્યાં રહેતા હતા અને તેમના ન્હાના ભાઇ ( નારંગીના પિતા ) રણધીરસિંહના આશ્રયમાં રહેતા હતા. શેરસિંહના કનિષ્ઠ ભ્રાતા ઘણા કાળથી સ્વર્ગવાસી થયા છે. એવામાં રણધીરસિંહ સાથેનો મ્હારો સ્નેહ સંબંધ તૂટયો. અહીં જ્યારે મ્હેં રણધીરસિંહનાં ભાણી માયાસુંદરીનો મ્હારા પુત્ર કલ્યાણસિંહ સાથે વિવાહ કરવાનો વિચાર કર્યો તો એ કાર્ય શેરસિંહને ઘણું ખોટું લાગ્યું. મ્હારી સાથે એ માટે તેમનો વાદવિવાદ પણ થયો તથા તેના પરિણામે મ્હને ઘણો ક્રોધ ઉપજ્યો. મ્હેં વિચાર્યું કે, શેરસિંહની ભત્રિજી નારંગી મ્હારે ત્યાંથી માયાસુંદરીને મુક્ત કરી જવાનો પ્રયત્ન અવશ્ય કરશે, તથા આ કાર્યમાં તે તેના કાકા શેરસિંહની સહાયતા સહેલાઇથી મેળવી શકશે. આવો વિચાર ઉપજવાથી મ્હેં શેરસિંહને કેદમાં નાખવાનો નિશ્ચય કર્યો. મ્હારો આ નિશ્ચય તેમના જાણવામાં આવી ગયો તેથી તેઓ ગુપચુપ અહીંથી પલાયન કરી ગયા." દિગ્વિજયસિંહે સઘળી સત્ય હકીકતનું યથાસ્થિત વર્ણન કર્યું.

" એમનો કાંઇ અપરાધ હોય એમ હવે આપને લાગે છે ?" દિગ્વિજયસિંહનો અભિપ્રાય જાણવાના ઉદ્દેશથી જ્યોતિસિંહે પૂછ્યું.

" ના ના–તેઓ સર્વાંશે નિરપરાધ હતા. હું જ મ્હારી ભૂલનો અત્યંત પશ્ચાત્તાપ કરું છું. જો ઈશ્વરકૃપાથી એમનો પત્તો લાગી જાય તો હું તેમની પાસેથી મ્હારા અપરાધની ક્ષમા મેળવવાને ઈચ્છું છું." દિગ્વિજયસિંહે કહ્યું.

" જો આપ મ્હને કંઇ ઇનામ આપો તો હું શેરસિંહનો પત્તો લગાડી આપું ?" જ્યોતિસિંહે કહ્યું.

" આપ માગો તે ઇનામ આપવાને હું તૈયાર છું. એટલું જ નહિ પરંતુ જો આપ આટલું કાર્ય કરશો તો હું આપનો ઘણો અહેસાન સમજીશ. "

" હું એજ ઇનામ માગું છું કે, જો હું શેરસિંહને શોધી લાવું તો આપે તેમને અમારા મહારાણા વીરસિંહને સ્વાધીન કરવા. એમને અમે અમારા સાથીદાર બનાવવાની આંતરિક ઇચ્છા રાખીએ છીએ. "

" આ વાર્ત્તાનો હું પ્રસન્તાપૂર્વક સ્વીકાર કરું છું. હું પોતે જ મહારાણા વીરસિંહજીનો તાબેદાર છું તેથી તેમની ઇચ્છાનુસાર વર્તવું એ જ મ્હારું કર્ત્તવ્યકર્મ છે. "

પછીથી જ્યોતિસિંહે પેલા બુરખાવાળા માણસ તરફ જોયું કે જે તેની પાસે જ બેઠો હતો. એ માણસે તરત જ પોતાના મ્હોં ઉપરનો બુરખો કાઢીને દૂર ફેંકી દીધો તથા તે એમ કહેતો મહારાણા દિગ્વિજયસિંહના ચરણોમાં નમી પડયો કે, " મહારાજ ! આ ચરણકિંકરને તેના અપરાધની ક્ષમા આપો. "

રાણા દિગ્વિજયસિંહે અત્યંત આનન્દપૂર્વક શેરસિંહને ઉઠાડી

પોતાને ગળે લગાડયો અને ગદ્દગદ કંઠે કહ્યું:—" શેરસિંહજી ! તમારો કશો અપરાધ નથી; પરંતુ અપરાધ તો મ્હારો જ છે. મ્હારાં અપરાધને હું તમારી પાસે માફ કરાવવાને ઇચ્છું છું. "

શેરસિંહ જ્યોતિસિંહ પાસે આવીને બેઠો. જ્યોતિસિંહે સ્મિત મુખે તેના તરફ જોઇને કહ્યું:—" શેરસિંહજી, જુઓ–હવે તમે અમારા સાથીદાર થયેલા છો. "

" બેશક, હું આપનો જ થયો છે. જ્યારે મહારાણા દિગ્વિજયસિંહે કૃપા કરી એ પ્રસ્તાવ સ્વીકાર્યો છે ત્યારે પછી હવેથી હું આપની સેવા બજાવવા તૈયાર છું. " શેરસિંહે નમ્રતાસૂચક સ્વરે કહ્યું.

મહારાણો વીરસિંહ આશ્ચર્ય પામીને આ સઘળી વાતચિત સાંભળી રહ્યો હતો. અંતે તેણે જ્યોતિસિંહ તરફ જોઇને પૂછયું:–" શેરસિંહજી સાથે તમારો મેળાપ કેવી રીતે થયો ? "

" શેરસિંહે જાતે જ મ્હને મળીને સઘળી હકીકત કહી હતી. વળી શેરસિંહજીએ આપણાપર ઘણો ઉપકાર કરેલો છે. " જ્યોતિસિંહે ઉત્તરમાં કહ્યું.

" શો ઉપકાર કર્યો છે ?" વીરસિંહે પ્રશ્ન કર્યો.

" તેમણે યુવરાજ ઇન્દ્રજીતસિંહનો પત્તો મેળવ્યો છે, તથા તેમના રક્ષણકાર્યમાં તેમણે પોતાના કેટલાક માણસોને પણ રોકેલા છે. એમણે એવી ખાત્રી આપી છે કે, યુવરાજ ઇન્દ્રજીતસિંહને કોઇ પણ પ્રકારનું કષ્ટ નહિ વેઠવું પડે. "

જ્યોતિસિંહના મુખમાંથી આ ઉત્તર સાંભળી વીરસિંહે અતિ આનંદિત બની જઇ શેરસિંહ તરફ જોઇને કહ્યું:—હમણાં યુવરાજ ક્યાં કેવી સ્થિતિમાં છે ?"

" એ સંબંધી જેટલી હકીકત હું જાણતો હતો તે સઘળી દીવાન સાહેબ જ્યોતિસિંહજીને મ્હેં જણાવી દીધી છે. તેઓ સઘળી હકીકત આપશ્રીને નિવેદન કરશે. એ હકીકત જાણવાની આપશ્રી ઉતાવળ કરશો નહિ એટલી મ્હારી નમ્રતાયુક્ત વિનંતિ છે. હમણાં અત્રે હું જે કાર્યાર્થે આવ્યો હતો તે કાર્ય થઈ ગયું છે. હવે હું અત્રે રોકાવું ઉચિત સમજતો નથી. આપ સર્વ આપના ઉપયોગની વાતચિત કરો અને કૃપા કરી મ્હને વિદાય આપો; કેમ કે જેમ બને તેમ ત્વરાથી હું યુવરાજ ઇન્દ્રજીતસિંહને સહાયતા કરવા જવાને ઇચ્છું છું. વળી જો આપ આપના એક બહુરૂપીને મ્હારી સાથે મોકલો તો બહુ સારું; કેમ કે એથી હું મ્હારું કાર્ય સત્વર પૂર્ણ કરી શકીશ." શેરસિંહે કહ્યું.

" બહુ સારી વાત છે. આપ બેલાશક જાઓ અને આપણા જે બહુરૂપીને સાથે લઇ જવાનો વિચાર હોય તેને લઇ જાઓ. " વીરસિંહે સંમતિ દર્શાવી.

" તમે ખુશીથી લક્ષ્મણસિંહને સાથે લઈ જાઓ. તેઓ તમારા આ કાર્યમાં તમને ઘણા ઉપયોગી થઇ પડશે. " જ્યોતિસિંહે પસંદગી કરી.

" હું નિરંતર તૈયાર છું. શેરસિંહજી, આપણે હવે ચાલો. " લક્ષ્મણસિંહે તરત જ ઉઠી ઉભા થઇને કહ્યું.

લક્ષ્મણસિંહને સાથે લઇને શેરસિંહ ત્યાંથી રવાના થયો, તથા અહીં એ લોકોમાં હવે શું કરવું એના વિચારો તેમજ વાતચિત ચાલૂ થઈ. એક કલાક પછી એવો નિશ્ચય થયો કે, લાલીને વિશેષ હકીકત પૂછવાની જરૂર નથી; કેમ કે તે કદાપિ પોતાની સત્ય હકીકત કહેવાની નથી. હાલ એને પૂરતી દેખરેખમાં રાખવી અને ભોંયરાનો ભેદ ઉકેલવાનો પ્રયત્ન ચાલૂ કરી દેવો.



# પ્રકરણ ૩ જું.

## અરણ્યમાં અમાનુષિક અત્યાચાર.

હવે કુંદનની હકીકત લખવાની જરૂર છે. વાંચકબંધુઓ પણ એની હકીકત જાણવાને ઉત્કંઠિત બની ગયા હશે. શ્યામગઢના કિલ્લામાં આવેલા જે બાગમાં માયાસુંદરી પૂર્વે રહેતી હતી તેજ સ્થળે એક જૂદા મકાનમાં કુંદન રહેતી હતી. કુંદન રાત્રિ દિવસ એવી જ ચિંતા કર્યા કરતી હતી કે, માયાસુંદરી કોઇ પણ રીતે લાલીના પંઝામાં ફસાઈ પડે નહિ.

જે સમયે માયાસુંદરીને સાથે લઈ લાલી પેલા હમ્મેશાં બંધ રહેતા મકાનમાં ઉતરી પડી અને એ હકીકત કુંદનના જાણવામાં આવી ત્યારે તે ઘણી ગભરાઈ. આ પ્રકાર સર્વના જાણવામાં આવે તેથી તેણે શોરબકોર કરી મૂકયો તથા પોતે હવે શું કરવું એના ગંભીર વિચારમાં એ પડી ગઇ. પાછળ અમે લખી ચુક્યા છીએ કે, માયાસુંદરી અને લાલી પેલા બંધ મકાનમાં ઉતરી પડી ત્યાર પછી કેટલાક માણસો 'પકડો-પકડો-પલાયન કરી જાય નહિ' એમ કહેતા એ મકાનમાં ઉતરી પડયા હતા. એ લોકોની અંદર કુંદન પણ એક નાની પોટલી પોતાની કમરપર બાંધી એ મકાનમાં ઉતરી પડી. એ સમયે ધાંધળ હોવાથી આ હકીકત કોઇના જાણવામાં આવી નહિ. એ મકાનમાં પણ અત્યંત અંધકાર છવાઈ રહેલો હતો. લાલીએ પેલા દ્વારમાં માયાસહ પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધું તેથી તેની પાછળ તેને પકડવા માટે જે માણસો આવ્યા હતા તેમને લાચારીથી પાછા

ફરવું પડયું. એ માણુસોએ મહારાણાની હુઝૂરમાં ઉપસ્થિત થઇ એમ કહ્યું કેઃ—"કુંદન એ મકાનમાંથી પાછી નહિ ફરતાં કોઇ ઠેકાણે છુપાઈ રહી છે."

એ હમ્મેશાં બંધ રહેતા મકાનમાં ત્રણ દ્વાર હતાં એમ પણ અમે પાછળ જણાવી ચુકયા છીએ. એ ત્રણમાંથી એક મુખ્ય દ્વાર હતું કે જયાં રાત્રિ દિવસ પહેરો હાજર રહેતો હતો. બીજું દ્વાર ખુલ્લું રહેતું હતું. ત્રીજું દ્વાર ઉઘાડી તેમાંથી લાલી કિશોરીસહ ભોંયરામાં ચાલી ગઇ હતી.

જે દ્વાર ખુલ્લું હતુ એમાં એક ચૉક હતો. એ ચૉક સૂધી તપાસ કરીને લાલીની પાછળ ગયેલા માણુસો પાછા ફર્યા હતા. ત્યાંથી આગળ જવાનો રસ્તો એ લોકોને સૂઝયો નહોતો. જયારે એ લોકો નિરાશ થઇ બ્હાર નીકળી પડયા ત્યારે કુંદને પોતાની કમરપર જે પોટલી બાંધી હતી તે છોડી અને એમાંથી સામાન કાઢી મીણબત્તી સળગાવી. પછીથી તે ચોતરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગી. એ ચૉક ચોતરફ બંધ હતો. એની દિવાલમાં વિવિધ પ્રકારની ભયંકર તસ્વીરો જોવામાં આવતી હતી; કુંદને એ તરફ સહજ પણ લક્ષ્ય આપ્યું નહિ. એ ઓરડાની વચ્ચે અગીઆર લોઢાના ડબ્બાઓ હતા તથા પ્રત્યેક ડબ્બા-પર મનુષ્ય જાતિની ખોપરી ગોઠવી રાખેલી જોવામાં આવતી હતી. કુંદન એ ડબ્બાઓ ઘણા જ ધ્યાનથી જોવા લાગી. એક ગોળાકાર આસનપર એ ડબ્બાઓ ગોઠવી રાખેલા હતા. એ ડબ્બાઓ પૈકી એકપર માત્ર અડધી ખોપરી હતી અને બીજાઓપર આખી ખોપરી હતી. એક ખોપરી જમીનપર પડી રહેલી હતી તે જોવામાં આવતાં કુંદનને અત્યાશ્ચર્ય ઉપજ્યું. બીજી ખોપરીઓની માફક એ ખોપરી નીચે ડબ્બો કેમ નહોતો? એકાએક કુંદનના મુખમાંથી એવા ઉદ્‌ગાર નીકળી

પડયા કે, "બેશક, એ ખોપરી નીચેનો ડબ્બો લાલી જ ઉપાડી ગયેલી હોવી જોઇએ; કેમ કે કુંચી વાળો ડબ્બો એજ હતો; પરંતુ એ પ્રકાર કેવી રીતે એના જાણવામાં આવ્યો ?

કુંદને એ ડબ્બાઓ અનુક્રમે પાછા ગણવા માંડયા અને તૂટી ગયેલી ખોપરીથી પાંચમા નંબરે એ રોકાઇ ગઇ. ખોપરી ઉપાડી નીચે મૂકી દઈ તેણે એ ડબ્બો ઉપાડી લીધો. બરાબર લક્ષ્યપૂર્વક તપાસી એ ડબ્બો જોરથી તેણે જમીનપર પછાડયો. ડબ્બાના ચાર કડકા જોતજોતાંમાં થઇ ગયા અને તેમાંથી એક કુંચી નીકળી. એ કુંચી જોઇ અત્યંત આનંદિતા બની જઈ કુંદને સ્વગત કહ્યું:—"હવે હું લાલીને બરાબર ફસાવીશ."

પ્રાપ્ત થયેલી કુંચીથી કુંદને પોતાનું કાર્ય ચાલૂ કરી નાખ્યું. એ ઓરડામાં દિવાલ સાથે એક આલમારી હતી. એ આલમારીને કુંદને પોતાની પાસેની કુંચીથી ઉઘાડી તો ત્યાંથી નીચે ઉતરવાનાં પગથીઆં હતાં. નિર્ભયતાથી કુંદન એ પગથીઆં ઉતરી પડી અને તે એક ઓરડીમાં જઈ ચઢી. ત્યાં એક ન્હાના સિંહાસનપર એક હાથ જેટલું પહોળું અને તેનાથી સહજ ઓછું પહોળું તાંબાનું પાટીયું તેના જોવામાં આવ્યું. કુંદને તેને ઉપાડી લક્ષ્યપૂર્વક જોયું તો તેમાં કાંઇ લખેલું તેને માલૂમ પડયું. એમાં અક્ષરો ખોદેલા હોઈ તેનાપર એક પ્રકારના ચીકણા તેલનું પૉલિશ કરવામાં આવ્યું હતું. કુંદને એમાંના લખાણને સંપૂર્ણ લક્ષ્યપૂર્વક વાંચી જોયું, તથા હાસ્ય કરીને તે આજૂબાજૂ જોવા લાગી. એ ઓરડીની દિવાલમાં બે તરફ દ્વાર હતાં, તથા નીચે જમીનમાં એક શિલા હોઈ તેમાં પીત્તળનું કડું જડેલું હતું કુંદને પોતાની પાસેની કુંચીથી એક દ્વાર ઉઘાડયું. ત્યાંથી ઉપર ચઢવાનાં પગથીઆં જોવામાં આવતાં એ પગથીઆં ચઢી જઇને તે એક એવી સાંકડી ઓરડીમાં

જઇ પહોંચી કે જ્યાં પાંચ માણુસો ભાગ્યે જ સાથે બેસી શકે. આ સાંકડી ઓરડીની ચોતરફની દિવાલમાં ન્હાનાં ન્હાનાં કેટલાંક છિદ્ર હતાં. સળગતી બત્તી બુઝાવીને એ છિદ્રોમાંનાં એકમાંથી કુંદને જોયું. આ સમયે કુંદને પોતાને એવા સ્થળે ઉપસ્થિત થયેલી જોઇ કે જ્યાંથી પેલી પિશાચપ્રતિમા તેની નજરે પડી. એ પિશાચપ્રતિમા પાસે જ પહેલાં એક સુંદરીનું બળિદાન દેવામાં આવ્યું હતું. થોડા સમયમાં જ કુંદને માણુસોને એ પિશાચપ્રતિમા પાસે ઉપસ્થિત થયેલા જોયા. તેની નજર આગળ જ એક અબળાનું ત્યાં બળિદાન દેવામાં આવ્યું, અને રાજકુમાર આનન્દસિંહ પોતાના સાથીદાર તેજસિંહ અને તારાસિંહસહ કેદ પકડાયો. આ ભોંયરામાં માયાસુંદરી અને રાજકુમાર આનન્દસિંહ સંબંધી જે સઘળું બન્યું હતું તે સઘળું કુંદનના જોવામાં આવ્યું હતું. અંતે કુંદન નીચે ઉતરી ગઇ તથા પેલી કડાવાળી પાષાણુશિલા ઉંચકી ભોંયરા નીચે ઉતરી બત્તી સળગાવીને આસપાસ જોવા લાગી. છત તરફ નજર કરતાં તેને માલૂમ પડયું કે પેલી પિશાચપ્રતિમા તેના મસ્તકપર હતી; કેમ કે, એ સિંહાસન અને મૂર્ત્તિ પોલાં હતાં. પુનઃ ઉપર જઇને કુંદન ભીંતના બીજી બાજૂના દરવાજાને ઉઘાડી એક સુરંગમાં જવા લાગી. એ સુરંગમાં થોડે સૂધી ગયા પછી એક ન્હાની બારી તેની નજરે પડી. એ બારીને પણુ તેણે પોતાની પાસેની કુંચીથી ઉઘાડી એટલે તે રાજાના મહાલયના દિવાનખાના અને ભોંયરાની મધ્યભાગમાં આવેલા માર્ગમાં જઈ પહોંચી. ભોંયરામાંથી દીવાનખાનામાં જવાના માર્ગમાં જેટલાં દ્વાર હતાં તે સઘળાં તેણે પોતાની પાસેની કુંચીથી બંધ કરી દીધાં. એ દરવાજાઓમાં બીજી એકેક ચાંપ હતી. એ ચાંપને પણુ લગાડીને તે પાછી પેલી ઓરડીમાં ચાલી ગઈ, કે જે ઓરડીના દિવાલમાંના છિદ્રો-

માંથી પિશાચપ્રાતમા જોઈ શકાતી હતી. ભોંયરામાંથી રાજમહાલયમાં જવાનાં સઘળાં દ્વાર બંધ થઈ જવાથી મહારાણો દિગ્વિજયસિંહ ગભરાઈ ગયો હતો, એ પ્રકાર કુંદન જાણતી હતી. આ સમયે પેલા શિલાવાળા રસ્તેથી પિશાચપ્રતિમા નીચે જઈ કુંદન જે શબ્દો બોલી હતી તે મહારાણાએ એ પિશાચપ્રતિમાના જ ઉદ્દગાર ધારી કુંદનના કહેવા પ્રમાણે તેણે માયાસુંદરીને બારમા નંબરની ઓરડીમાં કેદ કરી દીધી હતી. પછીથી કુંદન એ ભોંયરામાંની સાંકડી સુરંગમાંથી આગળ વધી. એ માર્ગે થોડે સુધી ગયા પછી એક ઠેકાણે ઉભી રહી, ઉપરની છાજમાં જણાતી એક શિલામાંના છિદ્રમાં પોતાની પાસેની કુંચી નાખી પાંચેક આંટા તેણે ફેરવ્યા. વિના વિલંબે એ શિલા એક બાજૂએ ખસી ગઇ. પછીથી તેણે પોતે પહેરેલા વસ્ત્રનો પાલવ પોતાના મ્હોંપર એવી રીતે બાંધી દીધો કે પોતે ઓળખાઇ જાય નહિ. શિલા ઉઘડતાં જ તે એ માર્ગેથી ઉપર ચઢી તથા જે ઓરડીમાં મહારાણા દિગ્વિજયસિંહે માયાસુંદરીને પૂરી રાખી હતી. એ ઓરડીમાં તે હાજર થઈ. સંકટમાં સપડાયલી માયાસુંદરી પ્રથમથી જ આકુળવ્યાકુળ બની ગઈ હતી. એવામાં જમીનમાંથી કુંદનને પોતાની પાસે આવેલી જોઈ તે ઘણી ભયભીતા બની ગઇ. તે કુંદનને આ સમયે ઓળખી શકી નહિ. તેને જોતાં જ અત્યંત ભય પામી તે બેહોશ બની જઇ ધરાપર ઢળી પડી. આ સમયે કુંદને પોતાની પાસેથી બેશુદ્ધિનું ઔષધ કાઢી માયાને સુંઘાડી દીધું કે જેથી ઘણા સમય સુધી તે શુદ્ધિમાં આવે નહિ. પછી એક ન્હાના કાગળપર પોતાનું નામ લખી એ કાગળ ત્યાં જ નાખી પોતાની કમરપર વીંટાળેલું વસ્ત્ર છોડી તેમાં માયાને બાંધી લઈ તે સુરંગમાં આગળ વધી. કુંચી ફેરવી પેલી શિલા તેણે પાછી બંધ કરી દીધી. આગળ જતાં તે એક બંધ દ્વાર પાસે

ગઇ. પોતાની પાસેની કુંચીથી એ બંધ દ્વાર ઉઘાડી તેણે એક બીજી સુરંગમાં પ્રવેશ કર્યો. આવી રીતે થોડા સમયમાં જ માયાસુંદરીસહ તે એ ભેદી ભોંયરાની બ્હાર નીકળી પડી. બ્હાર જઈ તેણે મ્હોટેથી એક સીટી વગાડી. સીટીનો અવાજ સાંભળી આજૂબાજૂથી પાંચ માણસો તેની પાસે આવી પહોંચ્યા, તથા તેઓમાંના એકે પૂછ્યું:—
"કોણ ધનપતિજી કે ?!"

"હા રામા ! તમારે અહીં રોકાઇને ઘણું દુઃખ ભોગવવું પડયું છે."

"જ્યારે આપ અમારાં અધીશ્વરી છો છતાં આપને આટલું બધું કષ્ટ ઉઠાવવું પડયું છે ત્યારે પછી અમે દુઃખ ભોગવીએ એમાં શી નવાઇ છે ? વળી આપને તો શત્રુપુરીમાં રહેવાનું હતું અને અમે તો સ્વતંત્ર હતા તેથી આપના કરતાં અમે ઓછું કષ્ટ અનુભવ્યું છે."

"લ્યો, માયાસુંદરીને હું ઉપાડી લાવી છું. એને ઉંચકી લઇ જેટલી બની શકે તેટલી ત્વરાથી નાસો."

તરતજ એ લોકો માયાસુંદરીને ઉંચકી લઈ ત્યાંથી પલાયન કરી ગયા.

વાંચકબંધુઓ સમજી ગયા હશે કે માયા પુનઃ ધનપતિના પંઝામાં ફસાઈ પડી. જે ધનપતિને આપણે કૃષ્ણલાલ અને યશોદા પાસે જોઇ ચુકયા છીએ તેજ ધનપતિ કુંદન છે વિચારી વાંચકોની ઉત્કંઠા ઓછી નહિ થતાં વધી જશે. આ સમયે તેમને લોહીથી લખાયલા પુસ્તક સંબંધીનું કૃષ્ણલાલનું વાકય પણ સ્મરણમાં આવશે; કે જે વાકય ઉચ્ચારી કૃષ્ણલાલ પ્રાણહારક સંકટમાંથી આત્મરક્ષણ કરી શકયો હતો. હવે વાંચકબંધુઓ એમ વિચારશે કે, કુંદન જ્યારે ધનપાલ હતી ત્યારે લાલી યશોદા હોવી જોઇએ; કેમ કે, ધનપતિને 'કોઇના લોહીથી લખા-

પેલા પુસ્તક'નો ભેદ માલૂમ હતો, તથા એ ભેદ યશોદાને પણ માલૂમ હતો. જ્યારે ધનપતિએ શ્યામગઢના મહેલમાં લાલી પાસે પેલા પુસ્તકની વાત કાઢી ત્યારે લાલી કંપી ઉઠી હતી, તેથી એમજ લાગે છે કે એ યશોદા હોવી જોઇએ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ધનપતિ (કુંદન) લાલીને મળી કેમ ન ગઈ? કેમ કે એ બન્ને એક જ પક્ષની હતી. આ સઘળો ભેદ ધીમે ધીમે જાણવામાં આવશે; માટે વાંચકબંધુઓને ધૈર્ય ધારણ કરી વાર્ત્તાપ્રવાહમાં આગળ વધવાની વિનંતિ છે.

બીજે દિવસે મધ્યાન્હકાળ વીતી ગયા પછી માયાસુંદરી જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે તેણે પોતાને એક ભયાનક અરણ્યમાં ઘટાવાળાં વૃક્ષોની નીચે પૃથ્વીપર પડી રહેલી જોઈ. તેની આસપાસ કુંદન અને બીજા કેટલાક હથિયારબંધ માણસો ગપ્પાંગોષ્ટિ કરતા બેઠા હતા. તેમને જોતાં માયાસુંદરીને માલૂમ પડ્યું કે, કુંદન દગાબાજી કરીને જ તેને આ સ્થળે ઉપાડી લાવી હતી. અત્રે ભોંયરામાં જે જે ભયાનક બનાવો બન્યા હતા તે સઘળા સ્વપ્નસ્મૃતિ માફક તેના સ્મરણપ્રદેશમાં ઉપસ્થિત થવા લાગ્યા. તેનાપર એક પછી એક—અનેક સંકટો આવી પડતાં હોવાથી હવે તે જીંદગીથી કંટાળી જઈ ગદ્ગદ કંઠે ઇશ્વર પાસે મૃત્યુની જ માગણી કરવા લાગી. તેને શુદ્ધિમાં આવેલી જોઈ કુંદને તેના મસ્તકપર હાથ ફેરવતાં કહ્યું:—" માયાસુંદરિ ! તમે બિલ્કુલ ગભરાશો નહિ. હવે તમે કોઈ પણ સંકટમાં સપડાવાનાં નથી. "

માયાસુંદરીએ મહામુશિબતે આત્મસંવરણ કરીને કહ્યું:—"કુંદન ! તું શું કહે છે એ હું સમજી શકતી નથી. ત્હેં મ્હને દુઃખી કરવામાં સહજ પણ ઓછાપણું રાખ્યું નથી."

" તમે પૂર્વે બનેલા સઘળા બનાવો ભુલી જાઓ. હવે તમે ઘણા

સુખ અને આનંદમાં તથા વિભવવિલાસ ભોગવવામાં તમારા આયુષ્યનો અવશિષ્ટ સમય પસાર કરી શકશો." કુંદને કહ્યું.

"ત્યારે મ્હારા કંઠના અલંકાર, આંખોના તારા અને હૈયાના હાર ઇન્દ્રજીતસિંહ સાથે મ્હારું મિલન થશે કે?" અધીરતાથી માયા સુંદરીએ પ્રશ્ન કર્યો.

"તમે યુવરાજના નામનો હું કહું એવો એક પત્ર લખી આપશો તો તમારી આ મહત્વાકાંક્ષા અલ્પકાળમાં જ પૂર્ણ થશે." કુંદને કપટથી કહ્યું.

"એ પત્રમાં કેવી હકીકત લખાવવાની ત્હારી ઇચ્છા છે?" માયાએ પૂછયું.

"એજ કે, 'જો આપનો આ સેવિકા તરફ આંતરિક અનુરાગ હોય તો કોઇ પણ પ્રકારનો સંદેહ નહિ રાખતાં આ પત્રવાહક સાથે આપ ચાલ્યા આવજો. જો આપ નહિ આવો આ જીવનમાં આપ મ્હને કદાપિ મળી શકશો નહિ.' જો આવો પત્ર લખી આપશો તો યુવરાજ થોડા સમયમાંજ તમને અવશ્ય આવી મળશે અને તમારા મનના મનોરથ ફળશે." કુંદને ઉત્તર આપ્યો.

આ વચનોપર થોડા સમય સુધી વિચાર કર્યા પછી માયાસુંદરીએ કહ્યું:—"ના ના—હું પ્રાણાન્તે પણ આવો પત્ર લખી આપીશ નહિ. ત્હારી દાનત કેવી છે એ હું સારી રીતે સમજી શકી છું. રાક્ષસિ! મ્હારાપર જુલ્મ ગુજારીને પરિતૃપ્ત નથી થઈ કે હજી તું મ્હારા જીવનાધિક ઇન્દ્રજીતસિંહપર જુલ્મ ગુજારવાને ઇચ્છે છે! ત્હારે મ્હારું મૃત્યુ નિપજાવવું હોય તો ભલે નિપજાવ; પરંતુ એમના પર જુલ્મ ગુજારવાનો વિચાર તો તું ત્હારા અંતરમાં ન જ લાવ."

" ત્યારે તમે કોઈપણ રીતે અમારા પંઝામાંથી મુક્ત થઇ શકશો નહિ." ક્રોધસૂચક સ્વરે કુંદને કહ્યું.

" ભલે."

" જો જો, તમારો જીવ સુદ્ધાં ચાલ્યો જશે!"

" ભલે, પ્રાણાધિક ઈન્દ્રજીતના નામપર હું મ્હારો જાન પણ કુરબાન કરવા પ્રતિપળે તૈયાર છું.

પ્રિયતમ પ્રતિમા હૃદયમાં હમ્મેશ રહે બિરાજતી,
એ પ્રાણ પ્રભુની બંસરી બસ મધુર સૂરથી વાગતી;
આધાર એ મમ પ્રાણની જ્યોતિ હૃદયમાં જાગતી,
સંભાળી એ પ્રિયશ્યામને હું રાત્રિ દિવસો કાપતી.

જો આલોકમાં વ્હાલા ઈન્દ્રજીતસિંહ સાથે મ્હારું મિલન નહિ થાય તો પરલોકમાં અવશ્ય થશે. એ સમયે અમારા બન્નેના સુખમાં કોઈ વિઘ્ન નાખી શકશે નહિ."

આ વાક્યો સાંભળવામાં આવતાં કુંદન (ધનપતિ)ના ક્રોધની સીમા રહી નહિ. પોતાના સાથીદારો તરફ જોઇને તેણે કહ્યું:–" હવે હું આને મુક્ત કરી શકતી નથી. તમે એને મુસ્કેટાટ બાંધી દઇ મ્હારા હાથમાં તલ્વાર આપો. આજે હું એને મ્હારું પ્રાબલ્ય બરાબર બતાવીશ. એને ક્યાં ખબર છે કે,

શ્વાસથી આગ જે વર્ષાવે તે અજગર છું હું,
જીદમાં તૂફાન તો ગુસ્સામાં સમંદર છું હું;
હું બાળીશ, ઉડાવીશ, ડુબાવીશ તને,
ફરી ગયેલા ત્હારા ભાગ્યનું ચક્કર છું હું.

બસ જલ્દી એને મુસ્કેટાટ બાંધી દો"

જુલ્મી નરપિશાચોએ નિષ્ઠુરતાથી માયાસુંદરીને મુસ્કેટાટ બાંધી

દીધી. પછીથી કુંદન હાથમાં તલ્વાર લઈ માયાનું મસ્તક તેના ધડથી જૂદું કરી નાખવાને તૈયાર થઈ. આ સમયે જ કુંદનના એક સાથીદારે કહ્યું:–"ના ના—આવી રીતે એક જ ઘાથી તેના પ્રાણનો સંહાર કરવો ઉચિત નથી. અમે લોકો જંગલમાંથી સુકાં લાકડાં લઈ આવીએ છીએ. એની ચિતા બનાવી, તેમાં એને બેસાડી આપણે ચિતા ચેતાવી દઈશું. એમ કરવાથી ભવિષ્યમાં કોઈ એનો પત્તો મેળવી શકશે નહિ."

કુંદનને પણ આ વિચાર પસંદ પડ્યો, તથા તેણે પોતાના સાથીદારોને એ પ્રમાણે કરવાની આજ્ઞા આપી. પાષાણહૃદયના નરપિશાચો થોડા સમયમાં જ એ ભીષણ અરણ્યમાંથી સુકાં લાકડાં લઇ આવ્યા, અને તરતજ તેની ચિતા ખડકવામાં આવી. માયાસુંદરીના હાથપગ બાંધી દેવામાં આવ્યા હતા. તેને કેટલાક માણસોએ ઉંચકીને ચિતાપર બેસાડી; ત્યાર પછી એક ન્હાની મશાલ સળગાવવામાં આવી. માયાનું મ્હોં ડુચો મારી બાંધી દીધું હતું. જીવનની આશાનો ત્યાગ કરી તે આ પ્રાણહારક પ્રસંગનું દીનતાથી દર્શન કરી રહી હતી કુંદન હાથમાંની મશાલથી ચિતા સળગાવવા લાગી એટલે અવરુદ્ધ કંઠે માયાસુંદરીએ કહ્યું:–"હે અગ્નિદેવતા ! તમે સાક્ષી રહેજો. હું યુવરાજ ઇન્દ્રજીતસિંહના પ્રેમમાં પ્રસન્નતાથી આ પ્રાણનો ત્યાગ કરું છું. હું સારી રીતે જાણું છું કે, તમારી વેદના મ્હારા પ્રાણાધિકની વિરહવેદનાથી વિશેષ કષ્ટદાયિની નથી. જીવનાધિક ઇન્દ્રજીત ! આપ મ્હારા માટે દુઃખી થશો નહિ, મ્હને ભૂલી જવાનો જ આપ યત્ન કરજો."

આ સમયે પાષાણી કુંદને ચિતાને હાથમાંની મશાલથી સળગાવી દઈ પોતાની રાક્ષસી પ્રકૃતિનો પરિચય કરાવ્યો.

---

# પ્રકરણ ૪ થું.



## ઇંદ્રજીતસિંહ અને પદ્માવતી.

યુવરાજ ઇન્દ્રજીતસિંહ પેલા અજાયબઘરમાં પડી રહ્યો છે તેની તપાસ કરવા જવાની હવે જરૂર છે. એ અજાયબ ઘર તળાવ વચ્ચે આવેલું હોઇ એ ઘરમાં બે સુંદરીઓ નજરે પડવાથી યુવરાજ ચમકી ઉઠ્યો હતો ત્યાં સૂધીની હકીકત અમે ચોથા ભાગમાં જણાવી ચુક્યા છીએ. ઇન્દ્રજીત એ બે સુંદરીઓને ઓળખતો હોવા છતાં તે તેમનાં નામ જાણતો નહોતો; કેમકે રાજગૃહીમાં માધવીને ત્યાં એ બે સુંદરીઓ તેના જોવામાં આવી હતી. વળી એ એમ પણ જાણતો હતો કે એ બન્ને સુંદરીઓ માધવીની દાસીઓ છે; છતાં એ દાસીઓ આ અજાયબઘરમાં કેવી રીતે આવી ચઢી હશે તેનો કશો નિર્ણય તે કરી શકતો નહોતો. જે સુંદરી આ અજાયબઘરની અધીશ્વરી હતી તેનો માધવી સાથે કશો સંબંધ હશે કે શું? એ બન્ને સુંદરીઓની પાછળ પાછળ ઇન્દ્રજીતને નૌકામાં બેસાડી જે સુંદરી અહીં લઇ આવી હતી તથા જેણે તેને શત્રુના પંઝામાંથી બચાવ્યો હતો તે પણ આવી પહોંચી. હજી સૂધી એ સુંદરીએ પોતાનું નામ જાહિર કરેલું નહિ હોવાથી તેમજ આ વાર્ત્તામાં તે વારંવાર ઉપસ્થિત થવાની હોવાથી જ્યાં સૂધી તેનું ખરું નામ જાણવામાં નહિ આવે ત્યાં સૂધી આપણે તેને પદ્માવતીના નામથી ઓળખીશું. જ્યારે યુવરાજ ઇન્દ્રજીતની દૃષ્ટિ પેલી બન્ને સુંદરીઓપર પડી ત્યારે તેઓ કિંકર્ત્તવ્યવિમૂઢા બની ગઇ. આ સમયે પદ્માવતીએ ત્યાં દોડી આવીને કહ્યું:—"કુમાર! આ બન્ને લુચ્ચી સ્ત્રીઓ સાથે આપ કશી વાતચિત કરશો નહિ. પોતાનો જીવ બચાવવા માટે જ એ બન્ને આપની પાસે આવી છે."

"શો બનાવ બન્યો છે તેનું બ્યાન કરશો ? આ બન્ને સુંદરીઓ કોણ છે ?" ઇન્દ્રજીતે પૂછયું.

"એ બન્ને માધવીની દાસીઓ છે. તેઓ આપનો જીવ લેવાને આવી હતી; પરંતુ મ્હારા માણસોના હાથમાં તેઓ પકડાઈ ગઇ છે." પદ્માવતીએ ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"તમારા માણસો કયાં છે ? આ મકાનમાં મ્હેં તમારા સિવાય બીજા એક પણ મનુષ્યને જોયું નથી." ઇન્દ્રજીતસિંહે વિસ્મિત બની જઇને પૂછયું.

"આપ બ્હાર નીકળીને જોશો તો ત્યાં મ્હારા સિપાહીઓ કે જેમણે આ બન્ને સુંદરીઓને કેદ કરી છે તેઓ આપના જોવામાં આવશે." પદ્માવતીએ ઉત્તર આપ્યો.

"જ્યારે એમને કેદ કરવામાં આવી છે ત્યારે પછી એમના હાથ પગ ખુલ્લા શા માટે રાખ્યા છે ?" ઇન્દ્રજીતે પૂછયું.

"જ્યાં સુધી હું સાવધાન છું ત્યાં સુધી તેઓ કાંઇ કરી શકે તેમ નથી જ." પદ્માવતીએ નિર્ભયતા દર્શાવી.

ઇન્દ્રજીતે બે સુંદરીઓને પૂછયું:—"તમે શું કહો છો ?"

પદ્માવતી તરફ ઇશારો કરીને એક સુંદરીએ કહ્યું:—"એ જે કાંઇ કહે છે તે સઘળું સત્ય છે; પરંતુ આપ વીરપુરુષ હોવાથી અમારા અપરાધની અમને ક્ષમા આપશો એવી અમને આશા છે."

આ ઉત્તર સાંભળી યુવરાજ ઇન્દ્રજીત વિચારમાં પડી ગયો. એ બન્ને સુંદરીઓનાં અને પદ્માવતીનાં વચનોપર તેને વિશ્વાસ બેઠો નહિ. તેને ઉલટું એમજ લાગ્યું કે, એ ત્રણે જણીઓ કોઇ પણ પ્રકારે તેની સાથે લુચ્ચાઇ કરવાને ઇચ્છે છે. અડધી ઘડી સુધી વિચાર કર્યા પછી

યુવરાજ એ અજાયબઘરની બ્હાર નીકળ્યો. આ સમયે તેણે તળાવની બ્હાર લગભગ વીસ સિપાહીઓને ઉભા રહી અરસ્પરસમાં વાતચિત કરતા જોયા. યુવરાજે ત્યાંથી પાછા મકાનમાં જઇને પદ્માવતીને ઉદ્દેશીને કહ્યું:-"તમારી ઇચ્છામાં આવે તેમ તમે કરો. એ સંબંધી હું કાંઇ કહી શકતો નથી."

"કરવાનું બીજું શું હતું ? એ બન્ને અપરાધિની સુંદરીઓનાં મસ્તક તેમના ધડથી જૂદાં કરી નાખવામાં આવશે." પદ્માવતીએ કહ્યું.

"જેવી તમારી ઇચ્છા. હું જરા આ તળાવની બ્હાર જવાને ઇચ્છું છું." ઇન્દ્રજીતે કહ્યું.

"કાંઇ કારણ ?" પદ્માવતીએ પૂછ્યું.

"આ સમય ઘણો રમણીય છે. હું થોડો સમય મયદાનમાં હવાખાવા જવાને ઇચ્છું છું. વળી જે ઘોડાપર સવાર થઇને હું અહીં આવ્યો છું તેની ખબર લેવાની પણ જરૂર છે."

"આ મકાનની છતપર ચઢવાથી આપ શીતળ વાયુનું સેવન કરી શકશો. ઘોડા માટે આપ બિલ્કુલ ચિંતા રાખશો નહિ. આપને જવું હોય તો સ્હવારે ખુશીથી જજો." પદ્માવતીએ કહ્યું.

કોણ જાણે કે શો વિચાર કરીને ઇન્દ્રજીત ચુપ રહ્યો. પદ્માવતીએ એ બન્ને સુંદરીઓનો હાથ પકડ્યો, તથા તેમને ધમકાવીને તે તેમને કોઇ સ્થળે લઇ ગઇ. તેમને ક્યાં લઇ જવામાં આવી એ પ્રકાર ઇન્દ્રજીત જાણી શક્યો નહિ, તથા એ જાણવાનો પ્રયત્ન પણ તેણે કર્યો નહિ.

જો કે આ સુંદરી અર્થાત્ પદ્માવતીએ ઇન્દ્રજીતનો જીવ બચાવ્યો હતો છતાં ઇન્દ્રજીત સમજી ચુકયો હતો કે, તેણે આ કાર્ય મિત્રાચારીથી કિંવા સ્નેહવશતઃ કર્યું નથી. આમ કરવામાં એના સ્વાર્થનો જ

સમાવેશ થયેલો હોય એમજ તેને લાગ્યું. અજાયબઘરના દિવાનખા નામાંથી પુષ્પગુચ્છ નીચેથી જે ચિઠ્ઠી ઇન્દ્રજીતને મળી આવી હતી એ વાંચીને તે સાવધાન બની ગયો હતો; તેથી પોતાનું તેમજ માયાસુંદરીનું પદ્માવતી અનિષ્ટ કરવાને જ ઇચ્છે છે એમ તેણે વિચાર્યું હતું. એ વિષયમાં તો કશો શક નહોતો કે, યુવરાજ એને ચ્હાવા લાગ્યો હતો, તથા પોતાનો જીવ બચાવ્યાનો બદલો વાળવાને તે ઇચ્છતો હતો; પરંતુ જ્યારથી પેલા પુષ્પગુચ્છ નીચેનો પત્ર તેના વાંચવામાં આવ્યો ત્યારથી તેના મ્હોંપરનો રંગ બદલાઇ ગયો, અને તે બીજા જ વિચારો કરવા લાગ્યો. આ ઠેકાણેથી નાસી જવાનો પ્રત્યેક ક્ષણે તે વિચાર કરતો હતો; પરંતુ પદ્માવતી કોણ છે તથા તેની જીવનકથા કેવી છે એ જાણ્યા સિવાય અહીંથી ચાલ્યા જવું તેણે ઉચિત ધાર્યું નહિ. પદ્માવતીને યુવરાજના અંતરની કયાં ખબર હતી ? તેણે તો એમજ વિચાર્યું હતું કે, યુવરાજપર તેણે ઉપકાર કર્યો છે; તેથી તે કોઇ પણ રીતે પોતાનું અનિષ્ટ કરશે નહિ તથા પોતાને છેતરશે પણ નહિ !

યુવરાજ ઇન્દ્રજીતસિંહ પાસે તેનાં વસ્ત્રો સિવાય બીજી એક પણ વસ્તુ એવી નહોતી કે પ્રસંગાનુસાર તે એ વસ્તુના ઉપયોગથી નિર્ભય રહી શકે.

સંધ્યાકાળ થતાં પૂર્વે જ ઇન્દ્રજીત એ મકાનની છતપર ગયો, તથા ચોતરફ આવેલા ભયાનક અરણ્ય અને પહાડ પર્વતોનું પ્રાકૃતિક સૌન્દર્ય જોવા લાગ્યો. વિશ્વનું આ પ્રાકૃતિક સૌન્દર્ય—જગત્કર્ત્તાનું લીલાનિકેતન ઇન્દ્રજીતને ઘણું પસંદ પડયું. તેણે સ્વગત કહ્યું કે, “ જો ઇશ્વરકૃપા હશે તો સઘળી ઉપાધિઓમાંથી મુક્ત થઇ માયાસુંદરી સાથે હું આ મકાનમાં થોડા દિવસ અવશ્ય રહીશ. ”

થોડા સમય સૂધી પ્રકૃતિસુંદરીના અવર્ણનીય શોભાસૌન્દર્યનું દર્શન કરી તેણે પોતાના અંતરને શાન્ત કર્યું. એવામાં સૂર્યાસ્ત થયો તેથી પદ્માવતી પણ ત્યાં જઈ ચઢી. યુવરાજ પાસે ઉભી રહીને તે વાતચિત કરવા લાગી:—

"અહીંથી વિશ્વસૌન્દર્ય ઘણું રમણીય દેખાય છે, કેમ?"

"એ ખરું છે; પરંતુ આ સૌન્દર્યના દર્શનથી મ્હારા અંતરની અસ્વસ્થતા દૂર થતી નથી."

"તેનું કાંઇ કારણ?"

"અનેકવિધ ચિંતાઓથી મ્હારો અંતરાત્મા અત્યંત દુઃખી રહે છે. વળી અહીં આવ્યા પછી તમારી મુલાકાત કિંવા સહવાસ થવાથી હું વિશેષ દુઃખી થયો છું."

"અહીં આવવાથી શી બાબતનું આપને વિશેષ દુઃખ થયું છે?"

"તમારી હકીકત જાણવામાં આવશે ત્યાર પછીથી જ હું મ્હારા દુઃખનું કારણ તમને જણાવીશ. હજી સૂધી હું એટલું પણ નથી જાણતો કે તમે કોણ છો અને ક્યાંનાં રહેવાસી છો? વળી શા હેતુથી તમે આ અરણ્યમાં આવેલા એકાન્ત મકાનમાં આવીને રહ્યાં છો?"

"યુવરાજશ્રી, મ્હારે આપની ઘણી હકીકત કહેવાની છે. મ્હારા માટે આપ વિવિધ વિચારો કરતા હશો એમાં સંદેહ જેવું કાંઈ નથી. ક્વચિત્ મ્હને આપ આપની કલ્યાણકારિણી તો ક્વચિત્ અનિષ્ટકારિણી સમજતા હશો. વળી વિશેષે કરીને આપ મ્હને અનિષ્ટકારિણી જ ધારતા હશો; કેમ કે જે લોકો મ્હને ઓળખે છે તેઓ મ્હને રાક્ષસી કિંવા ખૂની જ સમજી બેઠા છે. એમ માનવામાં એમની પણ કસૂર નથી. એ લોકોનો ઉલ્લેખ હમણાં હું એટલા માટે

જ કરું છું કે, એ લોકોના જે બે ત્રણ બહુરૂપીઓ છે તેમણે આપના સમક્ષ મ્હારી કેટલીક ચર્ચા કરેલી છે."

"ના ના, આ માન્યતા તદ્દન ભ્રમમૂલક છે. મ્હેં કોઇના પણ મુખે તમારી ચર્ચા સાંભળી નથી."

"એમ પણ હોઇ શકે; પરંતુ મ્હારા કહેવાની મતલબ એવી છે કે જ્યાં સુધી હું પોતે મ્હારા મુખે આપને કાંઈ કહું નહિ ત્યાં સુધી આપ મ્હારા માટે કશો નિર્ણય કરી શકો તેમ નથી અને—"

આ સમયે જ દાદરપરથી કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવ્યો. એ અવાજ સાંભળી બન્ને જણાં ચમકી ઉઠી દાદર તરફ જોઇ રહ્યાં. પદ્માવતીનું છેવટનું વાક્ય અપૂર્ણ જ રહ્યું.

"આ મકાનમાં તો માત્ર તમે જ રહો છો!" ઇન્દ્રજીત બોલ્યો.

"ના, બીજા પણ કેટલાક આદમી રહે છે; પરંતુ આપ જ્યારે અહીં પધાર્યા ત્યારે એ લોકો હાજર નહોતા."

આ સમયે ત્રણ દાસીઓ ત્યાં આવતી નજરે પડી. તેઓમાંની એકના હાથમાં એક ન્હાનો ગાલિચો હતો, બીજીના હાથમાં દીપક અને ત્રીજીના હાથમાં પાનદાન હતું. દાસીઓએ વસ્તુઓ યથાસ્થિત ગોઠવી તેઓ એક બાજૂએ ઉભી રહી. પદ્માવતીએ ઇન્દ્રજીતને ગાલિચો બિછાવી તેનાપર બેસવાને કહ્યું. તે ગાલિચા પર બેઠો એટલે પદ્માવતી પણ તેની પાસે બેઠી. આ સમયે એ ત્રણ દાસીઓએ આવીને તેમની વાતચિતમાં બાધા કરી તેથી ઇન્દ્રજીત પોતાના મનમાં નારાજ થયો, કેમ કે એ ઘણા ધ્યાનથી પદ્માવતીનાં વચનો સાંભળી રહ્યો હતો, તથા એ સમય દરમ્યાન તેના મનની સ્થિતિ અતિ વિચિત્ર હતી. યુવરાજે પદ્માવતી તરફ જોઇને કહ્યું:—"ઠીક, હવે તમે તમારી વાત ચાલવા દો."

પદ્માવતીએ દાસીઓને ઉદ્દેશીને કહ્યું:—"હવે તમે જઈને જેમ બને તેમ ત્વરાથી ભોજનાદિની વ્યવસ્થા કરો."

"ભોજન માટે ઉતાવળ કરવાની જરૂર નથી." ઇન્દ્રજીત બોલ્યો.

"ભલે; પરંતુ એ લોકો તો જઈને એમનું કાર્ય પૂર્ણ કરી નાખે; પછીથી આપણે આપણી ઇચ્છા હશે ત્યારે ભોજન કરીશું."

પદ્માવતીની આ વાત સાંભળી દાસીઓ નમ્રતાપૂર્વક નમન કરીને ત્યાંથી ચાલી ગઈ. પછીથી પદ્માવતીએ ડબ્બામાંથી પાન કાઢીને કહ્યું:—"લ્યો, પાન ખાઓ."

ઇન્દ્રજીતે પાન લીધું અને પૂછ્યું:—"વારુ, પછી?"

"આપ પાન ખાઇ જાઓ. ડરશો નહિ. એમાં બેશુદ્ધિનું ઔષધ ભેળવેલું નથી. આપના અંતરમાં એવો સંદેહ ઉપજે તો સ્થાન પરત્વે એ સંભવિત છે;" પદ્માવતીએ શંકા દૂર કરવા માટે કહ્યું.

યુવરાજે હસીને આ વાક્યોના ઉત્તરમાં કહ્યું:—"એમાં તો કાંઇ શક નથી કે, આટલી આટલી તમે ભલાઈ કરો છો; છતાં તમારા તરફ હું કૃતઘ્ન જ છું; છતાં તમારી વાતોનો પ્રવાહ વિચિત્ર જણાય છે. ગમે એમ હોય; પણ તમે મ્હારા જીવનનું સંરક્ષણ કરેલું હોવાથી તમારા હાથે વિષનો પ્રયોગ થાય અને મ્હારો જીવ જાય એ સર્વથા અસંભવિત છે."

પદ્માવતીએ હસીને કહ્યું:-"યુવરાજ! આપ મ્હારાપર સંદેહ રાખો એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. માધવીની બન્ને સેવિકાઓનો જે પ્રકાર થોડા સમય પૂર્વે બન્યો છે તે આપના લક્ષ્યમાં જ છે; છતાં આપ આપના અંતરમાં એવો દૃઢ વિશ્વાસ રાખજો કે, હું કદાપિ આપનું અમંગળ કરીશ નહિ. કેટલાક માણસો આપની પાસે મ્હારી નિન્દા કરશે; આપના જ કેટલાક બહુરૂપીઓ, ખરી વાર્તાથી અજ્ઞાત

હોવાથી મ્હારા દુશ્મન થઇ જશે; પરંતુ પ્રતિજ્ઞા કરવા ઉપરાંત બીજી કયી રીતે હું આપને ખાત્રી આપી શકું કે હું આપનું કલ્યાણ ઇચ્છનારી છું. વળી આપ આપના અંતરમાં એમ વિચારતા હશો કે, હું શા માટે આપની ભલાઈ કરું છું? આવો વિચાર થાય એ સર્વથા સ્વાભાવિક છે. આ વિશ્વસંસારનો એવો સ્વાભાવિક નિયમ છે કે, સ્વાર્થ સિવાય કોઇ કોઇની સાથે ભલાઈ કરતું નથી; અસ્તુ. હું પણ કાંઇ વિશ્વસંસારત્યાગિની નથી. હું પણ આપની પાસે ઘણી આશા રાખું છું; પરંતુ એ આશા પૂર્ણ કરવા માટે મ્હારી જીભે હું આપને કાંઈ કહી શકતી નથી. હજી ઘણાં વર્ષ સુધી આપને મ્હારું કામ પડશે. આપ જ્યારે સર્વ પ્રકારે નિશ્ચિંત થઈ જશો, માયાસુંદરી કે જેઓ હમણાં શ્યામગઢના કિલ્લામાં કેદમાં પડેલાં છે તેમની સાથે આપનું સ્નેહસંમિલન થઈ જશે તથા એ ઉપરાંત બીજું પણ એક મહાન્ કાર્ય આપના હાથે સંપૂર્ણ થઈ જશે ત્યારે જ મ્હારા અંતરની આશા સફળ થશે. એ સમયે મ્હારે આપની પાસે જે કાંઇ માગવું છે તે હું કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય માગી લઈશ. આપ એટલી વાત સદૈવ સ્મરણમાં રાખજો કે, આપના જ બહુરૂપીઓ મ્હારા દુશ્મનો થઈ જશે અને અંતે ઝખ મારીને મ્હારી સાથે સ્નેહસંબંધ સાંધી, મ્હારી સલાહ તેમને લેવી પડશે. વળી આપ એમ ન સમજતા કે આજકાલથી જ હું આપની પક્ષકારિણી થઇ છું. ઘણા સમયથી હું આપનું કામ બજાવ્યા કરું છું, અને તેથી જ સેંકડો માણસો મ્હારા દુશ્મન બની ગયા છે. દુશ્મનોના ભયથી જ આ સુરક્ષિત સ્થળે હું રહેલી છું; કેમ કે મ્હારી ઇચ્છા સિવાય એ લોકો આ તળાવમાં પગ મૂકી શકે તેમ નથી જ. હું અહીં એકલી છું એમ આપ સમજતા હશો; પરંતુ હું એકલી નથી. દાસ દાસીઓ અને બહુરૂપી-

એો મળી એકંદરે પચાસ મનુષ્યો આવી શોચનીય સ્થિતિમાં મ્હારી સેવા બજાવી રહ્યાં છે."

"એ સઘળાં મનુષ્યો ક્યાં છે?" ઇન્દ્રજીતે પૂછ્યું.

"એમાંનાં કેટલાંક મનુષ્યોને તો આપ અહીં એકે એકે જ જોઇ શકશો; બીજાં મનુષ્યોને મ્હેં આવશ્યકીય કાર્યોદ્ધારાર્થે મોકલ્યાં છે. જ્યારે હું આપનું ભલું ઇચ્છિનારી છું ત્યારે માયાસુંદરીને પણ મ્હારે યથાશક્તિ સહાયતા કરવી જોઇએ. એટલા માટે મ્હારી એક બહુરૂપીની વિદ્યા જાણનારી સેવિકાએ શ્યામગઢના કિલ્લામાં પણ પ્રવેશાધિકાર મેળવી લીધો છે. તે મ્હને યથાસમયે માયાસુંદરીની પરિસ્થિતિના સમાચાર જણાવતી રહે છે. ગઈ કાલે જ તેનો એક પત્ર આવેલો છે. લ્યો, પ્રથમ આપ આ પત્ર વાંચી જુઓ એટલે વિશેષ હકીકત હું પછીથી કહીશ." આમ કહેતાં પદ્માવતીએ ઇન્દ્રજીતસિંહના હાથમાં એક પત્ર મૂક્યો.

યુવરાજ ઇન્દ્રજીત એ પત્ર પોતાના હાથમાં લઈ લક્ષ્યપૂર્વક વાંચવા લાગ્યો. પુષ્પગુચ્છ નીચેનો જે પત્ર ઇન્દ્રજીતે જોયો હતો તેજ આ પત્ર હતો. એ પત્ર પોતે છુપી રીતે વાંચેલો હોવાથી એ હકીકત પદ્માવતીને કહેવી તેણે વ્યાજબી વિચારી નહિ. આ સમયે એ પત્ર તેણે એવી રીતે વાંચ્યો કે જાણે પહેલી વખત જ તે વાંચતો હોય! પદ્માવતી પાસેથી આ પત્ર મળતાં ઇન્દ્રજીતની કલ્પના સર્વાંશે બદલાઇ ગઇ. પદ્માવતી પોતાની દુશ્મન નથી એમ હવે તે સારી રીતે સમજી શક્યો; પરંતુ બીજા એક પ્રકારની ઉત્કંઠા તેના મનમાં વધી ગઈ, તથા તે પદ્માવતીનો પરિચય જાણવાને વ્યાકુળ બની ગયો વળી એની બહુરૂપીની વિદ્યા જાણનાર સેવિકાએ શ્યામગઢમાં જઈ શું શું કાર્ય

બજાવ્યું છે એ જાણવાની પ્રબળ ઇચ્છા પણ તેના અંતરમાં ઉપજી. જે પત્ર યુવરાજે વાંચ્યો તેમાંના એકેક શબ્દ સંબંધી તે પદ્માવતીને ઉત્તર પૂછવા લાગ્યો.

"હું સમજી શકતો નથી કે, શા ઉદ્દેશથી તમે મ્હારી સાથે આટલી બધી ભલાઈ કરો છો? મ્હને એવી આશા છે કે આ સમયે મ્હને તમે ચિંતામાં નાખી દુઃખી કરશો નહિ; ઉલટું હું જે કાંઇ પૂછીશ તેના યથાર્થ ઉત્તરો તમે મ્હને આપશો જ." ઇન્દ્રજીતે કહ્યું.

"મ્હારા માટે કોઈ પણ પ્રકારની ખોટી કલ્પના આપ કરશો નહિ. જો આપને કષ્ટ થાય તેમ ન હોય તો અત્યારે જ રાત્રિપર્યંત જાગીને જે સઘળી હકીકત મ્હને માલૂમ હોઈ આપના ઉપયોગની છે એ સઘળી હું આપને કહી સંભળાવું, તથા આપના પ્રત્યેક પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપું." પદ્માવતીએ કહ્યું.

"તમારાં આ વચનો સાંભળી હું અત્યંત પ્રસન્ન થયો છું. ઠીક, પ્રથમ કહો જોઇએ કે, તમારી જે સેવિકા સ્યામગઢમાં છે, તથા આ પત્ર વાંચવાથી જેનું નામ રતિસુંદરી છે એમ મ્હને માલૂમ પડ્યું છે તે ત્યાં કેવી રીતે રહી શકી છે? મ્હારી માન્યતાનુસાર એ ત્યાં વેષ બદલીને નોકરી કરતી હશે." ઇન્દ્રજીતે પૂછ્યું.

"ના ના—એણે ત્યાં નોકરી સ્વીકારી નથી. એ ત્યાં એવી સાવધાનતાથી છુપાઈ રહેલી છે કે, કોઈ તેનો પત્તો તો શું પરંતુ તેને જોઇ પણ શકે નહિ." પદ્માવતીએ ઉત્તર આપ્યો.

"ઠીક, ત્યારે તેણે એમ શા માટે લખ્યું છે કે, 'માયાસુંદરીનો આશક પણ અહીં હાજર છે?" ઇન્દ્રજીતે પૂછ્યું.

"આ કટાક્ષ માધવીના દીવાન અગ્નિદત્તપર છે; કેમ કે, અમે

સારી રીતે જાણીએ છીએ કે એ માયાસુંદરીને મેળવવાને ચ્હાય છે. વળી એ કાંઇ આપના જેવો સાચો આશક નથી જ."

"ના ના–અગ્નિદત્ત શ્યામગઢમાં હોય એ સર્વથા અસંભવનીય છે; કેમ કે અમારા માણસોએ તેને કેદ પકડી રામગઢ મોકલી દીધો છે."

"આપનો આ વિચાર વ્યાજબી નથી. કોઈ પણ રીતે અગ્નિદત્ત આપના માણસોને છેતરી પલાયન કરી ગયેલો હોવો જોઇએ. આપ આપની છાવણીમાં યા તો રામગઢ જશો એટલે એની હકીકત જાણી શકશો."

"ત્યારે શું એ પણ શ્યામગઢમાં પહોંચી ગયો છે?" ઇન્દ્રજીતે વિસ્મિત બની જઇને પૂછ્યું.

"પહોંચી ગયો હશે ત્યારે જ રતિએ પોતાના પત્રમાં એમ લખી જણાવ્યું હશે ને?"

"ઠીક, હવે લાલી તેમજ કુંદન કોણ છે?"

"એ મ્હારી તથા આપની દુશ્મન છે. એ બન્નેને તમે આપણી સામાન્ય દુશ્મન સમજશો નહિ."

"રતિસુંદરીએ પોતાના પત્રમાં માયાસુંદરીના આશક સંબંધી એમ લખ્યું છે કે, 'એને માયાસુંદરીની ઘણી આશા છે.' એ વાક્યનો વાસ્તવિક રીતે શો અર્થ છે?"

"એ વાક્યનો સ્પષ્ટાર્થ હજી સુધી હું પણ જાણી શકી નથી."

"જો એ સ્પષ્ટાર્થ મ્હારા જાણવામાં આવ્યો હોત તો મ્હારી ચિંતા કાંઇક ઓછી થાત."

"આપ એ માટે બિલ્કુલ ચિંતા કરશો નહિ. માયાસુંદરી પોતાનું તન મન તથા ધન અર્થાત્ સ્ત્રીજાતિનું સર્વસ્વ આપને જ

સમર્પણ કરી ચુકી છે. તે આપના સિવાય અન્યના પ્યારનો સ્વીકાર કાળાંતરે પણ કરશે નહિ."

"હશે, જ્યારે સ્પષ્ટ હકીકત માલૂમ પડતી નથી તો પછી જે વિચાર ઉપજે તે વ્યાજબી છે. એ પત્રમાં લખ્યું છે કે, 'માયાસુંદરી પણ બરાબર છેતરાયાં છે.' એટલે શું સમજવું?"

"એ પણ હું જાણી શકી નથી. જો કદાચ આજકાલમાં બીજો પત્ર આવશે તો સઘળી હકીકત સ્પષ્ટ સમજી શકાશે."

"ઠીક, હવે હું તમારી સંપૂર્ણ હકીકત જાણવાને ઇચ્છું છું, અને શ્યામગઢમાં રહેતી લાલી તથા કુંદનનો ઇતિહાસ પણ તમારા મુખે સાંભળવાને ચ્હાઉં છું."

"હું સઘળી હકીકત આપને નિવેદન કરીશ તથા તે ઉપરાંત એક એવા ભેદની ખબર આપને અર્પીશ કે આપ ઘણા ખુશી થઇ જશો; પરંતુ એ માટે આપ હજી બીજા બે ત્રણ દિવસ સૂધી ધીરજ રાખો. એ સમય દરમ્યાન રતિસુંદરી પણ શ્યામગઢથી અત્રે આવી પહોંચશે અગર તો હું પોતે જ એને અત્રે તેડાવીશ."

"આ સઘળી વાતો જાણવાને હું ઘણો ઉત્કંઠિત બની ગયો છું. તમારે જે કાંઈ કહેવાનું હોય તે મ્હને હમણાં જ કહેશો તો મ્હારાપર હું તમારો મહદુપકાર થયો માનીશ."

"ના ના—આપ આટલા બધા અધીરા ન બની જાઓ. એ ચાર દિવસ સૂધી ધીરજ રાખવાને હું આપના ફાયદા માટે જ કહું છું. આપ એમ ન સમજશો કે, જાણી જોઇને હું અહીં આપને અટકાવવા ઇચ્છું છું. જો આપનો મ્હારાપર પૂર્ણ વિશ્વાસ હોય અને મ્હને આપ આપની દુશ્મન ન સમજતા હો તો જ આપ અત્રે રહો. હું

આપની હરેક પ્રકારે સેવા બજાવવા પ્રતિ પળે તૈયાર છું. વળી જો મ્હારાપર વિશ્વાસ ન મૂકી શકતા હો તો આપ આપની છાવણીમાં ચાલ્યા જાઓ. ચાર પાંચ દિવસમાં હું પોતે જ આપની પાસે આવી આપને સઘળી હકીકત જણાવીશ."

"બેશક, આજ સૂધી મ્હેં તમારા માટે મ્હારા મનમાં વિવિધ પ્રકારના તર્ક વિતર્ક કર્યા છે, તથા અત્યાર સૂધી હું તમારાપર વિશ્વાસ રાખતાં સંકોચાતો હતો; પરંતુ હવે મ્હારો સઘળો અવિશ્વાસ દૂર થઇ ગયો છે. તમારાં વચનોએ મ્હારા અંતરપર ઘણી અસર કરી છે. તમે મ્હારું અનિષ્ટ નહિ કરતાં હમ્મેશાં કલ્યાણ જ કરશો એ ચોક્કસ છે, તેથી છાવણીમાં નહિ જતાં હું અહીં જ રહીશ, અને સઘળી હકીકત જાણ્યા પછીથી જ છાવણીમાં જઇશ."

"ત્યારે તો હું મ્હારું અહોભાગ્ય સમજું છું; પરંતુ એ સમય દરમ્યાન આપના બહુરૂપીઓ આવીને કદાચ મ્હને કેદ કરે તો એ બનવા જેવું છે."

"મ્હારી હાજરીમાં કોઇ પણ વ્યક્તિ તમને કેદ કરી શકશે નહિ, એ માટે તમે તદ્દન નિશ્ચિંત રહો.



# પ્રકરણ ૫ મું.



## ચિતામાંથી ઉદ્ધાર અને નરપિશાચનો સાક્ષાત્કાર.

નિરાધાર માયાસુંદરીને ચિતામાં બેસાડી પાષાણહૃદયા ધનપતિએ જ્યારે ચિતામાં અગ્નિસંયોગ કર્યો તેજ સમય એ ભયાનક જંગલમાં આસપાસ છુપાઈ રહેલા ઘણા માણસો હાથમાં નગ્ન તલ્વાર લઇ 'મારો–કાપો 'નો પ્રચણ્ડ પોકાર કરતા કરતા, ધનપતિના માણસોપર આવીને તૂટી પડયા. એ લોકોએ સર્વથા પ્રથમ તો માયાસુંદરીને ચિતાપરથી ખેંચી લીધી. પછીથી તેઓ ધનપતિના માણસોને પકડવા લાગ્યા.

વાંચકબંધુઓ એમ વિચારતા હશે કે, આવી રીતની આકસ્મિક સહાયતાથી પોતાનું જીવન બચ્યાથી માયાસુંદરીને અત્યાનંદ થયો હશે તથા પોતાના સહાયકો માટે તેના અંતરમાં પૂજ્યભાવ ઉપજ્યો હશે પરંતુ આ વિચાર સર્વાંશે ખોટો છે પોતાનું રક્ષણ કરનારને જોતાંજ માયાસુંદરી એક કારમી બૂમ પાડી ઉઠી તથા તેના દિલનું દર્દ પ્રથમના કરતાં ઘણું વધી ગયું. તેણે આકાશ તરફ જોઇને કહ્યું:—' આ ચિતામાં બળી જઈ વૈકુણ્ડમાં ચાલ્યા જવાનો મ્હને વિશ્વાસ ઉપજ્યો હતો; કેમ કે ચિતાનું દર્દ કાંઇ ઇન્દ્રજીતસિંહના વિયોગના દર્દ કરતાં વિશેષ નહોતું, પરંતુ હાય! આ દુષ્ટ અત્રે આવી પહોંચશે એવી મ્હને કલ્પના સુદ્ધાં ઉપજી નહોતી. અરેરે! મત્યુ સુદ્ધાં મ્હારા જેવી અભાગિની પાસે આવી દૂર જતું રહે છે. હે મૃત્યુ! તું કોઈ વસ્તુ છે કે નહિ? તું કયાં છે? મ્હારાપર ત્હારી આટલી બધી અવકૃપા કેમ છે?"

આ સમયે જે માણસે આવી માયાસુંદરીને બચાવી લીધી તે

દુષ્ટા માધવીનો દુષ્ટ દીવાન અગ્નિદત્ત હતો. એના પંઝામાં સપડાઇ જઇને માયાસુંદરીએ રાજગૃહીમાં ઘણું દુઃખ ભોગવ્યું હતું. બંસરી-બાલાની સહાયતાથી જ તે પોતાનો, એ પાપિષ્ઠની પ્રપંચજાળમાંથી ઉદ્ધાર કરી શકી હતી. માયાસુંદરીને મૃત્યુનો લેશ પણ ભય નહોતો. અગ્નિદત્તના મ્હોંનું દર્શન કરવા કરતાં યમદૂતનું દર્શન કરવાની જ તેની આંતરિક ઇચ્છા હતી. હમણાં પણ તેને એટલા માટે જ ઘણું દુઃખ થયું.

અગ્નિદત્ત તથા તેના અનુચરોએ માયાસુંદરીને બચાવી તો લીધી; પરંતુ તેમણે જ્યારે ધનપતિ અને તેના માણસોને પકડવાનો પ્રયત્ન કર્યો ત્યારે ઉભય પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલૂ થઇ ગયું. ધનપતિ ગુપચુપ એ સ્થળેથી પલાયન કરી ગઈ, તથા એ ગહન વનમાં કોઇ ઝાડીમાં છુપાઇ જઈ તેણે પોતાનો જીવ બચાવ્યો. એના સાથીદારો-માંનો એક પણ જીવતો રહી શક્યો નહિ; તેઓ સર્વ અગ્નિદત્તના માણસોના હાથે માર્યા ગયા. અગ્નિદત્તે પાષાણ જેવું નિષ્ઠુર હૃદય કરી રડતી કકળતી માયાસુંદરીને ઉપાડી લીધી, અને તેણે એક તરફનો માર્ગ સ્વીકાર્યો.

વાંચકબંધુઓને આ સ્થળે એવો વિચાર ઉપજે તેમ છે કે, દીવાન અગ્નિદત્તને તો મહારાણા વીરસિંહના બહુરૂપીઓ રાજગૃહીમાંથી કેદ પકડી રામગઢ લઈ ગયા હતા; છતાં આ સમયે તે એકાએક અત્રે ક્યાંથી આવી ચઢયો?! એટલા માટે દીવાન અગ્નિદત્ત સંબંધી થોડી ઘણી હકીકત અત્રે લખવાની જરૂર છે. મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓએ રાજગૃહીમાંથી તેને કેદ પકડી વીસ સવારોના પહેરા નીચે રામગઢ તરફ મોકલી દીધો હવો, તથા એ લોકોને એક પત્ર લખી આપી તેમાં અગ્નિદત્ત સંબંધીની સઘળી હકીકતનો ઉલ્લેખ કર્યો હતો. અગ્નિદત્તના હાથમાં બેડી નાખી તેને એક અશ્વપર બેસાડવામાં

આવ્યો. પછીથી એના પગ ઘોડાના જીન સાથે બાંધી દેવામાં આવ્યા, અને એ સવારો પૈકીના એક જણે ઘોડાનાં ગળામાં બાંધેલું દોરડું પકડી માર્ગ કાપવા માંડયો. ત્રીજે દિવસે એ લોકો જ્યારે સોન નદી પાસે જઈ પહોંચ્યા અર્થાત્ એ નદી માત્ર બે ગાઉના અંતરે રહી ત્યારે એ લોકોપર કેટલાક માણસોએ આજૂબાજૂથી આવી પહોંચીને આકસ્મિક આક્રમણ કર્યું. એ લોકોની સંખ્યા લગભગ પચાસની હતી. એક કલાક સુધી યુદ્ધ ચાલ્યું. એ સમય દરમ્યાન વીરસિંહના સઘળા માણસો માર્યા ગયા. આ સમાચાર રામગઢ પહોંચાડવા માટે એક પણ માણસ જીવતો રહી શક્યો નહિ. અગ્નિદત્તની એ લોકોના હાથે મુક્તિ થઈ. એ હુમલાખોરો અગ્નિદત્તના જ સાથીદાર હતા તથા તેઓ જ ગયા રાજ્યમાં જે કોઈ દીવાન અગ્નિદત્તની વિરુદ્ધ થતું તેના પ્રાણનો સંહાર કરી તેની દ્રવ્યસંપત્તિ લૂંટી લેતા હતા. આવી રીતે રસ્તામાં જ અગ્નિદત્ત મુક્ત થઈ ગયો; પરંતુ ઘણા સમય સુધી એ વિષયના વર્તમાન રાણા વીરસિંહના કે રામગઢના માણસોના જાણવામાં આવ્યા નહિ.

જો કે દીવાન અગ્નિદત્તના હાથમાંથી ગયા રાજ્યની દીવાની જતી રહી, તથા તે એક સામાન્ય માણસની માફક જ્યાં ત્યાં ભટકવા લાગ્યો તથાપિ તે તેના સાથીદારોમાં ઘણો માલદાર લેખાતો હતો, કેમ કે, એની પાસે જુલ્મથી મેળવેલું ઘણું દ્રવ્ય હતું, તથા એ દ્રવ્ય રાજગઢીથી થોડે દૂર પહાડપર આવેલી એક મઢીમાં તે રાખતો હતો. આ હકીકત તેના ખાસ દશ બાર અંગત માણસો સિવાય બીજું કોઇ જાણતું નહોતું. એ દ્રવ્યસંપત્તિ ત્યાંથી કાઢી લેવામાં અગ્નિદત્તે વિલંબ કર્યો નહિ. એ દ્રવ્યસંપત્તિ મેળવી પોતાના સાથીદારો સાથે તે પોતાની ધૂનમાં ને ધૂનમાં ચોતરફ ભટકવા લાગ્યો, તથા રાણો વીરસિંહ શી શી નવાજૂની કરે છે એ હકીકત પણ મેળવવા લાગ્યો.

થોડા દિવસ પછી તે શ્યામગઢ જઇ ચોતરફ ભટકવા લાગ્યો. આથી કરીને જ માયાસુંદરીને ઉપાડી જનાર ધનપતિ તેમજ તેના માણસો સાથે તેની આકસ્મિક મુલાકાત થઇ ગઇ હતી. આ અરણ્યમાં થોડા અંતરપર કેટલાક ડુંગર આવેલા હોઇ તેમાં સાંકડી ખીણો તથા કેટલીક ગુફાઓ હતી. બેશુદ્ધ બની ગયેલી માયાસુંદરીને ઉપાડી લઇ અગ્નિદત્ત એક ડુંગર તરફ ગયો, અને તેમાંની ગુફામાં તેણે તેને લઇ જઇને સૂવાડી. એ ગુફાના પ્રવેશદ્વારને એક મ્હોટી પાષાણશિલાથી બંધ કરી દીધા પછી પોતાના એ સાથીઓને લઈ તે સ્વકાર્યોદ્ધારાર્થે ચાલ્યો ગયો.

બરાબર એક પ્રહર રાત્રિ પસાર થઈ ગયા પછી માયાસુંદરી શુદ્ધિમાં આવી. તેણે આશ્ચર્ય પામીને જોયું કે તેને એક ગુફામાં સૂવાડવામાં આવી હતી. ગુફામાં એક ખુણામાં મંદતેજ દીપક સળગી રહ્યો હતો. અગ્નિદત્તનું સ્મરણ થતાં માયાને કંપારી છુટતી હતી તેના ધબકતા હૃદયમાં અસહ્ય વ્યથા થતી હતી. એ નરપિશાચ પુનઃ ગુફામાં આવી પોતાના પર કેવો ભયંકર જુલ્મ ગુજારશે તેની કલ્પના તે કરી શકતી નહોતી.

ઘણા સમય પછી સહજ સ્વસ્થ થઇ આ સ્થળેથી કેવી રીતે આત્મરક્ષણ કરવું એના વિચારો તે કરવા લાગી. જો પાપિષ્ઠ પોતાની પાસે આવી પોતાને ધર્મભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરે તો પત્થર સાથે મસ્તક પછાડી પોતાના પ્રાણ ત્યાગવાનો તેણે સંકલ્પ કર્યો.

એવામાં એક મ્હોટા અવાજ સાથે ગુફાનું દ્વાર જે શિલાથી બંધ થયેલું હતું એ શિલા નીચે પડી જતાં ઉઘડી ગયું, અને અગ્નિદત્તે ગુફામાં પ્રવેશ કર્યો. તેને જોતાં તત્કાળ માયા કંપી ઉઠી. ભયની ભાવનાથી

તેણે પોતાનાં નયનો મીંચી દીધાં. તે આ સમયે આત્મસંવરણ કરી શકી નહિ. નીચે બેસી જઈ તે હૃદયવિદારક આક્રંદ કરવા લાગી. અગ્નિદત્તે તેની પાસે ઉભા રહીને કહ્યું:—"ત્હેં મ્હને બરાબર છેતર્યો હતો. વળી ત્હારી સાથે ત્હેં મ્હારી કન્યાને પણ મ્હારી વિરોધી બનાવી છે. હજી સુધી મ્હારી સ્ત્રીપર શી શી વીતી છે અને રાણા-વીરસિંહે તેની સાથે કેવો વ્યવહાર રાખ્યો છે એ પ્રકાર મ્હારા જાણ-વામાં આવ્યો નથી. આ સઘળું ત્હારા લીધે જ બન્યું છે!"

"હજી પણ કહું છું કે, તમે એક સતી સ્ત્રીને સંતાપી સાર કાઢનાર નથી. નિરપરાધિની અબળાપર જુલ્મ ગુજારી ઇશ્વરના ન્યાય-માંથી બચી જનાર નથી." માયાસુંદરીએ કહ્યું.

"હું આ સમયે ત્હારું મિલન થવાથી ઘણો પ્રસન્ન થયો છું. સમસ્ત સંસારની ચિંતાનું મ્હારા અંતરમાંથી વિસ્મરણ થઈ ગયું છે. હવે ભવિષ્યમાં જેમ થવાનું હશે તેમ થશે." વિષયલંપટ અગ્નિદત્તે કહ્યું.

"હું તમારા સમક્ષ પ્રતિજ્ઞા કરીને કહું છું કે, જો તમે મ્હને છોડી દેશો તો હું વીરસિંહજી મહારાજને કહી તમને તમારા સઘળા અપરાધોની ક્ષમા અપાવીશ, તથા તમે નિશ્ચિંતતાથી તમારા જીવનનો નિર્વાહ કરી શકો એવો બંદોબસ્ત સુદ્ધાં કરાવી આપીશ; પણ જો તમે મ્હને મુક્ત નહિ કરો તો તમારાં સ્ત્રી સુદ્ધાં—"

માયાસુંદરીનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ અગ્નિદત્ત બોલી ઉઠયો:-"ત્હારું કહેવું હું સમજી ગયો છું. મ્હારી સ્ત્રીનું જેમ થવાનું હોય તેમ થાય; તેની મ્હને બિલકુલ ચિંતા નથી. મ્હને વીરસિંહનો સહજ પણ ભય નથી. ત્હારા કરતાં વિશેષ પ્રિય બીજી એક પણ વસ્તુ વિશ્વમાં હોય એમ હું ધારતો નથી. ત્હારા માટે મ્હેં કેટલું બધું દુઃખ ભોગવ્યું

છે તેનો વિચાર કરી જો. હજી પણ ત્હારા માટે વિશેષ દુઃખ ભોગવવું પડે તેમ હોય તો તે ભોગવવાને હું તૈયાર છું; કેમ હજી પણ ત્હારા મનમાં મ્હારા માટે લાગણી થતી નથી? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તને હું મ્હારા જીવ કરતાં પણ વિશેષ ચ્હાહીશ."

"નરાધમ નરપિશાચ! ત્હારા મુખમાંથી આવા શબ્દો તું પુનઃ ઉચ્ચારીશ તો પાષાણશિલાપર મસ્તક પછાડી હું મ્હારા પ્રાણનો અંત લાવીશ."

"ગમે તેમ હોય, હું કોઈ પણ રીતે તને મુક્ત કરનાર નથી. ત્હારા દુરાગ્રહ અનુસાર આ બહાદુર નરવીર વર્તનાર નથી."

"ત્યારે તું પણ એટલું અવશ્ય સ્મરણમાં રાખજે કે ત્હારી પાપેચ્છા કાળાંતરે પણ પરિપૂર્ણ થનાર નથી—સતી સ્ત્રીના પર જુલ્મ ગુજારી તું નિશ્ચિંત થઇ શકનાર નથી."

"ત્યારે હું પણ જોઉં છું કે મ્હારા પંઝામાંથી તું કેવી રીતે બચી જાય છે?"

આમ કહીને માયાસુંદરીને પકડવા માટે તે આગળ વધ્યો. માયાસુંદરી ગભરાઇ જઇ ઉઠી ઉભી થઇ, તથા દૂર ખસી ગઇ. થોડા સમય સુધી તો આ સાંકડી ગુફામાં દોડાદોડ કરીને માયાએ આત્મરક્ષણ કર્યું; પરંતુ આવી રીતે આ કેટલા સમય સુધી તે આત્મરક્ષણ કરી શકે? એક પિશાચ પુરુષ સમક્ષ અસહાય અબળા કયાં સુધી સ્વસંરક્ષણ કરી શકે? અગ્નિદત્તને અપાર ક્રોધ ઉપજ્યો. અલ્પ કાળમાં તેણે માયાસુંદરીને પકડી જમીનપર પછાડી.

—❧❧❧—

# પ્રકરણ ૬ ઠું.



## પ્રિયતમાને સહાયતા કરવા માટે પ્રયાણ.

યુવરાજ ઇન્દ્રજીતસિંહ થોડા દિવસ સુધી પદ્માવતીને ત્યાં મેહગાન તરીકે રહ્યો. પદ્માવતીએ તેની સેવા ચાકરી ઉઠાવવામાં સહેજ પણ કમીના રાખી નહિ. એ અજાયબ ઘરમાં કેટલીક દાસીઓ પણ હતી; તેઓ આંતરિકતાથી રાજકુમાર ઇન્દ્રજીતની સેવા સુશ્રુષા કરતી હતી, તથા કોઇ કોઈ વખત બબ્બે પ્રહર સુધી તેઓ કોઇ ગુપ્ત રસ્તે ચાલી જતી હતી.

એક દિવસે સંધ્યા સમયે એ અજાયબ ઘરની અગાશીમાં યુવરાજ અને પદ્માવતી વાતચિત કરતાં બેઠાં હતાં. એવામાં ઇન્દ્રજીતે પૂછ્યું:—"પદ્માવતી, તને જો કોઇ પણ પ્રકારની હરકત ન હોય તો તું આ અજાયબ ઘરનો ઇતિહાસ મ્હને કહી સંભળાવ. આ પુતળીઓ કે જે મકાનમાં ચારે ખુણાઓમાં અને આ અગાસીના મધ્ય ભાગમાં છે તેમનાપર જ્યારે મ્હારી નજર પડે છે ત્યારે મ્હને ઘણું આશ્ચર્ય ઉપજે છે, અને મ્હારી સ્થિતિ અતિ વિચિત્ર થઈ જાય છે."

"એ પુતળી જોઇ આપને આશ્ચર્ય ઉપજે એ બનવા જેવું છે. આ મકાન પણ એક ન્હાનું અજાયબ ઘર છે. એમાં ઘણા ભેદનો ભંડાર છે. હમણાં હું જ આ અજાયબ ઘરની અધીશ્વરી છું. મ્હારા કહ્યા સિવાય થોડા દિવસમાં જ આ સ્થાનનો ભેદ આપોઆપ આપ જાણી શકશો." પદ્માવતીએ ઉત્તર આપ્યો.

"પેલી માધવીની બન્ને દાસીઓની તમે શી વ્યવસ્થા કરી?"

"હજી સુધી તેઓ કેદમાં જ પડેલી છે."

"માધવી સંબંધી કશી હકીકત તમે જાણો છો ?"

"એને આપના સૈન્યની અને શ્યામગઢની આસપાસ છુપી રીતે ફરતાં ઘણી વખત મ્હારા માણસોએ જોઇ છે. મ્હારા ધારવા પ્રમાણે તેણે આપને, રાજકુમાર આનન્દસિંહને તથા માયાસુંદરીને કેદ પકડી પોતાના વૈરની વસુલાત લેવાનો નિશ્ચય કર્યો છે."

"હજી સુધી શ્યામગઢના કશા સમાચાર જાણવામાં ન આવ્યા તેમજ લશ્કરના સમાચાર પણ ન મળ્યા."

"મ્હને પણ એ વાતનું આશ્ચર્ય ઉપજે છે કે, મ્હારા માણસો ક્યા કાર્યમાં ગુંથાઇ રહેલા છે ? કેમ કે હજી સુધી કોઇએ પાછા આવીને કશા સમાચાર જણાવ્યા નથી." આ સમયે ચમકીને મયદાન તરફ જોઈ પદ્માવતી પુનઃ કહેવા લાગીઃ—"આ સમયે કાંઈ નવીન સમાચાર જાણવામાં આવશે એમ લાગે છે. મયદાન તરફ જુઓ. બે માણસો ભાર ઉપાડી આ તરફ આવતા દેખાય છે. એ મ્હારા જ માણસો હોય એમ હું ધારું છું."

"બરાબર છે. તેઓ આ તરફ જ આવતા જણાય છે. વળી તેઓ કોઈ માણસને ઉંચકી લાવતા હોય એવો ભાસ થાય છે." ઇન્દ્રજીતે મયદાન તરફ જોઇને કહ્યું.

"બેશક એમજ છે. મ્હારા માણસો કાંઇ કોઇની માલમત્તા ચોરી લાવે એવા નથી. જુઓ તો ખરા કે કેટલી બધી ત્વરાથી તેઓ આ તરફ આવે છે ! હવે હું એમને ઓળખી ગઇ છું. મ્હને એમ લાગે છે કે તેઓ માધવીને જ ઉપાડી લાવ્યા છે."

થોડા સમય સુધી ઇન્દ્રજીત અને પદ્માવતી આવતા માણસો તરફ જોઈ રહ્યાં. એ લોકો જ્યારે તળાવની પાળ પાસે આવીને અટક્યા ત્યારે પદ્માવતીએ ઇન્દ્રજીતને કહ્યુંઃ—"જો મ્હને આજ્ઞા આપો તો એ માણસોને હું અત્રે લઇ આવું."

"તમારા ગયા સિવાય એ લોકો અહીં નહિ આવી શકે કે?"

"ના જી, જ્યાં સુધી હું પોતે તેમને નોકામાં બેસાડી અત્રે નહિ લઈ આવું ત્યાં સુધી તેઓ અત્રે આવી શકશે નહિ. તેઓ તો શું પરંતુ એક પણ વ્યક્તિ મ્હારી સહાયતા સિવાય અત્રે આવી શકતી નથી."

"ત્યારે પ્રત્યેક વ્યક્તિની આવજા વખતે તમારે જ તકલીફ ઉઠાવવી પડે છે કે? હું એમ ધારું છું કે, જે માણસને તમે એક વખત નોકામાં બેસાડી લઈ આવો તે પછીથી પોતાની જાતે અત્રે આવજા કરી શકતું હશે."

"જો એમજ હોત તો હું અજાયબ ઘરમાં નિશ્ચિંતતાથી કેવી રીતે રહી શકત? આપ આવો એટલે આ પ્રકારનું કારણ હું આપને સમજાવું છું."

ઈન્દ્રજીત પ્રસન્નતાપૂર્વક ઉઠી ઉભો થયો તથા પદ્માવતીની સાથે નીચે ઉતર્યો. જે ઓરડીનો સ્નાનગૃહ તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો એ ઓરડીમાં ઈન્દ્રજીતને પદ્માવતી લઈ ગઈ. એ ઓરડીમાં એક આલમારી હતી તેને પદ્માવતીએ ઉઘાડી. ઈન્દ્રજીતે જોયું કે એમાં દિવાલની સાથે લગભગ એક હાથ જેટલી લાંબી ચાંદીની મુઠ લાગેલી હતી. એ સિવાય એ ઠેકાણે બીજી એક પણ વસ્તુ નહોતી. પદ્માવતીએ કહ્યું:—"હું પ્રથમથી જ આપને કહી ચુકી છું કે, આ તળાવમાં ચોતરફ લોઢાની સાંકળીની જાળ નાખેલી છે."

"હા એ સત્ય છે; પરંતુ જે રસ્તેથી તમે નોકા લઈ જાઓ છો એ રસ્તે જાળ પથરાયલી નહિ હોય."

"એવો વિચાર કરશો નહિ. એ રસ્તામાં પણ જાળ છે; પરંતુ એને અહીં આવવાનો દરવાજો કહેવો જોઈએ. એની કુંચી આ રહી;

આપ જુઓ, એટલે સઘળો પ્રકાર આપ સમજી શકશો." આમ કહીને પદ્માવતીએ એ ચાંદીની મુઠ કેટલીક વખત ફેરવી અને તેણે કહ્યું:—" જે રસ્તેથી હું નૌકા લઈ જાઉં છું એ રસ્તામાં પથ્થરાવલી જાળ હવે ખસી ગઇ હશે. આ ભેદ જેને માલૂમ હોય તેજ મ્હારી સહાયતા સિવાય નૌકામાં બેસીને અહીં આવજા કરી શકે તેમ છે. હવે જ્યારે હું આ મુઠને ઉલટી ફેરવીશ એટલે જાળ પાછી પ્રથમની માફક પથરાઇ જશે અને રસ્તો બંધ થશે. પછીથી એકેક નૌકા અત્રે આવ જા કરી શકશે નહિ."

"બેશક, આ ઘણો ઉત્તમ તેમજ સલામતી ભર્યો ઉપાય છે." હસીને ઇન્દ્રજીતે કહ્યું.

પછીથી પદ્માવતી નૌકામાં બેસી તળાવના કિનારે ગઇ તથા પેલા બે માણસોને તેમની ગાંસડી સાથે નૌકામાં બેસાડી થોડા સમયમાં જ તે પુનઃ અજાયબ ઘરમાં આવી પહોંચી. પછી તેણે પેલી મુઠ ઉલટી ફેરવીને એ રસ્તો બંધ કરી દીધો. આ સમયે ત્યાં કેટલીક દાસીઓ પણ હાજર હતી, કે જેમણે પદ્માવતીના ઇશારાથી અગાશીપર પ્રકાશની વ્યવસ્થા કરી, અને સર્વે અગાશીમાં ચાલ્યાં ગયાં. પદ્માવતી યુવરાજની પાસે જ ગાલિચાપર બેસી ગઈ તથા પેલા બે માણસો પણ ઉંચકી લાવેલી ગાંસડી સ્હામે રાખીને બેઠા. આ અગાશીની જમીન આરસ પત્થરની હોવાથી ત્યાં ઘણી સ્વચ્છતા હતી.

"યુવરાજ! જુઓ, આ બન્ને માણસોને મ્હેં માધવીને કેદ કરી લાવવા માટે મોકલ્યા હતા. એ લોકો પોતાનું કાર્ય પૂર્ણ કરી આવ્યા હોય એમ લાગે છે. આ ગાંસડીમાં તેઓ માધવીને જ લાવ્યા હોવા જોઇએ." આમ કહી તેણે એ બે માણસોને પૂછ્યું:—"કેમ, તમે કોને ઉપાડી લાવ્યા છો?"

"માધવીને જ ઉપાડી લાવ્યા છીએ." એક માણસે ઉત્તર આપ્યો.

"તમે ગાંસડી છોડો એટલે હું એનું મ્હોં જોઉં." પદ્માવતીએ કહ્યું.

એ બન્ને જણાએ ગાંસડી ખોલી. પદ્માવતી અને ઇન્દ્રજીતસિંહે લક્ષ્યપૂર્વક માધવીની મુખમુદ્રા જોઇ. એકાએક પદ્માવતીએ ચમકી ઉઠીને કહ્યું:—"શું એ ઘાયલ થયેલી છે?!"

"હાજી, એનો જીવ બચે એવી આશા નથી, કેમકે એને સખ્ત ઘા લાગ્યો છે." એક માણસે ઉત્તર આપ્યો.

"એને કોણે જખ્મી કરી છે?" ઇન્દ્રજીતે પ્રશ્ન કર્યો.

"શ્યામગઢના ભેદી ભોંયરામાં કોઇ સ્ત્રીએ એની જખ્મી કરી છે." ઉત્તર મળ્યો.

ઇન્દ્રજીતે પદ્માવતી તરફ જોઇને કહ્યું:—"શ્યામગઢમાં કોઇ ભેદી ભોંયરું છે કે શું?"

"હા જી, એ ભોંયરાનો ભેદ ભાગ્યે જ કોઇ જાણતું હશે. ત્યાંનો રાણો દિગ્વિજયસિંહ સુદ્ધાં એ ભોંયરાનો સંપૂર્ણ ભેદ જાણતો નથી. ત્યાંનો મામલો ઘણો વિચિત્ર છે. યથા સમયે હું એ ભેદ આપને જણાવીશ." પદ્માવતીએ ઉત્તર આપ્યો.

"પરંતુ એ ભોંયરાનો રંગ હવે બદલાઇ ગયેલો છે." આવેલા એ માણસોમાંના એકે કહ્યું.

"કેમ, બદલાઇ ગયો?" પદ્માવતીએ અધીરતાથી પૂછ્યું.

એ માણસે ઇન્દ્રજીત તરફ જોઇ નમ્રતાથી કહ્યું:—"આપના બહુરૂપીઓએ એ ભેદી ભોંયરું પોતાને સ્વાધીન કર્યું છે. એમણે શ્યામગઢ રાજ્ય પણ હસ્તગત કર્યું છે"

"વાહ! આ તો અત્યંત આનંદજનક સમાચાર સાંભળવામાં આવ્યા!" પદ્માવતી બોલી ઉઠી.

"બેશક, આ સમાચાર સાંભળી હું અતિ આનંદિત થયો છું. હવે જો તમારી રતિસુંદરી સત્વર અત્રે આવી પહોંચે તો માયાસુંદરી સંબંધીના સમાચાર પણ જાણી શકાય અને અંતરની અસ્વસ્થતા દૂર થાય." ઇન્દ્રજીતે કહ્યું.

એવામાં માધવીનો એક હાથ જોઇ ચમકી ઉઠીને ઇન્દ્રજીતે કહ્યું:—"આ શું! માધવીના જમણા હાથનું કડું કપાઇ ગયેલું છે!"

"એનું કારણ આપ જાણતા નથી કે?" પદ્માવતીએ હાસ્ય મુખે પૂછ્યું.

"ના."

"એ સંબંધીની સંપૂર્ણ હકીકત હજી સુધી હું જાણી શકી નથી; માત્ર એટલું જ સાંભળ્યું હતું કે, પ્રયાગજીમાં માધવી સાથે અગ્નિદત્તની પુત્રી બંસરીમાલાનું યુદ્ધ થયું હતું. એ યુદ્ધમાં તેનું જમણા હાથનું કાંડું કપાઇ ગયું હતું. જે રાજમહાલયમાં આપ રહો છો એ મહાલયની જ એક ઓરડીમાં એમનું યુદ્ધ થયું હતું, એ યુદ્ધ પ્રસંગે ત્યાં નારંગી પણ હતી." પદ્માવતીએ કહ્યું.

પદ્માવતીનાં આ વચનો સાંભળતાં ઇન્દ્રજીતે પોતાની બીમારીમાં જે અદ્ભુત બનાવો જોયા હતા તે તેને યાદ આવ્યા. શયનગૃહની એક ઓરડીમાંથી જે મૃતદેહ અને કોઇ અંગનાના હાથનું કાંડું મળી આવ્યું હતું તેનું પણ તેને સ્મરણ થઇ આવ્યું. તેણે કહ્યું:—"હાં-હવે એ વાર્તા મને યાદ આવી છે. એ પ્રકાર ઘણો આશ્ચર્યજનક હતો. હજી સુધી એ પ્રકારનું ખરું રહસ્ય જાણી શકાયું નથી."

"શું બન્યું હતું તે મને કહો તો ખરા?!" ઉત્સુકતાથી પદ્માવતીએ પૂછ્યું.

ઉત્તરમાં ઈન્દ્રજીતે જે સઘળું પોતાના જોવામાં આવ્યું હતું તે કહી સંભળાવ્યું.

જો નારંગી સાથે મુલાકાત થાય તો એ પ્રકાર સર્વાંશે સમજી શકાય." આમ કહી પેલા બન્ને માણુસો તરફ જોઈને પદ્માવતીએ કહ્યું:–"પહેલા માધવીને અત્રેથી લઇ જઈ દાસીઓને સ્વાધીન કરી એને કેદમાં રાખી શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરે એવી સૂચના કરી દ્યો. પછીથી તમે અહીં આવજો એટલે તમારી પાસેથી ત્યાંના સઘળા સમાચાર અમે સાંભળીશું. તમે તમારું કાર્ય પૂર્ણ કરેલું હોવાથી તમારાપર હું ઘણી પ્રસન્ન થઈ છું."

"બહુ સારું, જેવી આજ્ઞા." કહીને એ બન્ને માણુસો માધવીને ત્યાંથી ઉંચકીને નીચે લઈ ગયા તથા પદ્માવતી ઈન્દ્રજીત સાથે પુનઃ વાતચિત કરવા લાગી.

"લ્યો, હવે આપની ઇચ્છા પૂર્ણ થવા આવી છે. મ્હારા લીધે જ સર્વથી પ્રથમ આવા આનંદજનક સમાચાર આપના સાંભળવામાં આવ્યા છે; તેથી મ્હને ઘણું મૂલ્યવાન્ ઇનામ મળવું જોઇએ." હાસ્ય મુખે પદ્માવતીએ કહ્યું.

"બેશક, એમ જ છે. હમણાં તમને ઈનામ તરીકે આપી શકાય એવી એક પણ વસ્તુ મ્હારી પાસે નથી; પરંતુ ચિંતા નહિ, મ્હારું તન મન ધન હું ઇનામ તરીકે તમને સમર્પણ કરું છું." ઈન્દ્રજીતે પદ્માવતીના મોહને આધીન થઇને કહ્યું.

"વાહ! તમે મ્હને બનાવો છો કે?!"

"શી રીતે બનાવું છું?"

"આપના તન મન અને ધનનાં અધિકારિણી તો માયાસુંદરી છે. એમની મિલકત મ્હને કેવી રીતે મળી શકે?!"

ઇન્દ્રજીત લજ્જિત બની જઈ ચુપ રહ્યો. પદ્માવતી ઘણી ખૂબસૂરત હતી. તે ઉપરાંત તેની માયાળુ રીતભાત, ઉપકાર વગેરેથી ઇન્દ્રજીતનું અંતર તેના તરફ ઘણું ખેંચાતું હતું. એની એક એક વાત સાંભળી તે વિશેષ પ્રસન્ન થતો હતો, અને પોતાના મનમાં પ્રતિ ક્ષણે તે તેની ઘણી પ્રશંસા કરતો હતો. થોડા સમય પછી મૌનનો ભંગ કરીને તેણે કહ્યું:–" પદ્માવતિ! હું તમને એક વાર્તા પૂછવાને ઇચ્છું છું; પરંતુ કૃપા કરી તમે મ્હને સત્ય ઉત્તર આપજો. મ્હારી વાત હવામાં ઉડાવી દઈ, અસત્ય બોલશો નહિ."

" પ્રથમ મ્હને એ વાર્તા કહો તો ખરા કે શું છે?"

" જો સત્ય ઉત્તર આપવાની પ્રતિજ્ઞા કરો તો કહું? નહિ તો વિના કારણ મ્હોં શા માટે દુઃખાવું?"

" આપની કોમળતા તો સુંદરીઓની કોમળતાથી પણ વધી ગઈ હોય એમ લાગે છે! એક સામાન્ય વાર્તા કહેતાં આપનું મ્હોં દુઃખે છે! જબાન થાકી જાય છે, દમ ફુલી જાય છે! હશે હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આપના પ્રશ્નનો આપને સત્ય ઉત્તર મળશે. જો મ્હારી મુખસ્થ પ્રતિજ્ઞાપર વિશ્વાસ ન હોય તો સત્ય બોલવાનું હું એક દસ્તખત લખી આપું!" પદ્માવતીએ વિનોદાત્મક વચનો ઉચ્ચાર્યાં.

ઇન્દ્રજીતે સ્મિત હાસ્ય કરીને કહ્યું:–" તમે તમારી સઘળી હકીકત મ્હને કહી સંભળાવવાની પ્રતિજ્ઞા તો કરી ચુક્યાં છો; પરંતુ આ સમયે હું તમને માત્ર એટલું જ પૂછું છું કે, તમે અહીં સંપૂર્ણ સ્વતંત્ર જોવામાં આવો છો, તથા તમે કુમારી હો એવો ભાસ થાય છે."

પદ્માવતીએ પણ હાસ્ય મુખે કહ્યું:–" આ સઘળા ઉત્તર આપવા એ મ્હને ઠીક લાગતું નથી; પરંતુ પ્રતિજ્ઞા કરેલી હોવાથી હું લાચાર

છું. વાસ્તવિક રીતે હું સર્વથા સ્વતંત્ર છું; વળી હું કુમારિકા છું; છતાં હવે થોડા સમયમાં જ મ્હારો વિવાહ થઈ જવાનો છે.”

“ક્યાં અને ક્યારે તમારો શુભ વિવાહ થનાર છે?” અધીરતાથી ઇન્દ્રજીતે પૂછ્યું.

“આ તમે બીજો પ્રશ્ન પૂછેલો હોવાથી તેનો સત્ય ઉત્તર આપવાને હું કાંઇ પ્રતિજ્ઞાથી બંધાયલી નથી. આ પ્રશ્નનો ઉત્તર હું આપીશ નહિ.”

“કેમ, એથી તમને નુકસાન છે?”

“હા, નુકસાન છે!”

ઇન્દ્રજીત ચુપ રહ્યો. તેણે પદ્માવતીને આગ્રહપૂર્વક કાંઈ પૂછવું યોગ્ય ધાર્યું નહિ. પદ્માવતીના મુખેથી, ‘હવે થોડા સમયમાં જ મ્હારો વિવાહ થઇ જવાનો છે’ એ શબ્દો સાંભળવામાં આવતાં ઇન્દ્રજીત દિલગીર થયો; પરંતુ એથી તેને શું નુકસાન હતું કે તે દિલગીર થયો? શું એનો કોઈ બીજો વિચાર હતો? ના—ના—ઇન્દ્રજીત એમ ઇચ્છતો નહોતો કે, તે પોતે પદ્માવતીની સાથે વિવાહ કરે. તે તો માયાસુંદરીનોજ સાચો પ્રેમિક હતો. પદ્માવતીના સૌન્દર્ય કરતાં તેના સદ્‌ગુણોએ જ તેને પોતાને વશ બનાવી દીધો હતો. હજી પણ પદ્માવતીદ્વારા પોતાનું ઘણું કલ્યાણ થશે એમ તે ધારતો હતો, તથા પદ્માવતીના ઉપકારઋણમાંથી કેવી રીતે મુક્ત થવું તેનો તે રાત્રિ દિવસ વિચાર કર્યા કરતો હતો. હવે શા માટે ઇન્દ્રજીત આ સમયે પદ્માવતીના વિવાહની વાત સાંભળી દિલગીર થયો એ યથા સમયે વાંચકબંધુઓ જાણી શકશે. હવે પદ્માવતી કોણ હતી એ તો પ્રથમ આપણે જાણી લઇએ.

પેલા બન્ને માણસો માધવીને દાસીઓને સ્વાધીન કર્યા પછી અગાશીપર પાછા આવી પહોંચ્યા, અને હાથ જોડી સ્હામા બેઠા. પદ્માવતીએ સઘળી હકીકત ખુલાસાથી કહી સંભળાવવાની તેમને આજ્ઞા કરી,

એટલે તેઓમાંનો એક જણ કહેવા લાગ્યોઃ—"અમે બન્ને આપની આજ્ઞાનુસાર ત્યાં જઇને માધવીની શોધ કરવા લાગ્યા; પરંતુ ગયાજી કે રાજ્યગૃહીમાં તેનો પત્તો લાગ્યો નહિ. પછીથી અમે શ્યામગઢ જઈ ત્યાંના પહાડી પ્રદેશમાં તેની શોધ કરવા લાગ્યા, તથા શ્યામગઢમાં જે જે બનાવો બનતા હતા તેનો પત્તો મેળવવા લાગ્યા. એક દિવસ ફરતા ફરતા અમે એક ગુફાના મ્હોં પાસે જઈ પહોંચ્યા તથા ત્યાં કેટલાક માણસોને મૃદુસ્વરે વાતચિત કરતા સાંભળી, ઝાડીમાં જે ઠેકાણે તેમની વાતચિત સ્પષ્ટતાથી સાંભળી શકાતી હતી ત્યાં છુપાઈ રહ્યા. કલ્પનાથી અમે વિચારી જોયું કે એ વાતચિત કરનારા પુરુષો સાથે એક સ્ત્રી પણ હતી! પછીથી નીચેની વાતચિત અમારા સાંભળવામાં આવીઃ—

"કોણ જાણે કે કયાં સુધી આપણને અહીં રોકાઇને રાહ જોવી પડશે.?" એક માણસે કહ્યું.

"આપણને હવે અહીં વિશેષ સમય સુધી રોકાવું નહિ પડે. આજે આપણું કાર્ય થઇ જશે અથવા તો અહીંથી ચાલ્યા જવાનો હુકમ મળશે." બીજા માણસે કહ્યું.

"ખરેખર, એવો જ રંગ જોવામાં આવે છે. મ્હને તો એમજ લાગે છે કે વીરસિંહજીના બહુરૂપીઓ ભોંયરામાં પ્રવેશ કરી ચુકયા છે; કેમ કે પહેલાં એક પણ માણસ ભોંયરામાં જતો આવતો નજરે નહોતો પડતો; વળી કાલે પેલા કબરસ્થાનમાં આપણે જે માણસને જોયો હતો તે વીરસિંહજીનો બહુરૂપી જ હોવો જોઇએ એમ હું ધારું છું." ત્રીજા માણસે કહ્યું.

"હશે, બે ત્રણ દિવસમાં સઘળો સત્ય પ્રકાર આપણે જાણી શકીશું." ચોથા માણસે કહ્યું.

"તમારું કાર્ય ક્યારે પૂર્ણ થશે એ કાંઇ ચોક્કસ નથી; પરંતુ મ્હારું કાર્ય તો આજે જ થઇ જશે એમ મ્હને લાગે છે. માધવી અને તિલોત્તમાને મ્હેં બરાબર ફસાવી છે. પેલા કબરસ્થાનના રસ્તેથી આજે હું તેમને બન્નેને ભોંયરામાં લઇ જઇશ અને ત્યાંની કોઈ અંધકારમયી ઓરડીમાં તેમને બન્નેને કેદ કરી દઇશ." સ્ત્રીએ કહ્યું.

"હવે તમારે ત્યાં જવું જોઇએ. કદાચ અત્યાર સૂધીમાં માધવી ત્યાં પહોંચી ગઇ હશે."

"હા–જાઉં છું; પરંતુ હજી સમય થયો નથી." સ્ત્રીએ કહ્યું.

"એ બરાબર છે; પરંતુ તેની પહેલાં જ ત્યાં જવું સારું." બીજા માણસે કહ્યું.

"ઉપરની વાતચિત સાંભળી હું એ લોકોને તથા પેલી સ્ત્રીને ઓળખી ગયો. એ સ્ત્રી ચમેલી હતી અને પેલા લોકો ધનપતિના સિપાહીઓ હતા."

આ સમયે પદ્માવતીએ કહ્યું:–"જે ગુફામાં એ લોકો બેઠા હતા એ ગુફાના મ્હોં પાસે એકકે આમ્રવૃક્ષ હતું ?"

"હા હા–ત્યાં બે આમ્રવૃક્ષ હતાં. એ બન્ને વૃક્ષો સિવાય આજૂબાજૂમાં બીજું એક પણ આમ્રવૃક્ષ નહોતું." બન્ને માણસોએ ઉત્તર આપ્યો.

"થયું, હવે હું સમજી ગઇ. એક ભોંયરામાંથી એ ગુફામાં આવી બ્હાર નીકળવાનો માર્ગ છે. કદાચ ધનપતિએ પોતાના સિપાહીઓને એ રસ્તેથી જ માયાને ઉંચકી બ્હાર આવવાનું કહ્યું હશે. એટલા માટે જ એની રાહ જોઇને એ લોકો ત્યાં બેઠેલા હોવા જોઇએ"

"એમ પણ હોઇ શકે." એક માણસે કહ્યું.

"ધનપતિ કોણ છે?" ઇન્દ્રજીતે પૂછ્યું.

"પ્રથમ મ્હને આ લોકોની હકીકત સાંભળી લેવા દ્યો; પછીથી હું આપના પ્રશ્નનો ઉત્તર આપીશ." આમ કહી પદ્માવતીએ પેલા બન્ને માણુસ તરફ જોઈને પૂછ્યું:-"વારું, પછી શું થયું?"

"થોડા સમયમાં જ ચમેલી ત્યાંથી ઉઠી અને એક તરફ રવાના થઈ ગઈ, અમે બન્ને પણ તેની પાછળ પાછળ જવા લાગ્યા. તથા પ્રભાતકાળપૂર્વે જ પેલા કબરસ્થાન પાસે જઈ પહોંચ્યા કે જ્યાંથી ભોંયરામાં જવાનો રસ્તો હતો. ત્યાં એક ઝાડીમાં છુપાઈ રહીને અમે સઘળો તમાશો જોવા લાગ્યા. એ સમયે માધવી અને તિલોત્તમા પણ આવી પહોંચી. ચમેલી સાથે તેમની કશી વાતચિત થઈ; પરંતુ અમે દૂર ઉભા રહેલા હોવાથી કાંઈ સાંભળી શકયા નહિ. થોડા સમય સુધી એક બીજીની સાથે વાતચિત કરી એ ત્રણે જણીઓ ભોંયરામાં ગઈ અને ઘણો વખત વીતી ગયો તો પણ ભોંયરામાંથી બ્હાર નીકળી નહિ. અમે બન્નેએ તેઓ બહાર નીકળે નહિ ત્યાં સુધી એ સ્થળેથી ખસતું નહિ એવો નિશ્ચય કર્યો હતો. ધીમે ધીમે આખો દિવસ વીતી ગયો એટલે પછી ભોંયરામાં ઉતરવાના વિચારથી અમે કબરસ્થાનમાં ગયા. ત્યાં ગયા પછી મ્હારા સાથીદારે કહ્યું કે, 'આપણે આખો દિવસ અહીં રોકાયા છીએ તો હવે બીજો થોડો સમય રોકાવામાં શું નુકસાન છે? રાત્રિના અંધકારનો વસુંધરાપર વિસ્તાર થાય ત્યારે જ ભોંયરામાં ઉતરવું ઉચિત છે.' એની આ સલાહ મ્હને પસંદ પડી, અને અમે બન્ને જણા ત્યાંથી પાછા ફરતા હતા એવામાં ભોંયરાનું દ્વાર ઉઘડયું અને ચમેલી અમારી નજરે પડી. અમને બન્નેને ચમેલીએ જોયા, તથા ઓળખી કાઢયા; પરંતુ તે ત્યાં રોકાવાનું કે કાંઈ બોલવાનું સાહસ કરી શકી નહિ. તેનું મ્હોં ચિંતાતુર જણાતું હતું, તથા લોહીથી ભીંજાયલી એક કટાર તેના હાથમાં હતી. અમે બન્ને જણાએ એને

રોકવી વ્યાજબી ધારી નહિ. બીજું કોઇ ભોંયરામાંથી નીકળે છે કે કેમ એ જાણવાના ઉદ્દેશથી અમે એક કબર પાછળ છુપાઇ ગયા અને ચમેલી ત્વરાથી એ સ્થળેથી પલાયન કરી ગઈ.

"થોડા સમય સુધી શાન્તિ રહ્યા પછી અમે મહારાણા વીરસિંહજીના બાહોશ બહુરૂપી બદ્રીનાથને આવતા જોયા. તેઓ ભોંયરાના દ્વાર પાસે આવ્યા કે તરત જ ભોંયરામાંથી તીલોત્તમા બ્હાર નીકળી. એક ક્ષણ માત્રમાં જ બદ્રીનાથે તેને કેદ કરી. ત્યાર પછી એક વૃદ્ધ પુરુષ ભોંયરામાંથી બ્હાર નીકળ્યો, અને બદ્રીનાથજી સાથે વાતચિત કરવા લાગ્યો તેથી તેમની વાતચિતપરથી અમે એટલું જાણી શકયા કે, ભોંયરામાં કોઇનું ખૂન થયું છે, તથા એ ખૂન તિલોત્તમાએ કર્યું છે એમ બદ્રીનાથજી અને એ વૃદ્ધ પુરુષે નિશ્ચય કર્યો છે; છતાં અમે ચમેલીને લોહીથી ભીંજાયલી કટાર હાથમાં લઇ ત્યાંથી નાસી જતી જોઈ હતી તેથી ખૂન કરનાર ચમેલી છે અને તિલોત્તમા નિર્દોષ છે એમ અમે વિચારી લીધું.

"પંડિત બદ્રીનાથ અને પેલો વૃદ્ધ પુરુષ તિલોત્તમાને લઇને પુનઃ ભોંયરામાં ગયા. પછીથી અમે પણ વધારે વખત સુધી ત્યાં રોકાવાની જરૂર ધારી નહિ. થોડા સમય પછી અમે બન્ને એ ભોંયરામાં ગયા. એ ભોંયરાની ઓરડીઓમાં ફરીને અમે જોવા લાગ્યા કે, ત્યાં શું શું છે ? થોડા સમય પછી બદ્રીનાથજી ભોંયરાની બ્હાર નીકળી ગયા, અને તિલોત્તમાને એક મંડપમાં એક સ્થંભ સાથે બાંધેલી અમે જોઈ. તપાસ કરતાં કરતાં એક ઓરડીમાં બાધેલીને પડી રહેલી જોઈ અમે અતિ આનંદિત બની ગયા, અને તેને ઉપાડીને નાઠા. પછીથી શું બન્યું તેની અમને માહિતી નથી !"

હવે વાંચકબંધુઓ સમજી ગયા હશે કે, ભોંયરામાં પિશાચ

પ્રાતઃઆને જે સુંદરીનું બળિદાન આપવામાં આવ્યું હતું તે સુંદરી માધવીને ઉપાડી જનાર, પદ્માવતીના આ બે નોકરો જ હતા.

સઘળી હકીકત સાંભળી રહ્યા પછી પદ્માવતીએ કહ્યું:–"ત્યાંના નિયમાનુસાર તિલોત્તમાનું બળિદાન દેવામાં આવ્યું હોય તો એ બનવાજેવું છે."

"એમ પણ બન્યું હોય." એક નોકરે કહ્યું.

એવામા એક દાસીએ આવી નમ્રતાથી કહ્યું:–"રતિસુંદરી આવી પહોચ્યાં છે. તેઓ તળાવની બ્હાર ઉભાં રહ્યાં છે."

રતિસુંદરીના આગમનના સમાચાર સાંભળી ઈન્દ્રજીત અને પદ્માવતી આનંદિત થયાં. ઈન્દ્રજીતના આનન્દની તો સીમાજ રહી નહિ. રતિસુંદરીના મુખેથી તે પોતાની પ્રાણાધિક પ્રિયતમા માયાસુંદરીના સઘળા સમાચાર જાણી શકશે એવી આશાથી તે હર્ષોત્ફુલ્લ બની ગયો.

પદ્માવતીએ ઈન્દ્રજીત તરફ જોઈને કહ્યું:—"જેવી રીતે આ બન્ને માણસોને હું તળાવની બ્હારથી લઇ આવી હતી તેવી જ રીતે રતિને પણ લઇ આવવી પડશે."

"હા હા–જાઓ એને સત્વર અહીં લઈ આવો. હું પણ જો કહેતાં હો તો તમારી સાથે આવું?" ઇન્દ્રજીતે કહ્યું.

"આપે શા માટે કષ્ટ વેઠવું જોઇએ? આપ બેસો–હું એને જલ્દી અહીં લઈ આવું છું." આમ કહી પેલા બે નોકરોને ઉદ્દેશીને પદ્માવતીએ કહ્યું:–"ચાલો, તમને બન્નેને પણ હું તળાવની બ્હાર પહોંચાડી દઉં."

લાચારીથી ઈન્દ્રજીત ત્યાં જ બેસી રહ્યો, તથા એ બન્ને માણસોને સાથે લઇ પદ્માવતી ત્યાંથી ચાલી ગઇ. થોડા સમયમાં જ રતિસુંદરીની સાથે તે ઈન્દ્રજીત પાસે આવી પહોંચી. ઇન્દ્રજીતને જોતાંની સાથે જ રતિસુંદરીના મુખમાંથી એવા આશ્ચર્યોદ્દગાર નીકળી પડ્યા કે, "શું યુવરાજ અહીં બિરાજી રહ્યા છે કે?!"

"હા, તેઓ થોડા દિવસથી અહીં ત્હારી રાહ જોવા રોકાયા છે.

ત્હારા મુખે શ્યામગઢના, માયાસુંદરીના તથા લાલી અને કુંદનના સમાચાર જાણવાને તેઓ વ્યાકુળ બની ગયેલા છે. આવ, મ્હારી પાસે બેસીને તું સઘળી હકીકત કહી સંભળાવ?" પદ્માવતીએ કહ્યું.

રતિસુંદરીએ એક ઉંડો નિશ્વાસ મૂકીને કહ્યું:–"અફસોસ! હમણાં હું અહીં રોકાઈ શકું તેમ નથી. આપણો સમય હમણાં ઘણો મૂલ્યવાન છે. યુવરાજને અહીં જોઇ હું ઘણી ખુશી થઇ છું. હવે અમારું કાર્ય થઇ જશે." પછીથી તેણે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:—"આ સમયે માયાસુંદરી ભયંકર સંકટમાં સપડાયલાં છે. જો એમનો જીવ બચાવવાની આપની ઇચ્છા હોય તો એક પણ પ્રશ્ન નહિ પૂછતાં હું જ્યાં લઇ જાઉં ત્યાં મ્હારી સાથે ચાલો. જો બનશે તો રસ્તામાં હું આપને સઘળી હકીકત કહી સંભળાવીશ. (પદ્માવતી તરફ જોઇને) આપ પણ આપણા થોડા બહાદુર માણસોને લઇ અમારી સાથે ચાલો. આપણા માણસોને યુદ્ધસજ્જાથી સુસજ્જિત થઇને જ સાથે આવવાને જણાવજો."

"એમજ થશે." પદ્માવતીએ કહ્યું.

"હું પણ તમારી સાથે આવવાને તૈયાર છું." ઇન્દ્રજીતે વિહ્વળતાથી ઉઠી ઉભા થઇને કહ્યું.

ત્રણે જણાં અગાસીપરથી નીચે ઉતર્યાં અને રતિસુંદરીના કહેવા પ્રમાણે પદ્માવતીએ તત્કાળ સઘળી વ્યવસ્થા કરી નાખી.

યથા સમયે સર્વે નૌકામાં બેસી તળાવની બ્હાર નીકળ્યાં અને રતિસુંદરીએ જે માર્ગ બતાવ્યો તે માર્ગે જવા લાગ્યાં. સર્વથી આગળ રતિસુંદરી અશ્વારોહણ કરી માર્ગ કાપતી હતી. તેની પાછળ ઇન્દ્રજીત ઘોડેસવાર થઈ માર્ગ કાપતો હતો. તેની પાછળ પદ્માવતી અને દશ બહાદુર ઘોડેસવારો જતા હતા. ઘોડાઓની ખરીઓનો અવાજ મયદાનની શાન્તિનો ભંગ કરતો હતો. પૂર્વાકાશમાં ઉષાની રમણીય મનોરંજક જ્યોતિનો ધામે ધામે વિસ્તાર થતો હતો.



# પ્રકરણ ૭ મું.

—••—

## ભેદભરેલું મકાન.

પહેલાં અમે લક્ષ્મણસિંહ સાથે શેરસિંહ ઇન્દ્રજીતસિંહને છોડાવવા માટે શ્યામગઢથી રવાના થયાના વર્તમાન જણાવી ચુકયા છીએ. યુવરાજ કયા સ્થળે હતો એ શેરસિંહ જાણતો હતો; પરંતુ પેલા તળાવના ગુપ્ત ભેદોથી તે સર્વથા અજ્ઞાત હતો. રસ્તામાં તે અને લક્ષ્મણસિંહ એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા.

"લાલીનો કશો ભેદ જાણી શકાયો નહિ." લક્ષ્મણસિંહે એક નિશ્વાસ મૂકીને કહ્યું.

"અફસોસ! એના તેમજ કુંદનના વિષયમાં મ્હેં ગંભીર ભૂલ કરી છે. હું એવો છેતરાયો છું કે લજ્જાતિશયથી કાંઇ કહી જ શકતો નથી."

"એમાં લજ્જા જેવું શું છે? જે કદાપિ ન છેતરાયો હોય એવો એક પણ બહુરૂપી આખી દુનિયામાં નહિ હોય. કવચિત્ આપણે અન્યને છેતરીએ છીએ તો કવચિત્ અન્યથી આપણે છેતરાઇએ છીએ; તેથી એ માટે અફસોસ કરવાની જરૂર નથી." લક્ષ્મણસિંહે શેરસિંહની લજ્જાનું નિવારણ કર્યું.

"આપનું કહેવું વાસ્તવિક છે. હશે, એ સંબંધી જેટલી હકીકત હું જાણી શકયો છું તેટલી આપને કહું છું જો કે થોડા દિવસથી મ્હેં શ્યામગઢ સાથેનો મ્હારો સંબંધ છોડી દીધો હતો તો પણ કોઇ કોઇ વખત હું ત્યાં જતો હતો તથા ગુપ્ત માર્ગેથી મહેલમાં જઇ ત્યાંના

સમાચાર જાણી આવતો હતો. જ્યારે માયાસુંદરી ત્યાં સપડાઇ ગયાં ત્યારે મ્હારી ભત્રિજી નારંગીના કહેવાથી હું બીજે ત્રીજે દિવસે ત્યાં જવા લાગ્યો. ત્યાં મ્હેં લાલી તથા કુંદનને જોઇ; પરંતુ તેઓ બન્ને કોણ છે એ હું જાણી શકયો નહિ. મ્હેં ઘણી મહેનત કરી; છતાં હું તેમનો પરિચય પ્રાપ્ત કરી શકયો નહિ. જ્યારે જ્યારે હું કુંદનનો ચ્હેરો લક્ષ્યપૂર્વક જોતો ત્યારે તે સરલા હોય એવો મ્હને સંદેહ ઉપજતો હતો." શેરસિંહે કહ્યું.

"સરલા કોણ ?" વિસ્મિત બની જઇ લક્ષ્મણસિંહે પૂછ્યું.

"તમારાં પુષ્પાવતીએ જેને પોતાની શિષ્યા બનાવી રાખી હતી તે સરલા. પુષ્પાવતીએ એક ગુફામાં જ્યારે માધવીના બહુરૂપીને ઉંધો લટકાવીને કાપી નાખ્યો હતો ત્યારે સરલા તેમની સાથે હતી" શેરસિંહે ઉત્તર આપ્યો.

"બરાબર, હવે હું સમજી શકયો. આજકાલ એ કયાં છે તે હું જાણતો નથી. ઠીક, પેલી ગુફામાં માધવીના બહુરૂપીને કાપી નાખવામાં આવ્યો હતો એ સમાચાર તમને કેવી રીતે માલુમ પડયા ?" લક્ષ્મણસિંહે પ્રશ્ન કર્યો.

"એ સમાચાર સરલાએ જ મ્હને કહી સંભળાવ્યા હતા. એનું મ્હારી સાથે સગપણ થાય છે. એક વખતે મ્હને મળવા માટે તે શ્યામગઢમાં આવી હતી ત્યારે એ સમાચાર તેણે મ્હને કહી સંભળાવ્યા હતા; પરંતુ આજકાલ એ કયાં છે તે હું જાણતો નથી." શેરસિંહે ઉત્તરમાં કહ્યું.

"વારુ, પછી શું થયું ?" લક્ષ્મણસિંહે જીજ્ઞાસા દર્શાવી.

"એક દિવસે એ ભેદ ખુલ્લો કરવાના ઉદ્દેશથી રાત્રિના સમયે હું શ્યામગઢના મહેલમાં ગયો, તથા છુપાતો છુપાતો સરલા પાસે જઈ ને બોલ્યો:—"હું સમજી ગયો છું કે, તું સરલા છે; છતાં શા માટે તું મ્હારાથી ત્હારો ભેદ છુપાવે છે?"

"તમે કોણ છો?" સરલાએ મ્હને પ્રશ્ન કર્યો, "જ્યાં સૂધી તમે શેરસિંહ છો એવો મ્હારો નિશ્ચય થાય નહિ ત્યાં સૂધી હું મ્હારો ભેદ કેવી રીતે ખુલ્લો કરું?"

"શું તું મ્હને પિછાનતી નથી?" મ્હેં સરલાને પ્રશ્ન કર્યો.

"કદાચ કોઇ બહુરૂપી તમારો વેષ ધારણ કરીને મ્હને છેતરવા આવ્યો હોય એ બનવા જેવું છે. જ્યારે તમે મ્હને સરલા તરીકે ઓળખી ગયા છો ત્યારે એવી કોઇ ગુપ્ત વાર્ત્તા કહો કે જે પૂર્વે મ્હેં તમને કહી હોય!" સરલાએ પોતાનો સંશય દૂર કરવાના ઉદ્દેશથી કહ્યું.

આના ઉત્તરમાં મ્હેં ગુફામાં પેલા જે બહુરૂપીને કાપી નાખવામાં આવ્યો હતો એ ભયંકર ઘટનાની વાર્ત્તા તેને કહી સંભળાવી કે જે તેણે જ મ્હને થોડા સમય પૂર્વે કહી હતી. એ હકીકત સાંભળી તે હસી પડી અને બોલી:—"હવે હું સઘળું સમજી ગઈ છું. હું પુષ્પાવતીની આજ્ઞાથી અહીંના સમાચાર જાણવાને આવી હતી. હાલ હું માયાસુંદરીને મુક્ત કરવાની ચિંતામાં છું; પરંતુ લાલી મ્હારા કાર્યમાં બાધા કરે છે. મ્હને કોઈ એવી યુક્તિ બતાવો કે જેથી લાલી મ્હારાથી ડરે!"

"ઠીક છે, વિચાર કરીને હું તને એવી યુક્તિ બતાવીશ." આમ કહીને હું ચાલ્યો આવ્યો.

શેરસિંહ સરલા સંબંધીની આટલી વાતચિત કહીને અટક્યો એટલે લક્ષ્મણસિંહે પુનઃ અધીરતાથી તેને પૂછ્યું:—" ઠીક, પછી શું થયું ?"

" હું ત્યાંથી રવાના થયો એટલે પહાડની નીચે ઉતરતાં મ્હારા જોવામાં અને સાંભળવામાં એક વિચિત્ર વાત આવી!"

" શી વાત આવી ?"

" અંધકારમયી રાત્રે જ્યારે હું પહાડ નીચે ઉતરતો હતો ત્યારે પગ રસ્તાની પાસે જ જંગલમાં ઉભા રહીને બે માણસોને એક બીજાની સાથે વાતચિત કરતા મ્હેં જોયા. હું મૃદુ ગતિથી અને સાવધાનતાથી તેમની પાછળ છુપાઈ જઇને તેમની વાતચિત સાંભળવા લાગ્યો; પરંતુ એ સમયે તેમની વાતચિત સમાપ્ત થઇ ચુકી હતી. મ્હારા સાંભળવામાં છેવટનું માત્ર એક જ વાક્ય આવ્યું."

" તમે શું સાંભળ્યું ?"

" એ બન્ને માણસોમાંના એકે કહ્યું, ' ઘણું કરીને લાલી અને કુંદન તેઓની જ છે, અને કદાચ તેઓ બન્ને એ પક્ષની ન હોય તો લાલી તો ઈન્દ્રજીતસિંહની દુસ્મન જ છે; આ વિષયની ખાત્રી કરવી હોય તો તેની પાસે જઇને કોઇના લોહીથી લખાયલા પુસ્તક અને પહેરવાના વસ્ત્રના પાલવ પર લખાયલા ગુલામીખતની યાદ તેને આપવી. જો આ બે વાક્યો સાંભળી એ બ્હી જાય તો તે મહારાણા વીરસિંહજીની દુસ્મન છે એમજ સમજી લેવું. જો રાજમહેલમાં જવાની તક મળે તો એની સહેલાઈથી ખાત્રી થાય.' આથી વિશેષ હકીકત મ્હારા સાંભળવામાં આવી નહિ. પછીથી તેઓ એ ઝાડીમાં અદશ્ય થઇ ગયા.

" પરંતુ કોઈના લોહીથી લખાયલા પુસ્તક અને વસ્ત્રના પાલવ પર લખાયલા દાસખતનું રહસ્ય તમે જાણો છો કે નહિ ?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"ના-હજી હું એ ભેદ જાણવાનો જ પ્રયત્ન કરું છું!" શેરસિંહે ઉત્તર આપ્યો.

"વારું, પછી શું થયું?"

"પછી બીજે દિવસે કુંદન પાસે જઇને મ્હેં લાલી પાસે ઉપરનાં બે વાક્યો બોલવાની તેને સલાહ આપી. ત્યાર પછી ત્રણ ચાર દિવસના અરસામાં લાલી અને કુંદન વચ્ચે ઘણી તકરાર થઈ એ હકીકત યથા સમયે હું તમને જણાવીશ; પરંતુ મ્હારી સલાહ પ્રમાણે કુંદને જ્યારે લાલી આગળ એ બે વાક્યો ઉચ્ચાર્યાં ત્યારે તે ઘણી ગભરાઇ ગઇ હતી. ત્યાર પછીથી તે કુંદનના કાર્યમાં અડચણ કરી શકતી નહોતી. લક્ષ્મણસિંહજી, આ ઠેકાણે જ મ્હેં જબરી ભૂલથાપ ખાધી હતી. વાસ્તવિક રીતે કુંદન સરલા નહોતી. એ સુચતુર સુંદરી બહુરૂપીની વિદ્યામાં ઘણી ચાલાક હોવાથી કેટલાક છુપા ભેદ મ્હારી પાસેથી જાણી લઇ તે પોતાનો ઉદ્દેશ સફળ કરી ગઈ. દુસ્મનને મિત્ર સમજીને મ્હેં તેને મદદ કરી એ કાંઇ મ્હારી સામાન્ય ભૂલ ન કહી શકાય. એ વાર્તાનો વિચાર આવતાં હજી પણ મ્હને ઘણી લજ્જા ઉપજે છે."

"એમાં લજ્જિત થવા જેવું કાંઇ નથી. ઘણી વખત એવી ભૂલો ભલભલાં માણસોથી થઇ જાય છે. હશે, લાલી હજી સુધી આપણી કેદમાં જ છે. યુવરાજ ઇન્દ્રજીતસિંહને લઈ ત્યાં પાછા ગયા પછી આપણે લાલીના જીવનનો ગુપ્ત ભેદ જાણી શકાય એવી કોઇ યુક્તિ અજમાવીશું." લક્ષ્મણસિંહે કહ્યું,

આવી રીતની વાતો કરતા કરતા બન્ને બહુરૂપીઓ ચાલ્યા જતા હતા. રાત્રે એક સ્થળે બે ત્રણ કલાક સુધી તેમણે આરામ લીધો અને પછીથી પાછા તેઓ આગળ ચાલવા લાગ્યા. સ્હવાર થતાં ન થતાંમાં તો તેઓ એક એવા સ્થળે જઇ પહોંચ્યા કે, જ્યાં એક

ન્હોરો ટેકરો કિંવા પહાડ આવેલો હતો. એ પહાડપર ચઢી તેઓ આસપાસ દૃષ્ટિ ફેરવવા લાગ્યા. એ સ્થળેથી ઘણે દૂર સૂધીની જમીન દેખાતી હતી, તથા તળાવની વચ્ચે આવેલો પદ્માવતીનો અજાયબ-મહેલ પણ દેખાતો હતો. એ મહેલ ત્યાંથી વિશેષ દૂર નહોતો, આ સમયે ચમકી ઉઠીને શેરસિંહે હાસ્યમુખે કહ્યું:—"અહા! આપણે કેવા ઉત્તમ સમયે અત્રે આવી પહોંચ્યા છીએ? જુઓ, યુવરાજ ઇન્દ્ર-જીતસિંહ તથા જે સુંદરીએ તેમને ફસાવી રાખ્યા છે તેઓ સર્વ ઘોડે-સવાર થઇને આ તરફ આવે છે."

"હા ખરું છે, તેમની સાથે બીજા પણ કેટલાક સવારો આવે છે." હર્ષોત્ફુલ્લ બની જઇને લક્ષ્મણસિંહે કહ્યું.

"એ સુંદરીએ યુવરાજને સંપૂર્ણ વશ કર્યા હોય એમ લાગે છે. યુવરાજ ઇન્દ્રજીત શું જાણે કે એ સુંદરી તેમની દુસ્મન છે?! ગમે તેમ હોય, આ વખતે આપણે એમને આગળ ન વધવા દેવાં જોઇએ." શેરસિંહે કહ્યું.

"સર્વની આગળ એક સુંદરી ઘોડેસવાર થઇને આવે છે તે એમને સર્વને રસ્તો બતાવતી હોય એમ લાગે છે." લક્ષ્મણસિંહ બોલ્યો,

"બેશક એમજ છે; એટલા માટે જ સર્વ એની પાછળ પાછળ આવે છે. પહેલાં આપણે એ સુંદરીને રોકવી જોઇએ; પરંતુ ઘોડા-ઓની ચાલ ઘણી તેજ છે." શેરસિંહે કહ્યું.

"કાંઈ ચિંતા નહિ. ચાલો, આપણે તેમના માર્ગમાં જ જઈને ઉભા રહીએ જેથી ઘોડાઓ અટકી જશે." લક્ષ્મણસિંહ બોલ્યો અને વિના વિલંબે તેઓ માર્ગ વચ્ચે જઇને ઉભા રહ્યા. આગળ આવતો રતિસુંદરીનો અશ્વ માર્ગમાં માણસોને ઉભા રહેલા જોઇને થોભ્યો એટલે તરત જ લક્ષ્મણસિંહે તેની લગામ પકડી લીધી. ઇન્દ્રજીત જો કે શેર-સિંહને આેળખતો નહોતો; પરંતુ લક્ષ્મણસિંહને જોઇ તેણે તેની પાસે

જઈને કહ્યું:—" લક્ષ્મણસિંહજી, આપે શા ઉદ્દેશથી અમારો માર્ગ રોકયો છે. માયાસુંદરી ભયંકર સંકટમાં સપડાયલાં હોવાથી સત્વર તેમને સહાયતા કરવા જવાની જરૂર છે. આપ પણ અમારી સાથે ચાલો."

" માયાસુંદરીને સહાયતા કરવા આપ કયાં જાઓ છો ? " લક્ષ્મણસિંહે પૂછયું.

" તેની મ્હને માહિતી નથી. "

આ ઉત્તર સાંભળી લક્ષ્મણસિંહે ઇન્દ્રજીતને સાવધાન કરવાના ઉદ્દેશથી કહ્યું:—" યુવરાજ ! આ સુંદરીઓ આપને સંકટમાં સપડાવશે. એમનાપર આપ બિલકુલ વિશ્વાસ રાખશો નહિ."

" એમ બનવું સર્વથા અશકય છે. એ ઘણાં પ્રમાણિક છે. એમના તરફથી દગો થાય એમ ધારવું એ એક પ્રકારનો ગંભીર ભ્રમ કરવા જેવું છે." ઇન્દ્રજીતે પદ્માવતી પ્રત્યે પૂર્ણ વિશ્વાસ દર્શાવ્યો.

આ સમયે પદ્માવતીએ આગળ આવીને કહ્યું:—" હું સારી રીતે જાણું છું કે, આપને મ્હારાપર શક છે; છતાં આ સમયે અમને નહિ રોકવાની હું આપને નમ્રતાપૂર્વક વિનંતિ કરું છું. જો મ્હારી વિનંતિ તરફ આપ દુર્લક્ષ્ય કરશો તો પછીથી આપને અપાર પશ્ચાત્તાપ થશે. જો મ્હારાં તેમજ યુવરાજનાં વચનોપર આપ વિશ્વાસ ન મૂકી શકતા હો તો મ્હારા ઘોડેસવારોમાંથી બે જણા ઉતરી પડે છે; તેમના ઘોડાઓ પર સવાર થઈ અમારી સાથે આપ ચાલો, તથા આપ ખાત્રી કરી જુઓ કે અમે સર્વ તમારાં શુભેચ્છક છીએ કે દુશ્મન ? "

" તમારાં આ વચનો યથાર્થ છે. તમારા પ્રસ્તાવ પ્રમાણે વર્તવાને અમે તૈયાર છીએ. " લક્ષ્મણસિંહે પદ્માવતીના પ્રસ્તાવને સંમતિ દર્શાવી.

આ સમયે પદ્માવતીએ સંકેત કર્યો એટલે તેના બે ઘોડે-સવારો ઘોડાપરથી ઉતરી પડયા અને તેમના ઘોડાપર લક્ષ્મણસિંહ તથા શેરસિંહ બેસી ગયા. પુનઃ સર્વે આગળ જવા લાગ્યાં. આ સમયે સૂર્યોદય થવાની તૈયારી હતી.

અડધા કલાક પછી તેઓ સર્વ, ધનપતિએ જે સ્થળે માયાસુંદરીને સળગાવી મૂકવા માટે ચિતા તૈયાર કરી હતી તથા જે સ્થળેથી દીવાન અગ્નિદત્ત ધનપતિના માણુસોપર હુમલો કરી માયાસુંદરીને ઉંચકી ગયો હતો એ સ્થળે જઈ પહોંચ્યાં. આ સમયે પણ એ ચિતા જોવામાં આવતી હતી, તથા આજૂબાજૂમાં કેટલાક માણુસોના મૃતદેહ પડેલા હતા. એ સ્થળે જઈ પહોંચતાં જ રતિસુંદરીએ પોતાના અશ્વને રોકયો, અને તે સાથે જ તેની સાથેનાં સઘળાં મનુષ્યો ત્યાં રોકાયાં.

રતિસુંદરીએ પદ્માવતીને ઉદ્દેશીને કહ્યું:-" આ સ્થળે જ મ્હારે આપને લાવવાનાં હતાં; કેમ કે અહીં ધનપતિના ઘણા માણુસો હાજર હતા, તથા માયાસુંદરીને લઇ તે આ સ્થળે જ આવવાની હતી. અહીં આટલા બધા મૃતદેહો નજરે પડતા હોવાથી યુદ્ધ થઈ ગયું હોય એમ લાગે છે."

" ત્હેં કેવી રીતે જાણ્યું હતુ કે ધનપતિ માયાસુંદરીને અત્રે ઉપાડી લાવવાની હતી, તથા ધનપતિનો ત્હેં કયાં આગળ ત્યાગ કર્યો હતો?" પદ્માવતીએ પૂછ્યું.

" રાત્રિના સમયે છુપાઇ રહીને ધનપતિના માણુસોની વાત મ્હેં સાંભળી હતી; તેથી ઘણી હકીકત હું જાણી શકી હતી. વળી શ્યામગઢના ભોંયરામાંથી પેલી ગુફામાં થઇને બ્હાર નીકળવાનો જે માર્ગ છે એ ગુફા આગળથી હું તેનાથી છુટી પડી હતી. એ ઠેકાણે બે આમ્ર-વૃક્ષ આવેલાં છે. એ સમયે માયાસુંદરી બેહોશ સ્થિતિમાં હોઈ તેઓ

ધનપતિના કબ્જામાં હતાં, તથા ધનપતિના કેટલાક માણસો ત્યાં હાજર હતા. એ લોકોની વાતચિત સાંભળીને હું સમજી ગઈ હતી કે, એ લોકો માયાસુંદરીને આ સ્થળે ઉપાડી લાવશે." આ સમયે એક મૃતદેહને જોઈ ચમકી ઉઠીને રતિસુંદરીએ કહ્યું:–'જુઓ, ઓળખો."

"બેશક આ ધનપતિનો જ નોકર છે." પદ્માવતીએ એ માણસની લાશ જોઇને કહ્યું તથા ત્યાર પછી બીજી લાશો જોઇને તે બોલી:–"આ લાશો ઉપરથી એમ લાગે છે કે, ધનપતિ અહીં આવેલી હોવી જોઇએ અને કોઇના માણસો સાથે તેના માણસોનું યુદ્ધ થયેલું હોવું જોઇએ. હવે ધનપતિના માણસોનું કોના માણસો સાથે યુદ્ધ થયું એનો કશો નિર્ણય હું કરી શકતી નથી. આ લાશોમાં કેટલીક લાશો એવી છે કે જેને હું બિલકુલ ઓળખતી નથી. એ યુદ્ધનું કેવું પરિણામ આવ્યું હશે, ધનપતિને કોઇએ કેદ પકડી હશે કે તે નાસી ગઈ હશે તથા માયાસુંદરીને કોણ લઈ ગયું હશે એ સઘળું સમજી શકાતું નથી. કદાચ ઇન્દ્રજીતસિંહના બહુરૂપીઓએ યા તો સૈનિકોએ આવીને માયાસુંદરીનો સંકટમાંથી ઉદ્ધાર કર્યો હોય તો એ પણ બનવા જેવું છે."

ઇન્દ્રજીતે કહ્યું:–"ના ના–એમ બનવું અશક્ય છે. લક્ષ્મણસિંહજી, આપ શું ધારો છો?"

"પ્રથમ આપણે આ મૃતદેહોની બરાબર તપાસ કરીએ. તે સિવાય કશો નિશ્ચય થઈ શકે તેમ નથી." લક્ષ્મણસિંહે ગંભીરતાથી કહ્યું.

પછીથી તેઓ સર્વે એ મૃતદેહોનું દર્શન કરતા કરતા એક એવા માણસ પાસે ગયા કે જેનો જીવ હજી સુધી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયો નહોતો. એના શરીરમાં કેટલેક ઠેકાણે જખ્મ થયેલા હોઇ તેનું શરીર લોહીથી તરબોળ થઈ ગયું હતું. લક્ષ્મણસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:—"આ માણસ હજી જીવતો છે. જો એનામાં થોડી ઘણી

વાતચિત કરવાની શક્તિ આવે તો તેના મુખેથી આપણે સઘળી હકીકત જાણી શકીએ. "

પછીથી કેટલાક માણસો એ માણસ પાસે આવી તેને હોશમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એના જખ્મોપર પાટાઓ બાંધવામાં આવ્યા, તથા તેને શક્તિવર્દ્ધક ઔષધ સુદ્ધાં પાવામાં આવ્યું. ઘોડાઓને ચરવા માટે આજુબાજૂમાં છૂટા મૂકી દેવામાં આવ્યા.

અડધા કલાક પછી પેલો જખ્મી માણસ શુદ્ધિમાં આવ્યો, તથા તેણે કાંઇ બોલવાનો વિચાર કર્યો; પરંતુ જેવી તેની દૃષ્ટિ પદ્માવતીપર પડી કે તરત જ તે કંપી ઉઠયો અને તેની મુખમુદ્રા મલિન બની ગઈ. એની આવી સ્થિતિ પદ્માવતી સમજી ગઇ તથા તેની પાસે જઇને માયાળુ સ્વરે તેણે કહ્યું:—"સુરજનસિંહ! હું પ્રતિજ્ઞા કરું છું કે, મ્હારા તરફથી તને કોઇપણ પ્રકારનું દુઃખ પડશે નહિ. તું સ્વસ્થ થઇ મ્હારા પ્રશ્નોના સત્ય ઉત્તરો આપ."

પદ્માવતીનાં આ વચનો સાંભળવામાં આવતાં તેની મુખમુદ્રાપરથી મલિનતા દૂર થઈ ગઇ, તથા ભયનાં ચિહ્ન પણ અદૃશ્ય થઇ ગયાં. તે પદ્માવતીનાં વચનોનો ઉત્તર આપવાને તૈયાર હોય એમજ લાગ્યું!

"માયાસુંદરીને લઇ ધનપતિ અત્રે આવી હતી કે?" પદ્માવતીએ પૂછ્યું.

"હા...પરંતુ..."

"પરંતુ શું?"

"એણે માયાસુંદરીને બાળી મૂકવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ એવામાં એકાએક અગ્નિદત્તે ઘણા માણસો સાથે હુમલો કરી, અમારા સર્વની આવી સ્થિતિ કરી તે માયાસુંદરીને ઉપાડી લઇને ચાલ્યો ગયો."

સુરજનસિંહે આટલાં વચનો અસ્પષ્ટ તેમજ ત્રુટક સ્વરે ઉચ્ચાર્યાં; કેમ કે તેને લાગેલા જખ્મોમાંથી ઘણું લોહી વહી ગયેલું હોવાથી તે તદ્દન નિર્બળ બની ગયો હતો. જો કે તેની વિશેષ બોલવાની ઇચ્છા હતી; પરંતુ અત્યંત નિર્બળતાને લીધે તે વિશેષ બોલી શકયો નહિ. પદ્માવતીએ તથા તેના માણસોએ એને હોશમાં લાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ બે કલાક સુધી તે હોશમાં આવ્યો નહિ. વચ્ચે વચ્ચે લક્ષ્મણસિંહે એને ઘણી વખત ઔષધ પાયું; પરંતુ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. અંતે તેણે કહ્યું:–" આ માણસ બચી જશે એમાં કશો શક નથી."

શેરસિંહે લક્ષ્મણસિંહ તરફ જોઇને મૃદુ સ્વરે કહ્યું:—" આપણે આ સુંદરી ( પદ્માવતી )ના વિષયમાં પણ ભૂલથાપ ખાધી છે. તે આપણી દુશ્મન હોય એમ લાગતું નથી."

" ખરું છે. રાજકુમારનું કલ્યાણ કરવાની જ તેની કામના છે; પરંતુ એના સંબંધી તમે કેટલીક વાતો એવી કહી હતી કે, જે હજી પણ..." લક્ષ્મણસિંહે કહ્યું; પરંતુ તેનું છેવટનું વાક્ય પૂર્ણ થાય તે પહેલાંજ ઇન્દ્રજીતે કહ્યું:–" ના ના–લક્ષ્મણસિંહજી, હું પદ્માવતીની પૂર્ણ પરીક્ષા કરી ચુકયો છું. જો સાચું પૂછો તો એના લીધે જ આપ આજે મ્હારું દર્શન કરી શકયા છો."

પછીથી ઇન્દ્રજીતે પદ્માવતી અને પોતાના સંબંધીની સઘળી હકીકત લક્ષ્મણસિંહ અને શેરસિંહને કહી સંભળાવી, તથા વાતચિતમાં જ તેણે પદ્માવતીની ઘણી પ્રશંસા કરી.

આ સમયે પદ્માવતીએ તેમની પાસે આવીને કહ્યું:–" વાસ્તવિક રીતે મ્હારા સંબંધી ઘણી હકીકત તમારા સાંભળવામાં આવી હશે. મ્હેં જે જે કાર્યો કર્યા છે તે ઉપરથી આપને મ્હારા માટે સંદેહ રહે એ બનવા જેવું છે; પરંતુ જયારે મ્હારો ખરો ભેદ આપના જાણ-

વામાં આવશે ત્યારે આપની ખાત્રી થશે કે હું આપના પક્ષનો અભ્યુદય થયેલો જોવાને જ ઇચ્છું છું. હજી સુધી યુવરાજ ઇન્દ્રજીતસિંહજી પણ મ્હારી હકીકત જાણુતા નથી. યથાવકાશે હું મ્હારી સઘળી હકીકત આપને કહી સંભળાવીશ. શેરસિંહજી અને તેમની ભત્રિજી નારંગીની મ્હારા માટે સમજફેર થયેલી છે. એ હું સારી રીતે જાણું છું."

શેરસિંહે વિસ્મિત બની જઇને પૂછ્યું:-" તમે મ્હને તથા મ્હારી ભત્રિજી નારંગીને ક્યાંથી ઓળખો ?"

"હું આપને બન્નેને બહુ સારી રીતે ઓળખું છું; પરંતુ આપ સર્વે મ્હને ઓળખતા નથી તેમજ જ્યાં સુધી હું પોતે જ આપને સઘળી હકીકત નહિ કહું ત્યાં સુધી ઓળખી શકવાના પણ નથી." પદ્માવતીએ ઉત્તરમાં કહ્યું.

ત્યાર પછી ઇન્દ્રજીતે લક્ષ્મણસિંહને શેરસિંહની હકીકત પૂછી, તથા તેણે એ હકીકત કહી સંભળાવી.

એવામાં પેલા જખ્મી માણસે પોતાની આંખો ઉઘાડી, અને તેણે પીવા માટે પાણી માગ્યું. પાણી પીધા પછી સુરજનસિંહ બરાબર હોશમાં આવ્યો તથા પદ્માવતી સાથે તેના નીચે જણાવ્યા પ્રમાણે પ્રશ્નોત્તર થયા.

સુરજનસિંહ કહેવા લાગ્યો:-" અગ્નિદત્ત જ માયાસુંદરીને ઉપાડી ગયો છે એમાં સહજ પણ સંશય જેવું નથી; કેમ કે હું તેને બહુ સારી રીતે ઓળખું છું; પરંતુ યુદ્ધાંતે ધનપતિનું શું થયું તેની મ્હને ખબર નથી. યુદ્ધ પૂર્ણ થાય તે પૂર્વે જ ઘાયલ થઇને હું જમીનદોસ્ત બની ગયો હતો. હું જાણતો હતો કે, અગ્નિદત્ત ઘણા બદમાશો અને લુંટારાઓની સાથે અહીંથી થોડે દૂર આવેલી એક પહાડી ગુફામાં રહે છે; તેથી અહીં રોકાવામાં કલ્યાણ નથી એવી સૂચના ધનપતિને મ્હેં પ્રથમથી જ

ફૂરી હતી; પરંતુ એમણે મ્હારાં વચનપર લક્ષ્ય આપ્યું નહિ, મહારાણીજી, શા માટે આપે અમારો ત્યાગ કર્યો છે એ હું સમજી શકતો નથી!"

સુરજનસિંહના અંતિમ વાક્યનો કશો ઉત્તર પદ્માવતીએ આપ્યો નહિ. તેણે સુરજનસિંહને જે ગુફામાં અગ્નિદત્ત રહેતો હતો એ ગુફાનું ઠેકાણું પૂછ્યું, સુરજનસિંહે એ ગુફાનું ચોક્કસ ઠેકાણું આપ્યું. પોતાના એક સવારને સુરજનસિંહ પાસે રાખી બીજાં સર્વ માણસોને સાથે લઇ પદ્માવતી એ ગુફા તરફ જવા લાગી. આ સમયની યુવરાજ ઇન્દ્રજીતસિંહની સ્થિતિ કેવી શોચનીય થઈ ગઈ હતી તેનું વર્ણન થઇ શકે તેમ નથી જ. પદ્માવતીની ભલાઈ, માયાસુંદરીની સ્થિતિ, પ્રણયવેદના તથા અગ્નિદત્તની કુટિલતાથી તે ચિંતાસાગરમાં એટલો બધો ડૂબી ગયો હતો કે થોડા સમય સુધી તો તેને તેના તનબદનની શુદ્ધિ પણ રહી નહિ. પત્થરના પુતળાની માફક તે પદ્માવતીની પાછળ પાછળ જતો હતો.

સૂર્યાસ્ત થયા પછી એ માણસો પહાડી ગુફા પાસે જઇ પહોંચ્યાં. અગ્નિદત્ત ગુફાની ઉપર રહેતો હતો ત્યારે માયાસુંદરીને એ ગુફામાં પૂરી રાખવામાં આવી હતી. એ ગુફાનું અને માયાસુંદરીનું વર્ણન અમે પાછળ કરી ચુક્યા છીએ.

સર્વે પોતપોતાના ઘોડાને વૃક્ષના થડ સાથે બાંધી એ પહાડપર ચઢવા લાગ્યાં, અને અલ્પકાળમાં જ પહાડના મથાળે જઇ પહોંચ્યાં. સર્વથી પ્રથમ જે વસ્તુપર તેમની નજર પડી તે એક મૃતદેહ હતો. એ મૃતદેહને કોઇ પિછાની શક્યું નહિ. તે સિવાય બીજા પણ ત્યાં ઘણા મૃતદેહ પડી રહેલા જોવામાં આવ્યા. આવો ભયાનક દેખાવ જોવામાં આવતાં સર્વના અંતરમાં સંશયપિશાચિનીએ પ્રવેશ કર્યો.

એ પહાડપર એક ઝાડાની મઢી આવેલી હતી. એ મઢીમાં વીસ પચીસ માણુસો રહી શકે એટલી તેની લંબાઇ પહોળાઇ હતી. એ મઢીની પાસે જ એક ગુફા હોઇ તે ઘણી લાંબી અને અંધકારમયી હતી. અગ્નિદત્તે માયાસુંદરીને જે ગુફામાં કેદ કરી હતી તેજ ગુફા આ હતી.

પહાડના પર જે મૃતદેહ પડેલા હતાં તેમાંથી કોઈનું મસ્તક જૂદું થઈ ગયેલું હતું તો કોઇના હાથ પગ કપાઈ ગયા હતા. કોઇના કમરમાંથી બે કડકા થઈ ગયા હતા, તો ખંજરના ઘાથી કોઈનું પેટ ફાટી ગયું હતું. ત્યાં એક પણ જીવતો માણુસ જોવામાં આવતો નહોતો. આવી પરિસ્થિતિ જોઈ યુવરાજ ઇન્દ્રજીત ઘણો ગભરાયો. માયાસુંદરીને મળવાની આશામાં એ નિરાશ બની ગયો. બહુરૂપીઓએ જરૂરી સરસામાન કાઢી બત્તી સળગાવી; તથા ગુફામાં પ્રવેશ કરીને જોયું તો ત્યાં પણ એક મૃતદેહ સિવાય બીજું કાંઇ તેમના જોવામાં આવ્યું નહિ. એ મૃતદેહ અગ્નિદત્તનો જ છે એમ તે નજરે પડતાં જ લક્ષ્મણસિંહ સમજી શક્યો. હજી સુધી તેના હૃદયમાં ખંજર પેસી રહેલું જોવામાં આવતું હતું. માત્ર એ ખંજરનો હાથો બહાર હોઇ તેની પાસે જ એક વાળેલો કાગળ પડી રહ્યો હતો. લક્ષ્મણસિંહે તત્કાળ એ પત્ર ઉપાડી લીધો તથા બન્ને બહુરૂપીઓ એ મૃતદેહને બ્હાર ઉપાડી લાવ્યા. સઘળાં મનુષ્યો અગ્નિદત્તના મૃતદેહને જોઈ આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયાં,

"આ શયતાનને તેનાં પાપ કાર્યોની યથોચિત સજા કોણે કરી હશે એ સમજી શકાતું નથી!" શેરસિંહ ચિંતામગ્ન મુખે કહ્યું.

"અરેરે! આ નરપિશાચના લીધે માયાસુંદરી પુનઃ કેવા સંકટમાં સપડાયાં હશે એની કલ્પના હું કરી શકતો નથી." એક ગાઢ નિશ્વાસ મૂકી ઇન્દ્રજીતે કહ્યું.

"એ દુષ્ટના મૃતદેહ પાસેથી આ ચીઠ્ઠી પણ મળી આવી છે. એ ચીઠ્ઠી વાંચી જોઇએ તો કશો પત્તો લાગે પણ ખરો!" લક્ષ્મણસિંહે કહ્યું.

સર્વનું લક્ષ્ય એ ચીઠ્ઠી તરફ ખેંચાયું. યુવરાજ ઇન્દ્રજીતસિંહે વ્યાકુળતાથી એ ચીઠ્ઠી લક્ષ્મણસિંહના હાથમાંથી લઇ લીધી તથા સર્વને વાંચી સંભળાવી. એ ચીઠ્ઠીમાં લખ્યું હતું કેઃ—

"અંતે હરામજાદી માયાસુંદરી મ્હારા કબ્જામાં આવી છે તેથી તે પોતાનાં કર્યા કર્મોનું ફળ ભોગવશે એમાં સહજ પણ શક નથી. એના પ્રપંચોથી હું જીવતો હોવા છતાં મરી ગયેલા જેવો હતો; છતાં હું એને સહેલાઇથી છોડી દઉં એવો નહોતો. વળી કમબખ્ત અગ્નિદત્ત મ્હારા પંઝામાંથી બચી જવા પામે તો મ્હારી બહાદૂરીને બટ્ટો લાગે; તેથી તેને પણ આજે મ્હેં પરલોકનો રસ્તો બતાવી દીધો છે. વળી જે લોકો પોતાને જંગબહાદુર, બળવાન્ અને શૂરવીર સમજે છે તેમને હું મ્હારી પાસે આવી પોતાની શક્તિનો પરિચય આપવાનું આમંત્રણ કરું છું. જે વીરસિંહ, ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ પોતાની બહાદુરીનું ઘણું ગુમાન રાખે છે તેઓ કયાં છે? તેમને હું મ્હારી પાસે આવી મ્હારા ચરણોની માફી માગવાની આજ્ઞા કરું છું. વળી તેમના જે બહુરૂપીઓ પોતાને સાક્ષાત વિધાતા સમજી બેઠા છે તેઓ પણ ક્યાં છે? તેઓ આવીને મ્હારા બહુરૂપીઓના ચરણોમાં મસ્તક નમાવશે ત્યારે જ મ્હારા તનબદનમાં સળગી ઉઠેલો પ્રતિશોધનો પ્રચંડ જ્વાળામુખી શાન્ત થશે. મ્હારો એવો વિશ્વાસ છે એમનામાંથી કોઈ પણ માયાની શોધ કરતો કરતો અહીં આવી પહોંચશે, તથા એટલા માટે જ હું નિર્ભયતાથી આ ચીઠ્ઠી લખી જાઉંછું. વળી તેમને સર્વને પોતાનો જીવ બચાવવાની સાવધાનતા રાખવાની હું સૂચના કરું છું.

હવે કોઈ પણ રીતે એ લોકો મ્હારા સપાટામાંથી બચી શકે તેમ નથી જ. વળી કોઈ એમ ન સમજશો કે હું છુપાઇ રહીને નાર્મદાની માફક મ્હારું ઇચ્છિત કાર્ય કરું છું તથા કોઇને મ્હારું મ્હોં બતાવતો નથી. જેને મ્હારું મ્હોં જોવું હોય તે બેલાશક મ્હારે ઘેર ચાલ્યો આવે; પરંતુ જે મ્હારી પાસે આવશે તેનું મૃત્યુ કોઈ અટકાવી શકશે નહિ. અહીંથી પાંચ ગાઉ દૂર એક નાળું આવેલું છે. એ નાળાને કિનારે કિનારે દક્ષિણ તરફ બે માઇલ જેટલો માર્ગ કાપતાં મ્હારું મકાન જોવામાં આવશે."

આ ચીઠ્ઠીની હકીકત વાંચી જોતાં ઇન્દ્રજીત પગથી માથા સુધી સળગી ઉઠ્યો. ક્રોધાતિશયથી તેનું મ્હોં લાલચોળ અને ચિત્ત ઉત્તેજિત બની ગયું. લક્ષ્મણસિંહ અને શેરસિંહ ક્રોધથી દાંત સાથે ઓઠ કચડવા લાગ્યા.

"ગમે એમ હોય; પરંતુ હું એ હરામજાદાને મ્હારી શક્તિનો ખરચ્ચય કર્યા સિવાય કોઈ પણ રીતે શાન્ત થઇ શકીશ નહિ." ઇન્દ્રજીત બોલી ઉઠ્યો.

"બેશક, તેને તેના આવા ગુમાન અને અપમાની ભયંકર સજા કરવી જ જોઇએ." લક્ષ્મણસિંહે અંતરોદ્ગાર કાઢ્યા.

"હવે અત્રે રોકાવામાં કશો સાર નથી. આપણે એ શયતાનને સત્વર શોધી કાઢવો જોઇએ." તલ્વારની મુઠપર હાથ પછાડી ઇન્દ્રજીતે પ્રથમના જેવા જ સ્વરે કહ્યું.

"એણે ઘણી બેઅદબી કરી છે એ ચોક્કસ છે. એને આપણે સખ્ત સજા કરવી જોઇએ; પરંતુ આપ સર્વ બુદ્ધિમાન્ છો; મ્હારી એવી ખાત્રી છે કે, પૂરતો વિચાર કર્યા સિવાય આપ કોઇ પણ કાર્ય કરવામાં ઉતાવળ નહિ જ કરો." પદ્માવતીએ કહ્યું.

"આવા સમયે વિલંબ કરવો એ બહાદુરીને કલંક લગાડવા જેવું છે." ઇન્દ્રજીતે અધીરતાથી કહ્યું.

"યુવરાજશ્રી, આપને ઘણો ક્રોધ ઉપજ્યો છે તેથી જ હમણાં આપ આમ કહો છો; નહિ તો પ્રથમ ત્યાં એક બહુરૂપીને મોકલવાનુંજ આપ વ્યાજબી વિચારત. જેણે આટલા બધા અભિમાનથી પત્ર લખ્યો છે તે સત્યવાદી હોય એમ હું ધારતી નથી. ખુલ્લી રીતે આપની વિરુદ્ધતા કરવી એ શું કાંઈ ન્હાના બચ્ચાંનો ખેલ છે ? આ કાર્ય કેટલાંક દગાબાજ મનુષ્યોનું હોય એમજ મ્હને લાગે છે. વળી રાત્રિનો સમય છે. આપ એક વખત આપણા ઘોડાઓની સ્થિતિનો તો વિચાર કરી જુઓ. ! તેમનામાં હવે અત્યારે એક કદમ ચાલવાની શક્તિ પણ રહી નથી." પદ્માવતીએ ગંભીરમુખે કહ્યું.

જો કે ઇન્દ્રજીત, લક્ષ્મણસિંહ અને શેરસિંહ આ સમયે ક્રોધથી અતિ ઉત્તેજિત બની ગયા હતા; પરંતુ પદ્માવતીનાં આ યથોચિત મધુર વચનો સાંભળી તેઓ સહજ શાન્ત થયા. સારા ખોટાનો વિચાર કરવાની શક્તિએ તેમનામાં સંચાર કર્યો. પદ્માવતીના માણસો પાસે અને બહુરૂપીઓ પાસે કેટલીક ખાદ્યવસ્તુઓ હતી. પહાડની નીચે એક ન્હાનો ઝરો હતો. ત્યાંથી જળ મંગાવી સર્વેએ રૂચિ પ્રમાણે ખાદ્ય લીધું. ત્યાર પછી શું કરવું તેનો તેઓ સર્વ સાથે બેસીને વિચાર કરવા લાગ્યાં.

"જો મકાનનો એ દગાબાજે ચીઠ્ઠીમાં પત્તો આપ્યો છે ત્યાં જવું ઉચિત ન હોય તો અહીં રોકાવું પણ ઉચિત નથી; કેમ કે એ શયતાન આ સ્થળે પણ યુક્તિ પ્રયુક્તિથી દેખરેખ રાખતો હશે. મ્હારો મત તો એવો છે કે, શેરસિંહજી સાથે યુવરાજ રત્નગઢ ચાલ્યા જાય, અને હું ચીઠ્ઠીમાં દર્શાવેલા સ્થળે શો પ્રકાર છે તેની તપાસ કરવા જાઉં." લક્ષ્મણસિંહે પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

"આપનું કહેવું સમયોચિત તેમજ વ્યાજબી છે, વળી એ સમય દરમ્યાન એક બે દુશ્મનોનો પત્તો હું પણ મેળવી શકીશ. વળી મ્હારી માન્યતાનુસાર આ કાર્ય એવા એક માણસનું છે કે, જેને મ્હારા સિવાય બીજું કોઈ ઓળખતું નથી. એ માણસનું નામ હમણાં આપ સર્વના સમક્ષ જાહિર કરી શકું તેમ નથી." પદ્માવતીએ લક્ષ્મણસિંહના વિચારને સંમત થઇને કહ્યું.

"હમણાં એ નામ અમને જણાવવામાં કશી અડચણ છે?" લક્ષ્મણસિંહે અધીરતાથી પૂછ્યું.

"બેશક અડચણ છે. જો મ્હારી માન્યતા ખરી નીવડશે તો હું એ માણસનો સઘળો પત્તો આપને આપીશ." પદ્માવતીએ ઉત્તર આપ્યો.

"એ બધું તો જાણે કે ઠીક છે; પરંતુ આપે જે વિચાર દર્શાવ્યો છે તે પ્રમાણે ચાલતાં કેટલાક દિવસો વ્યર્થ વીતીજશે; તેથી મ્હારો વિચાર જૂદો જ છે." ઇન્દ્રજીતે કહ્યું.

"આપનો શો વિચાર છે?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"હું પોતે જ આપની સાથે એ મકાન તરફ આવવાને ઇચ્છું છું. જો એ મકાનમાં રહેનાર આપણો દુશ્મન હોય તો હિમ્મત હારવાની જરૂર નથી. હું વિના વિલંબે એ શત્રુને પરાજિત કરી માયાસુંદરીને છોડાવી લાવીશ. વળી એ માણસના બીજા સાથીદારો યા તો સૈન્ય હશે તો તે પણ મકાનની આસપાસ છુપાઇ રહેલું હશે. એનો પત્તો મેળવવામાં આપણને મુશ્કેલી વેઠવી પડશે નહિ. એ પ્રસંગે આપ જેવી સલાહ આપશો તે પ્રમાણે વર્તવામાં આવશે." ઇન્દ્રજીતે ઉત્તરમાં પોતાનો વિચાર દર્શાવ્યો.

આવી રીતે વાતચિત કરવામાં એક પ્રહર રાત્રિવીતી ગઇ. અંતે સર્વાનુમતે એવો નિશ્ચય થયો કે, સર્વેએ સાથે જ પેલા શયતાનના મકાન

તરફ જવું. આવો નિશ્ચય કરી સર્વે નીચે ઉતર્યા. વૃક્ષોના થડ સાથે બાંધેલા ઘોડાઓ જમીનપરનું ઘાસ ચર્યા કરતા હતા. તેઓ પોતાના સવારોને જોઈ હણહણાટ કરવા લાગ્યા. એ ઉપરથી એમ લાગ્યું કે, તેમનો શ્રમ સર્વાંશે દૂર થઈ ગયો હતો અને તેઓ પ્રવાસ કરવાને શક્તિવાન્ બન્યા હતા. સર્વે પોતપોતાના ઘોડાપર સવાર થઈ ત્યાંથી રવાના થયાં.

પેલી ચીઠ્ઠીમાં દર્શાવેલા સ્થળે જઇ પહોંચતાં એક સફેદ મકાન દૂરથી સર્વના જોવામાં આવ્યું. એ મકાન તેની ઉજ્વળતાપરથી આ-જકાલ તૈયાર થયું હોય એમજ લાગતું હતું.

મધ્યરાત્રિ વીતી ગઇ હતી. આકાશમાં પૂર્ણચંદ્ર પ્રકાશી વસુંધરાપર અમૃતની વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા. ચંદ્રનાં શીતળ કિરણો સર્વત્ર ફેલાઈ ગયાં હતાં. વસુંધરાએ સફેદ સાડી પહેરી પોતાનું સર્વાંગ શોભાવ્યું હોય એવો સહજ ભાસ થતો હતો. એ ઠેકાણે બસો વીઘાં જેટલું વિસ્તૃત મયદાન આવેલું હોઈ તેના મધ્યભાગમાં ઉપરોક્ત મકાન આવેલું હતું.

સારી રીતે તપાસ કરતાં અને વિચાર કરતાં માલૂમ પડ્યું કે, એ ઠેકાણે સૈન્ય નથી તથા સૈન્યનું કોઈ પણ ચિહ્ન નથી. અંતે કાંઈ વિચાર કરી સર્વે માણસો એ મકાન પાસે જઇ પહોંચ્યાં.

એ મકાન વિશેષ મ્હોટું નહોતું. તે લગભગ પચાસ ગજ લાંબુ અને એટલું જ પહોળું હશે. એની ઉંચાઇ પણ ત્રીસ પાંત્રીસ ગજથી વિશેષ નહોતી. ચોતરફની દિવાલો સાફ હતી. એને કોઈ તરફ દર-વાજો નહોતો યા તો કોઈ બારી પણ નહોતી. સઘળાં માણસો એ મકાનની ચોતરફ ફર્યાં; પરંતુ અંદર જવાનો રસ્તો કોઇની પણ નજરે પડયો નહિ. અંતે સર્વે ઘોડાપરથી નીચે ઉતરી પડી એક જૂણાએ ઉભાં

રહ્યાં, તથા લક્ષ્મણસિંહે ચંદનઘો ફેંકી તેની દિવાલપર ચઢી જઇ એ મકાનની લક્ષ્યપૂર્વક તપાસ કરવા માંડી.

ઉપરની દિવાલ ઘણી પહોળી હતી. સર્વેએ જોયું કે, લક્ષ્મણસિંહએ દિવાલપર ચઢી ધ્યાનપૂર્વક અંદરના ભાગમાં જોઇ રહ્યો હતો. એવામાં તે મ્હોટેથી હસી પડયો, અને કાંઇ પણ બોલ્યા સિવાય તે એ મકાનમાં કૂદી પડયો. આવો પ્રકાર જોઇ સર્વને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. પદ્માવતીએ રતિસુંદરીના કાનમાં કાંઈ કહ્યું જેના ઉત્તરમાં તેણે માથું હલાવ્યું. થોડા સમય સુધી લક્ષ્મણસિંહની રાહ જોવામાં આવી; પરંતુ તે પાછો આવ્યો નહિ તેથી તેની માફક શેરસિંહ પણ દિવાલપર ચઢી ગયો, તથા તેણે પણ લક્ષ્મણસિંહની માફક એ મકાનમાં કૂદકો માર્યો. હવે યુવરાજ ઇન્દ્રજીતસિંહના આશ્ચર્યની સીમા રહી નહિ. તે વિસ્મિત બની જઇને આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો. એ મકાનમાં એવું તે શું છે કે જે જોઇને લક્ષ્મણસિંહ અને શેરસિંહ કાંઈ પણ નહિ બોલતાં હસીને અંદર કૂદી પડયા છે એમ વિચારી એ પ્રકાર જાણવા માટે ઇન્દ્રજીતે પણ દિવાલપર ચઢવાની તૈયારી કરી; પરંતુ પદ્માવતીએ તેનો હાથ પકડીને કહ્યું:-" એમ બની શકશે નહિ; હજી મ્હારા ઘણા માણસો અહીં હાજર છે તેમને જ પ્રથમ આપ જવા દો."

લાચારીથી ઇન્દ્રજીતને રોકાવું પડયું. પદ્માવતીએ પોતાની સાથે જે સવારો આવેલા હતા તેમના તરફ જોયું, અને કહ્યું:-"તમારામાંથી એકેક જણ ચઢીને જુઓ કે, એ મકાનમાં શું છે ?!"

આજ્ઞા મળતાં જ એ ચંદનઘોની સહાયતાથી પદ્માવતીનો એક માણસ દિવાલપર ચઢી ગયો, અને એની પણ એવી જ દશા થઇ. બીજો ગયો તે પણ કૂદી પડયો તથા એવી રીતે પદ્માવતીના સઘળા માણસો એ મકાનની દિવાલપર ચઢી અનુક્રમે અંદર કૂદી પડયા. માત્ર પદ્માવતી

રતિસુંદરી અને ઈન્દ્રજીત મકાનની બહાર રહ્યાં. આ પ્રસંગે ઈન્દ્રજીત પાછો એ મકાનમાં જવાને તૈયાર થયો. પદ્માવતી તથા રતિસુંદરીએ તેને એમ નહિ કરવાની સલાહ આપી; પરંતુ તેણે કોઇના કહેવા તરફ લક્ષ્ય આપ્યું નહિ. તે પણ ચંદનઘોની સહાયતાથી ઉપર ચઢી ગયો, તથા પોતાના સાથીદારો માફક અંદર કૂદી પડયો.

આ સમયે પ્રભાતકાળ થયો હતો. ઉષાની જ્યોતિનો પૂર્વાકાશમાં વિસ્તાર થયો હતો. પદ્માવતીએ હસીને રતિસુંદરીના મ્હોં તરફ જોયું. તેણે પણ ગરદન હલાવી હસીને કહ્યું:–" ચાલો, હવે વિલંબ કરવાની કશી જરૂર નથી. "

પોતપોતાના ઘોડાઓપર સવાર થઇ પદ્માવતી અને રતિસુંદરી હસતી હસતી એક તરફ ચાલી ગઇ અને બીજા ઘોડાઓને ત્યાં જ રાખવામાં આવ્યા.



# પ્રકરણ ૮ મું.



## દિગ્વિજયસિંહની દગાબાજી.

હવે પુનઃ આપણે શ્યામગઢ તરફ જઇએ છીએ, તથા મહારાણા વીરસિંહપર જે જે સંકટો આવ્યાં તેની હકીકત લખીને જે સઘળો ભેદ હજી સુધી ગુપ્ત રહેલો છે તે જોઇએ છીએ. ઉપર અમે લખી ચુકયા છીએ કે, શ્યામગઢપર વિજય મેળવ્યા પછી વીરસિંહ વગેરે કિલ્લામાં જઇને દિગ્વિજયસિંહના મેહમાન થયા.

શેરસિંહ અને લક્ષ્મણસિંહ ઇન્દ્રજીતની શોધમાં પેલા મંડળમાંથી ચાલ્યા ગયા ત્યાર પછી એ મંડળમાં એવો નિશ્ચય થયો કે, અહીંના સઘળા સમાચાર અને શ્યામગઢપરની વિજયપ્રાપ્તિના સમાચાર રામગઢમાં મહારાણા દેવીસિંહને પહોંચાડવા જોઇએ. જો કે અત્યાર સુધીમાં એ સમાચાર ત્યાં પહોંચી ગયા હશે એમ સર્વેએ ધાર્યું; છતાં એક બહુરૂપી મારફત આ સમાચાર ત્યાં પહોંચાડવાનું વીરસિંહે વ્યાજબી વિચાર્યું. આ કાર્ય માટે તેજસિંહની પસંદગી કરવામાં આવી. વીરસિંહે પોતાના હાથે જ પિતાપર એક પત્ર લખ્યો તથા તેજસિંહને એ પત્ર રામગઢ લઇ જઈ મહારાણા દેવીસિંહને આપવાની આજ્ઞા કરવામાં આવી.

“ મહારાજ ! હું રામગઢ જવાને તૈયાર છું; પરંતુ બે વાતની હોંશ મ્હારા મનમાં રહી જશે. ” તેજસિંહે કહ્યું,

“ શી વાતની હોંશ ? ” વીરસિંહે પૂછ્યું.

“ એક તો એ કે, આ વિજયના આનંદનું ઇનામ વહેંચાતી વખતે હું હાજર નહિ હોઉં—

"એ હોંશ તો હમણાં જ પૂરી થશે. બીજી શી હોંશ છે, વારુ ?" વીરસિંહે પૂછ્યું.

"આ છોકરો ઘણો લાલચુ છે. એને એટલો પણ વિચાર નથી કે, ઇનામ વહેંચાતી વખતે એ હાજર નહિ હોય તો એનું ઇનામ એના પિતાને મળશે !" જ્યોતિસિંહે વિનોદદર્શક સ્વરે કહ્યું.

તેજસિંહે પોતાના બન્ને હાથ જોડી જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:–"એવો વિચાર તો મ્હેં કરેલો જ છે; પરંતુ આ સમયે હું આપની પાસેથી કાંઈ ઈનામ મેળવવાને ઈચ્છું છું."

"અવશ્ય એમ થવું જ જોઇએ કેમ કે, ત્હારી પાસે હું અને જ્યોતિસિંહજી સમાન છીએ." વીરસિંહે કહ્યું.

"ત્યારે આપ એને એવી સલાહ પણ સાથે સાથે આપી દ્યો કે, એને મ્હારી પાસેથી બીજું કાંઇ ન મળે તો મ્હારી વિદ્યાનાં સાધનોની ઝોળીજ એ લઇ લે." જ્યોતિસિંહે હાસ્ય મુખે કહ્યું.

"મ્હારા માટે એ કાંઇ સામાન્ય ઈનામ નથી." તેજસિંહ બોલ્યો.

"જ્યોતિસિંહજી, હવે તો તમે સહેલાઇથી, છુટી જાઓ છો–આપી દ્યો–એને તમારી ઝોળી આપી દ્યો." વીરસિંહ બોલ્યો.

"જ્યારે આપશ્રીએ એનો પક્ષ સ્વીકારેલો છે ત્યારે પછી એ જે કાંઈ માગશે તે મ્હારે લાચારીથી આપવું જ પડશે." જ્યોતિસિંહે કહ્યું.

આ સમયે રાણાવીરસિંહે પોતાની ખાસ પેટી મંગાવી તથા તેમાંથી એક રત્નજડિત ડબ્બો બ્હાર કાઢી તેજસિંહને આપી દીધો. તેજસિંહે એ ડબ્બો લઇને સલામ કરી, તથા પોતાના પિતા જ્યોતિસિંહ તરફ જોયું. જ્યોતિસિંહે પોતાની વિદ્યાનાં જરૂરી સાધનોની ઝોળી, કે જે હમ્મેશાં તે પાસે રાખતો હતો એ તેણે તેજસિંહને

આપી. પછી વીરસિંહે તેજસિંહને કહ્યું:–" જો, ઈનામ તો તને મળી ગયું. હવે ત્હારી બીજી શી હોંશ છે તે કહે એટલે પૂર્ણકરવામાં આવે."

" મ્હારા ગયા પછી આપ સર્વ અત્રેના ભોંયરાનો ભેદ ઉકેલશો; પરંતુ એ સઘળું હું જોઇ શકીશ નહિ..."

તેજસિંહનું આ વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ વીરસિંહે કહ્યું:–" ખેર, એ માટે પણ અમે તું રામગઢથી પાછો આવીશ ત્યાં સુધી થોભીશું. તું જેમ બને તેમ જલ્દી પાછો આવી પહોંચજે."

પ્રસન્ન મુખે સલામ કરીને તેજસિંહ ચાલ્યો ગયો. તે માત્ર બે ચાર ડગલાં ગયો હશે એવામાં જ્યોતિસિંહે તેને બોલાવીને કહ્યું:–

" ઉભો રહે, સબુર કર–ઝોળીમાંથી એક વસ્તુ મ્હને લઇ લેવા દે; કેમ કે એ વસ્તુ મ્હારા જ ઉપયોગની છે."

તેજસિંહે પાછા આવી ઝોળી જ્યોતિસિંહ પાસે મૂકી દઇને કહ્યું:—"થયું, હું હવે આપની ઝોળી લેવાનો નથી. જે વસ્તુના લોભથી મ્હેં એ ઝોળી લીધી છે એ વસ્તુ જ આપ કાઢી લેવાને ઈચ્છો છો તો પછી એમાં રહેવાનું શું હતું ?!"

ના–ના–તું ઝોળી લઇ જા. હવે જ્યોતિસિંહજીને એમાંની એક પણ વસ્તુ મળશે નહિ. જે વસ્તુ તેઓ પોતાની પાસે રાખવાને ઈચ્છે છે એ વસ્તુ રાખવાની યોગ્યતા ત્હારામાં પણ છે." વીરસિંહે કહ્યું.

" તેજસિંહે આનંદિત બની જઇ પુનઃ એ ઝોળી ઉપાડી લીધી અને સલામ કરી ત્વરાથી તે ત્યાંથી ચાલી નીકળ્યો. વાંચકબન્ધુઓ જો ન સમજી શક્યા હોય તો તેમનો સંશય દૂર કરવા માટે અમે એ ભેદ ખુલ્લો કરી દઇએ છીએ. એ ઝોળીમાં જ પેલાં જાદુઈ પુષ્પો હતાં કે જે રામગઢ પાસેના પેલા અદ્દભુત ખંડેરમાંથી મળી આવેલાં હોઈ

જેનું વર્ણન પેલા જાદુપથપ્રદર્શક પુસ્તકમાં કરેલું હતું. એ સંબંધીનું સવિસ્તૃત વર્ણન અમે આ નવલકથાના બીજા ભાગમાં કરેલું હોવાથી અત્રે એ પુષ્પોનું વિશેષ વર્ણન કરવાની જરૂર રહેતી નથી.

હવે તેજસિંહના વિદાય થયા પછી ત્રીજે દિવસે શું બન્યું તે લખીએ છીએ. દિગ્વિજયસિંહ પોતાના વિશ્રામાલયમાં પલંગમાં ચિંતામગ્ન સ્થિતિમાં સૂઈ રહ્યો હતો. તે શી ચિંતા કરતો હતો એ જાણવાનું કાર્ય મુશ્કિલ હતું. મધ્યરાત્રિ વીતી ગઈ હતી; છતાં તેનાં નેત્રોમાં બિલકુલ નિદ્રા જણાતી નહોતી. દ્વાર તરફ મ્હોં કરી તે જાણે કે કોઈના આવવાની રાહ જોતો હતો; કેમ કે, સહજ પણ અવાજ સાંભળવામાં આવતાં તે ચમકી ઉઠતો હતો, અને દ્વાર તરફ આતુરતાથી જોતો હતો. એવામાં એ દ્વારમાં એક વૃદ્ધ સાધુ આવીને ઉભો રહ્યો. એ સાધુની ઉમ્મર લગભગ એંશી વર્ષની હશે. તેની દાઢી નાભિપ્રદેશ સૂધી ઝૂલી રહેલી હતી. તેના મસ્તકપરના અને દાઢીના વાળ રૂ જેવા સફેદ જણાતા હતા. તેણે કમરપર એક કોપીન અને શરીરે વ્યાઘચર્મ ઓઢયું હતું. સાધુને જોતાં જ પલંગમાંથી ઉઠી, રાણા દિગ્વિજયસિંહે તેની પાસે જઈને તેને પ્રણામ કર્યા, તથા સ્મિત મુખે કહ્યું:—"આપનાં દર્શન આજકાલ કરતાં ઘણા દિવસે થયાં છે. આજે પણ સમય વીતી ગયેલો હોવાથી આપનાં દર્શન થશે એવી આશા નહોતી."

સાધુએ આશીર્વાદ આપીને કહ્યું:—"રસ્તામાં એક માણસ સાથે મુલાકાત થવાથી મ્હારા આગમનમાં આકસ્મિક વિલંબ થયો છે."

આ વિશ્રામાલયમાં એક બાજૂએ એક સિંહાસન હતું. સાધુને સંમાનપૂર્વક એ સિંહાસનપર બેસાડી દિગ્વિજયસિંહ નમ્રતાથી નીચે જમીનપર બેઠો. ત્યાર પછી બન્ને વચ્ચે વાતચિત ચાલૂ થઈ.

"કહો જોઇએ કે શો નિશ્ચય કર્યો ?" સાધુએ પૂછ્યું.

"શાનો નિશ્ચય ?" હાથ જોડી દિગ્વિજયસિંહે પ્રતિપ્રશ્ન કર્યો.

"વીરસિંહ સંબંધીનો."

"આધીનતા કબૂલ કરવા સિવાય બીજું શું કરી શકાય તેમ છે ?!"

"મ્હેં એમ સાંભળ્યું છે કે, તમે એને ભોંયરાનો ભેદ ખુલ્લો કરવા દેવાના છો. શું આ વાર્ત્તા સત્ય છે ?"

"હું એ કાર્ય કરતાં એમને કેવી રીતે રોકી શકું ? કેમ કે, મ્હેં એમની સત્તાને શિરોમાન્ય કરી છે."

"એમ કદાપિ ન થવું જોઇએ. તમને મ્હારાં વચનોપર વિશ્વાસ છે કે નહિ ?"

"વિશ્વાસ કેમ ન હોય ? આપને હું મ્હારા ઉપદેશદાતા ગુરુદેવ માનું છું, તથા આજ સૂધી મ્હેં જે જે મહત્વનાં કાર્યો કર્યાં છે તે સઘળાં આપની સલાહ લઇને જ કર્યાં છે."

"પરંતુ આ છેલ્લું અત્યંત મહત્વનું કાર્ય તમે મ્હારી સલાહ લીધા સિવાય કર્યું તેથી જ રાજ્ય ગૂમાવવાનો અને દાસત્વ સ્વીકારવાનો શોચનીય બનાવ બન્યો."

"બેશક, એમજ થયું છે. હશે, હવે આપ આજ્ઞા કરો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું."

"તમે વીરસિંહના તાબેદાર થાઓ એમ હું ઇચ્છતો નથી. હમણાં એ તમારા કબ્જામાં છે. તમે ધારો તે વખતે તેમને કેદ કરી શકો તેમ છો. આવા ઉત્તમ સુયોગને વ્યર્થ જવા દેવાની જરૂર નથી."

થોડા સમય સૂધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી દિગ્વિજયસિંહે

કહ્યું:—“જેવી આજ્ઞા; પરંતુ મ્હારો પુત્ર હજી સુધી એ લોકોના કબ્જામાં છે.”

“એને અહીં લઈ આવવા માટે વીરસિંહનો માણસ ગયો છે. વીરસિંહ તથા તેના માણસોના કેદ પકડાયાના સમાચાર રામગઢ જઇ પહોંચે તે પૂર્વે જ કલ્યાણસિંહ રામગઢથી આ તરફ રવાના થઇ જશે. પછીથી કોઈ પણ રીતે તે શત્રુઓના પંઝામાં નાહ ફસાઇ પડે. એ સંબંધીની સઘળી વ્યવસ્થા હું જ કરીશ; એમાટે તમે નિશ્ચિંત રહેજો.” સાધુએ કહ્યું.

“આપ જે જે કાર્ય કરો તે પૂર્ણ સાવધાનતાથી કરજો; કેમ કે શત્રુઓ ઘણા ચાલાક છે; બાકી હું તો આપની આજ્ઞાનુસાર વર્તવા હમ્મેશાં તૈયાર છું.”

પછીથી એક કલાક સુધી સાધુ મહાશય અને રાણા દિગ્વિજયસિંહ વચ્ચે કેટલીક વાતચિત ચાલી. એ વાતચિત અહીં લખવાની કશી જરૂર નથી. રાત્રિનો માત્ર એક જ પ્રહર રહ્યો એટલે સાધુ ત્યાંથી વિદાય થઈ ગયો.

બીજા જ દિવસે વીરસિંહના જાણવામાં એવા સમાચાર આવ્યા કે લાલીનો કશો પત્તો લાગતો નથી; તે કેવી રીતે કેદમાંથી પલાયન કરી ગઇ એ સુદ્ધાં સમજી શકાતું નથી. આ સમાચાર જાણવામાં આવતાં વીરસિંહે પોતાના કેટલાક ચાલાક માણસોને લાલીની શોધમાં મોકલ્યા.

હવે રાણા દિગ્વિજયસિંહની દાનત બગડી. તેણે હવે રાણો વીરસિંહ, તેના રાજકુમારો અને બહુરૂપીઓ વગેરે સર્વને કેદ કરવાનો નિશ્ચય કર્યો, અને ટૂંક સમયમાંજ તેમના સર્વના પ્રાણનો સંહાર કરી નાખી પોતાના સુખનો અને સ્વતંત્રતાનો માર્ગ નિષ્કંટક બનાવવાનો સુદ્ધાં તેણે દૃઢ નિર્ણય કર્યો.

રાણો વીરસિંહ ભોંયરામાં જઇ ત્યાં ભેદ જાણવાને ઘણો અધીરો બની ગયો હતો; પરંતુ દિગ્વિજયસિંહ 'આજે જઇશું.' 'કાલે જઇશું.' 'એટલી બધી શી ઉતાવળ છે?!' એમ કહીને દિવસો વીતાડવા લાગ્યો. અંતે એવો નિર્ણય થયો કે, આવતી કાલે ભોંયરામાં જરૂર જવું. જે દિવસે ભોંયરામાં જવાનો નિર્ણય થયો તે દિવસની પાછલી રાત્રે રાણા દિગ્વિજયસિંહે, વીરસિંહ અને તેના ખાસ માણસોને ફરીથી મિજબાની આપી. એ પ્રસંગે ખાદ્યપદાર્થો અને પીવાના પ્રવાહી પદાર્થોમાં બેશુદ્ધિનું ઔષધ ભેળવી દેવાની તેણે પોતાના બહુરૂપી કિંવા દીવાન રામાનન્દને આજ્ઞા કરી. બિચારો વીરસિંહ આ કારસ્થાનથી તદ્દન અજાણ્યો હતો. એના બહુરૂપીઓના અંતરમાં પણ દગો થશે એવી શંકા નહોતી. અંતે પરિણામ એ આવ્યું કે રાત્રે ભોજન કર્યા પછી સર્વના મસ્તકપર બેશુદ્ધિના ઔષધની અસર થઇ. પોતાના મસ્તકપર જ્યારે એ ઔષધની અસર થવા માંડી ત્યારે જ્યોતિસિંહ સમજી ગયો કે, દિગ્વિજયસિંહ તરફથી દગો થયેલો હોવો જોઇએ; પરંતુ હવે તે શું કરી શકે તેમ હતો? થોડા સમયમાં જ વીરસિંહ, આનન્દસિંહ, જ્યોતિસિંહ, બદ્રીનાથ અને તારાસિંહ વગેરે બેશુદ્ધ બની ગયા. તરતજ તેમના સર્વના હાથપગમાં લોઢાની બેડીઓ પહેરાવી તેમને પેલા ભયાનક ભોંયરામાં કેદ કરવામાં આવ્યા. એ ભોંયરામાંથી બ્હાર નીકળવાના જે બે માર્ગ હતા એ માર્ગથી વાંચકબંધુઓ અજાણ્યા નથી. એ બન્ને રસ્તાઓમાંથી જે રસ્તેથી વીરસિંહના બહુરૂપીઓ અને રાજકુમાર આનન્દસિંહ પૂર્વે ભોંયરામાં ગયા હતા તે રસ્તો બરાબર બંધ કરી દેવામાં આવ્યો; પરંતુ બીજો રસ્તો કે જે રસ્તેથી કુંદન (ધનપતિ) માયાસુંદરીને લઇ નીકળી ગઇ હતી તે જેમનો તેમ રાખવામાં આવ્યો; કેમ કે એ રસ્તાની માહિતી મહા-

રાણા દિગ્વિજયસિંહને નહોતી. એ રસ્તાની કશી હકીકત તે જાણતો નહોતો.

રાણા વીરસિંહ, તેના રાજકુમાર તથા તેના સઘળા બહુરૂપીઓને કેદ કરવામાં આવ્યા. એ સમયે રાણા વીરસિંહના થોડાક લશ્કરી માણસો કે જેઓ તેની સાથે કિલ્લામાં આવ્યા હતા તેઓ આવી દગાબાજી જોઈ જીવ આપવાને તૈયાર થયા. એમણે રાણા દિગ્વિજયસિંહના ઘણા માણસોને મારી નાખ્યા, તથા જ્યાં સુધી જીવતા રહ્યા ત્યાં સુધી માલિક પ્રત્યેની વફાદારી બજાવી અંતે સ્વર્ગમાં ચાલ્યા ગયા. કિલ્લાનો દરવાજો દિગ્વિજયસિંહે બંધ કરાવી દીધો. કિલ્લાની દિવાલોપર તોપો ચઢાવવામાં આવી તથા વીરસિંહના જે સૈન્યે કિલ્લાની બ્હાર છાવણી નાખી હતી તેની સાથે યુદ્ધ ચાલૂ કરી દેવામાં આવ્યું. રાણા વીરસિંહના સૈન્યમાં બે સરદારો હાજર હતા કે જેઓ વીરસિંહ સાથે શ્યામગઢના કિલ્લામાં દિગ્વિજયસિંહનું આતિથ્ય સ્વીકારવા આવ્યા નહોતા. એ બન્ને સરદારોનાં નામ જાલિમસિંહ અને શૂરસિંહ હોઇ આપણે તેમને સારી રીતે ઓળખીએ છીએ.

પાઠકબંધુઓ! જુઓ તો ખરા કે, થોડા સમયમાં જ જમાનો કેવો પલટાઇ ગયો? માયાસુંદરીની ધુનમાં ને ધૂનમાં ઇન્દ્રજીતસિંહ પોતાના બે બહુરૂપીઓસહ એક એવા સ્થળે જઇને ફસાઇ પડ્યો કે, તેનો પત્તો લાગવો મુશ્કિલ છે ત્યારે આ તરફ રાણા વીરસિંહ વગેરેની પણ એવી દશા થઈ છે. વિધાતાના વિચિત્ર વિધાનને કળી શકનાર સંસારમાં કોઇ જ નથી. જો પત્ર સાથે તેજસિંહને રામગઢ ન મોકલવામાં આવ્યો હોત તો સર્વની સાથે તે પણ શ્યામગઢના ભોંયરામાં ફસાઇ પડત. વીરસિંહના બે બહુરૂપીઓ રામગઢમાં અને એક ગયાજીમાં હતો. જે બહુરૂપીને ગયા રાજ્યની સંભાળ રાખવાનું કાર્ય સોંપ્યું

હતું તે રાજગૃહીની સંભાળ પણ રાખતો હોવાથી આ પ્રસંગે તે ત્યાંથી બીજા કોઇ સ્થળે જઇ શકે તેમ નહોતો.

જ્યારે શ્યામગઢના કિલ્લાપરથી તોપનો અવાજ સાંભળવામાં આવ્યો ત્યારે શૂરસિંહ અને જાલિમસિંહ ઘણા ગભરાયા, તથા પત્તો મેળવવા માટે કેટલાક ગુપ્તદૂતોને તેમણે કિલ્લા તરફ મોકલ્યા. ગુપ્તદૂતો તપાસ કરી આવ્યા ત્યારે દિગ્વિજયસિંહની દગાબાજી સર્વને માલૂમ પડી ગઈ. જાલિમસિંહ અને શૂરસિંહે સત્વર આ સમાચારનો એક પત્ર લખી કાઢી રામગઢ પહોંચાડવાની વ્યવસ્થા કરી. બે સવાર એ પત્ર લઈ રામગઢ તરફ ચાલ્યા ગયા તથા હવે શું કરવું તેનો શૂરસિંહ અને જાલિમસિંહ વિચાર કરવા લાગ્યા.



# પ્રકરણ ૯ મું.



## પિશાચપતિ.

આજે ઘણા દિવસ પછી મધ્યરાત્રિના સમયે શ્યામગઢના પહાડપર પૂર્વ તરફ આવેલા ભયાનક જંગલમાં નારંગી ફર્યા કરતી હતી. એ ઠેકાણેથી કિલ્લાની દિવાલ દૂર તેમજ ઘણે ઉંચે આવેલી હતી. નારંગી આ સમયે શા વિચારથી શી શોધ કરતી હતી એનો નિર્ણય તેની વિચારમગ્ન મુખમુદ્રાના દર્શનથી થઈ શકવો સર્વથા મુસ્કિલ હતો. જો કે રાત્રિ જ્યોતિર્મયી હતી; પરંતુ ઉંચાં ઉંચાં વૃક્ષોની ડાળીઓ એક બીજાને મળી ગયેલી હોવાથી એ અરણ્યમાં એક પ્રકારનો અંધકાર જ ફેલાયલો હતો. ફરતાં ફરતાં નારંગી કોઈનાં પગલાંનો અવાજ સાંભળી શકી. તરત જ તે એક વૃક્ષનાં થડ પાછળ છુપાઇ જઇ જમણી બાજૂ તરફ જોવા લાગી. એ બાજૂએથી જ કોઇનાં પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો હતો. એવામાં દશ પંદર પગલાંના અંતરે બે મનુષ્યો ચાલ્યાં જતાં તેની નજરે પડયાં. નારંગી પણ મૃદુગતિથી ઘણી જ સાવધાનતાથી છુપાતી છુપાતી એ બન્ને મનુષ્યોની પાછળ પાછળ જવા લાગી. લગભગ અડધા ગાઉ સુધી માર્ગ કાપ્યા પછી તે એક એવા સ્થળે જઈ પહોંચી કે જ્યાં ઘણાં થોડાં વૃક્ષ આવેલાં હતાં. જો એ સ્થાનને મયદાન કહીએ તો એ જ વિશેષ વ્યાજબી ગણાય. એ મયદાનમાં થોડા થોડા અંતરે કેટલીક પાષાણશિલાઓ પડી રહી હતી કે જેની પાછળ કેટલાંક માણસો સહેલાઈથી છુપાઇ શકે તેમ હતું. આગળ જતાં બે મનુષ્યો પુરુષ નહિ પણ સુંદરીઓ હતી એમ હવે નારંગી

સમજી ગઇ. મયદાનમાં જઇ એ બન્ને સુંદરીઓ એક મ્હોટા પત્થર-પર બેઠી એટલે નારંગી પણ એક પત્થર પાછળ છુપાઇને બેસી ગઇ.

ચંદ્રદેવ પૂર્ણતેજથી પ્રકાશી રહ્યા હતા. વિમળ ચાંદની આ સ્થળે પોતાના પૂર્ણયૌવનથી મલકાતી હતી. પ્રત્યેક વસ્તુ સ્પષ્ટતાથી જોઇ શકાતી હતી. એ બન્ને સુંદરીઓએ પોતાના શરીરપર જે કાળી ચાદર ઓઢેલી હતી તે અત્રે તેમણે ઉતારી નાખી. નારંગીએ એ બન્ને નાજનીનોની મુખમુદ્રા જોઇ. એ બન્ને નવયૌવનાઓ હોઇ તેમાંની એક તો અપૂર્વ રૂપવતી હતી. તેની સાથે જે બીજી સુંદરી હતી તે તેની સેવિકા કિંવા દાસી હોય એવું અનુમાન સ્વાભાવિક રીતે જ કરી શકાતું હતું.

નારંગી ઘણા લક્ષ્યપૂર્વક એ બન્ને સુંદરીઓ તરફ જોઇ રહી હતી. એવામાં સ્હામેથી એક લાંબા કદનો માણસ આવતો માલૂમ પડયો. તેને જોતાં જ નારંગી ચમકી ઉઠી. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. જ્યારે એ માણસ પેલી બે સુંદરીઓ પાસે આવીને ઉભો રહ્યો અને તેણે કર્કશ સ્વરે પૂછ્યું, " તમે કોણ છો ? " ત્યારે એનું મ્હોં ચંદ્ર સ્હામે હતું. ચંદ્રના પ્રકાશમાં નારંગી તરતજ તેને ઓળખી ગઇ કે, એ માણસ, શેરસિંહને પેલા જીર્ણ ખંડેરમાં નારંગી તથા બંસરી-બાલાની હાજરીમાં મળવા આવનાર માણસ જ હતો. નારંગીએ એ પ્રસંગે એના કાકા શેરસિંહને આ માણસનો પરિચય પૂછ્યો હતો; પરંતુ શેરસિંહે એ સંબંધી કશો ખુલાસો કર્યો નહોતો.

નારંગીએ પોતાના ધડકતા હૃદયને ડાબા હાથથી દબાવ્યું, તથા હવે શું થાય છે એ તે ધ્યાનપૂર્વક જોવા લાગી ! જો કે એ બે સુંદ-રીઓથી નારંગી કાંઇ વિશેષ દૂર બેઠેલી નહોતી તેમ જ આ એકાન્ત સ્થળે એ તેમની વાતચિત સ્પષ્ટતાથી સાંભળી શકતી હતી; છતાં આ લંબાકૃતિ માણસના ઉપસ્થિત થયા પછી તેની એ સુંદરીઓ સાથે શી

વાતચિત થાય છે એ જાણવાને તે અતિ આતુર બની જઇ, કાન માંડીને બેસી રહી.

એ પુરુષનો ઉપરોક્ત કર્કશ પ્રશ્ન સાંભળતાં જ પેલી બન્ને સુંદરીઓ ઉઠી ઉભી થઇ ગઈ, તથા એમાંની જે એક સુંદરી વિશેષ ખૂબસૂરત હતી તેણે ઉત્તર આપ્યો:-" અમે અમારી ઓળખાણ આપી શકીએ તેમ નથી. વળી અમે કોણ છીએ એ પૂછવાનો તમને કશો અધિકાર નથી." આમ કહીને એ સુંદરીએ પોતાની કમરપરથી એક તીક્ષ્ણ ધારવાળું ખંજર બ્હાર ખેંચી કાઢ્યું.

આવેલા પુરુષે હાસ્ય કરીને કહ્યું:-" શું તું એમ સમજે છે કે, હું તને પિછાનતો નથી? હું સારી રીતે જાણુંછું કે ત્હારું નામ ગૌહર છે. હું ત્હારી સાતે પેઢીને પિછાનું છું; છતાં તું ત્હારી ખરી ઓળખાણ આપે છે કે કેમ એ જાણવાની ઇચ્છાથી જ મ્હેં તને એવો પ્રશ્ન કર્યો હતો! આ પિશાચપતિથી અપરિચિત રહી શકે એવું મનુષ્ય કોણ છે?"

'પિશાચપતિ' નામ સાંભળતાં જ એ સુંદરી ગભરાઇ ગઇ. ભયની વિશેષતાથી તેનું આખું શરીર કંપવા લાગ્યું. તેના હાથમાંનું ખંજર જમીનપર પડી ગયું. તેણે મહા મુશિબતે આત્મસંવરણ કર્યું. તેણે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-" બેશક, મ્હારું નામ ગૌહર છે; પરંતુ......"

તેનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ પિશાચપતિ બોલી ઉઠ્યો:-" તું આવા રાત્રિના સમયે અહીં કેમ ફર્યા કરે છે? કદાચ શ્યામગઢના કિલ્લામાં પ્રવેશ કરી આનન્દસિંહના કૃત્યનો બદલો લેવાનો ત્હારો વિચાર હશે, કેમ?"

ભયદર્શક સ્વરે સુંદરીએ હકારમાં ઉત્તર આપ્યો. એટલે પિશાચપતિએ કહ્યું:-"પહેલાં પણ હ્‌હું આનન્દસિંહને ત્હારા પંઝામાં ફસાવેલો હોવા છતાં લક્ષ્મણસિંહ એને ત્હારા પંઝામાંથી છોડાવી ગયા હતા. ઠીક, ત્હારી ન્હાની બ્હેન ક્યાં છે.?"

"એ ગયા રાજ્યની રાણી માધવીના હાથે મારી ગઈ છે." સુંદરીએ ઉત્તર આપ્યો.

"એ પ્રકાર ક્યારે બન્યો છે?" પિશાચપતિએ પ્રશ્ન કર્યો.

"જ્યારે માધવી ઇન્દ્રજીતસિંહને ફસાવવા માટે રામગઢની પાસે આવેલા અરણ્યમાં ગઇ હતી ત્યારે હું પણ મ્હારી ન્હાની બ્હેન સાથે આનન્દસિંહની ધૂનમાં એ જ જંગલમાં ગઇ હતી. માધવીએ નિષ્ઠુરતાથી મ્હારી નિરપરાધિની ન્હાની બ્હેનને મારી નાખી છે. જ્યારે એ જંગલ કાપી નાખવામાં આવ્યું ત્યારે વીરસિંહજીના માણસો એના મુડદાને રામગઢ ઉપાડી ગયા હતા; પરંતુ મ્હારી સાથે આ જે મ્હારી સેવિકા બહુરૂપીની વિદ્યામાં ઘણી હોશિયાર છે તે એ મુડદાને ઉપાડી લાવી હતી."*

વારુ, ઠીક છે. હવે તું સ્યામગઢના કિલ્લામાં પ્રવેશ કરી આનન્દસિંહનો જીવ લેવાને ઇચ્છે છે, કેમ?" પિશાચપતિએ પૂછ્યું.

"જો આપ નારાજ ન થાઓ તો મ્હારી એવી જ ઇચ્છા છે!" સુંદરીએ બ્હીતાં બ્હીતાં ઉત્તર આપ્યો.

"હું શા માટે નારાજ થાઉં? મ્હને શી ગરજ પડી છે કે એ પ્રકારમાં હું તને બાધા કરું? તું ત્હારી ઇચ્છા હોય તેમ કર. ઠીક, હવે

*આ ભેદ જાણવા માટે આ નવલકથાનો ત્રીજો ભાગ વાંચો.

હું જાઉં છું. એક વખત ફરીથી હું તને મળીશ." આમ કહીને પિશાચપતિ ત્યાંથી ચાલ્યો ગયો.

ગૌહરે તેની સેવિકાને ઉદ્દેશીને કહ્યું:-"હસીના! એની સૂરત જોતાં જ મ્હારો જાન નીકળી ગયો હતો. કોણ જાણે કે એ કમબખ્ત ક્યાંથી આપણી પાસે આવી ચઢ્યો!"

"તમારી વાત તો જાણે કે ઠીક છે; પરંતુ હુ બહુરૂપીની વિદ્યામાં હોશિયાર હોવા છતાં તેને જોઈ ડરી ગઈ હતી. જુઓ તો ખરાં કે, હજી સૂધી મ્હારું હૃદય કેવા જોશથી ધબકે છે?!" હસીનાએ કહ્યું.

"મ્હારા મનમાં તો એવો ડર લાગ્યો હતો કે, એ કદાચ આનન્દસિંહના કૃત્યનો બદલો લેવાની મના કરશે!" પોતાનો ડર દર્શાવતાં ગૌહરે કહ્યું.

"જો કે એવી મના કરી નથી; પરંતુ એક વખત ફરીથી મળવાનું તેણે કહ્યું છે. વારુ, હવે વધારે વખત સૂધી અહીં રોકાવામાં સાર નથી." હસીનાએ કહ્યું.

તરત જ ગૌહર અને હસીના પણ ત્યાંથી ચાલી ગઇ, તથા તેમના ગયા પછી નારંગીએ પણ એક બાજૂના માર્ગે જવા માંડયું. બે કલાકમાં તો તે પેલા કબરસ્થાન પાસે કે જ્યાંથી ભોંયરામાં જઇ શકાતું હતું ત્યાં જઈ પહોંચી. આ સમયે ચંદ્રનો અસ્ત થયો હતો, તથા કબરસ્થાનમાં પણ ગંભીર શાન્તિ હતી. નારંગી કબરસ્થાનના મધ્યભાગમાં જે કબર હતી તેની પાસે ગઇ, અને ભોંયરામાં જવાનું પ્રવેશદ્વાર ઉઘાડવા લાગી; પરંતુ અફસોસ કે, તેનાથી એ પ્રવેશદ્વાર ઉઘાડી શકાયું નહિ. અડધા કલાક સૂધી એ દ્વાર ઉઘાડવાનો તેણે પ્રયત્ન કર્યો; પરંતુ દ્વાર ન જ ઉઘડયું. લાચારીથી એ પાછી કબરસ્થાનની બ્હાર જવા લાગી.

પ્રવેશદ્વાર પાસે જતાં જ તે અટકી; કેમ કે, સ્હામે પડેલી એક ચમકતી ચીજપર તેની નજર પડી. થોડા સમયમાં જ નારંગીને માલૂમ પડ્યું કે એ ચમકારો એક ભાલાનો હોઇ એક સ્ત્રી હાથમાં ભાલો લઇ તેના તરફ આવતી હતી. એ ભયાનક સ્ત્રી નજરે પડતાં જ નારંગી ભયભીત બની ગઈ, એ સ્ત્રીના શરીરનો રંગ તદ્દન કાળો હોઈ તેણે એક કાળી સાડી પહેરેલી હોવાથી તે પિશાચિની કે રાક્ષસી જ હોય એવો સાહજિક ભાસ થતો હતો. નારંગી સાહસિક અને બળવતી હતી; પરંતુ આ રાક્ષસી સ્ત્રી નજરે પડતાં તેને એટલો બધો ભય લાગ્યો કે, તે એક પણ પગલું આગળ ભરી શકી નહિ. તે વાયુથી ધ્રુજતી લતાની માફક થરથર ધ્રુજવા લાગી. એવામાં એ રાક્ષસી સ્ત્રીએ તેની પાસે આવીને કહ્યું:–' ભય પામીશ નહિ. હું જે હકીકત કહું તે તું સ્વસ્થતાથી સાંભળ. "

નારંગીના તો હોશ જ ઉડી ગયેલા હોઇ તેણે પોતાના જીવનની આશાનો પણ ત્યાગ કર્યો હતો; પરંતુ એવામાં એક એવો પ્રકાર બન્યો કે જેથી તેના અંતરમાં ધૈર્ય ઉપજ્યું.



# પ્રકરણ ૧૦ મું.

## કબરસ્થાનમાંથી કેદખાનામાં.

શ્યામગઢપર વિજય મળ્યાના સમાચારનો પત્ર લઈ તેજસિંહ રામગઢ જઈ પહોંચ્યો અને ત્યાર પછી માત્ર બે ત્રણ દિવસે જ રાણા દિગ્વિજયસિંહની દગાબાજી સંબંધીનો પત્ર લઇને પેલા બે સવારો પણ ત્યાં જઇ પહોંચ્યા. આ સમાચાર મળતાં જ રામગઢમાં ખળભળાટ થઇ રહ્યો. સઘળા સૈનિકો અને પ્રજાજનો પણ રાણા વીરસિંહને તથા તેના રાજકુમારોને અંતઃકરણથી ચ્હાતાં હતાં; કેમ કે એના રાજત્વકાળમાં અમીરો અને ગરીબો સુખી રહેતા હતા, કારીગરોની કદર કરવામાં આવતી હતી, સાધારણમાં સાધારણ માણસ સુદ્ધાં પોતાની ખબર યા તો ફરિયાદ સહેલાઇથી રાણા સૂધી પહોંચાડી શકતું હતું. ઉદ્યોગીઓ અને વ્યાપારીઓને વારંવાર દરબારમાંથી ઉત્તેજન મળતું હતું. બહુરૂપીઓ અને ગુપ્તદૂતો છૂપી રીતે નગરમાં ફરી પ્રજાજનોની આંતરિક સ્થિતિ તથા સુખદુઃખનું દર્શન કરી આવતા હતા અને એ હકીકત તેઓ રાણાને જણાવતા હતા. શાદી કિંવા વિવાહ પ્રસંગે સર્વ મનુષ્યોને તેમની ઇજ્જત પ્રમાણે દરબારમાંથી મદદ મળતી હતી. રાણા વીરસિંહના, રાજકુમારોના અને બહુરૂપીઓના કેદ પકડાયાના સમાચાર જાણવામાં આવતાં જ એમની સર્વની મુક્તિ કેવી રીતે કરવી તેની ચિંતા સૈનિકો અને પ્રજાજનો કરવા લાગ્યાં.

શ્યામગઢ સંબંધી હવે શું કરવું જોઇએ ? દુશ્મનોપર કેવી રીતે વિજય મેળવવો જોઇએ એ સઘળા પ્રશ્નોનો નિર્ણય કરતાં પૂર્વે જ મહારાણા દેવીસિંહ અને દીવાન અજીતસિંહે તેજસિંહ, અઘોરનાથ અને

કપટશંકરને તરત જ શ્યામગઢ જવાની આજ્ઞા કરી, તથા તે સાથે કોઇ પણ રીતે શ્યામગઢના કિલ્લામાં પ્રવેશ કરી રાણા દિગ્વિજયસિંહને કેદ કરવાની સૂચના કરવામાં આવી. તે ઉપરાંત પોતાનામાંથી કોઈ સત્વર મદદે આવી પહોંચશે એવું તેમને આશ્વાસન આપવામાં આવ્યું.

આજ્ઞા મળતાં જ ત્રણે બહુરૂપીઓ તેજી મજબૂત ઘોડાઓપર સવાર થઇ શ્યામગઢ તરફ રવાના થયા, અને બીજા દિવસે સંધ્યાકાળે પોતાના સૈન્યમાં જઇ પહોંચ્યા. રાણા વીરસિંહના પચીસ હજાર સૈનિકો પહાડ નીચે કિલ્લાના દરવાજા પાસે હતા અને બીજા પચીસ હજાર સૈનિકો પહાડની ચોતરફ એટલા માટે ફરતા હતા કે, બહારથી રાણા દિગ્વિજયસિંહને કોઈ પણ પ્રકારની મદદ મળી શકે નહિ. પાંચસો સાતસો સૈનિકોને સાથે લઇ જાલિમસિંહે કેટલીક વખત પહાડપર ચઢી કિલ્લાના દરવાજા સૂધી પહોંચવાનો પ્રયત્ન કર્યો; પરંતુ કિલ્લાપરથી તોપો ફુટતી હોવાથી તે તેના આ પ્રયત્નોમાં સફળતા પ્રાપ્ત કરી શક્યો નહિ. જાહિરમાં આવી રીતે રાણા વીરસિંહનું સૈન્ય શત્રુઓની સ્હામે પડયું હતું; તથા વારંવાર હુંમલાઓ કરતું હતું; પરંતુ જાલિમસિંહની આજ્ઞાથી પાંચપાંચ સાત સાત સિપાહીઓ જૂદાં જૂદાં ગુપ્ત સ્થળોએથી પહાડપર ચઢી ગયા હતા અને એમની એકંદર સંખ્યા વધી ગઇ હતી. એ લોકોમાં ગુપ્તદૂતો અને સુરંગો ખોદનારાઓ પણ હતા. આથી બે ત્રણ દિવસમાં જ બે ત્રણ હજાર સૈનિકો પહાડપર ચઢી ગયા હતા. પછીથી એ સઘળા સિપાહીઓને એકત્રિત કરી કિલ્લાના દરવાજાપર હુમલો કરવાનો જાલિમસિંહે વિચાર કર્યો. સુરંગો ખોદનારાઓ પહાડપર ચઢી જઇ કિલ્લાની પાસે જ સુરંગ ખોદી તેમાં દારુગોળો ભરી, કિલ્લો ઉડાવી દેવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયા હતા.

જ્યારે તેજસિંહ, અઘોરનાથ અને કપટશંકર સૈન્યમાં જઇ પહોંચ્યા

ત્યારે ઉપરનો સઘળો પ્રકાર તેમના જાણવામાં આવ્યો. પ્રવાસનો શ્રમ દૂર થયો એટલે એક પ્રહર રાત્રિ વીતી ગયા પછી કિલ્લામાં પ્રવેશ કરવાના ઉદ્દેશથી તેઓ છુપી રીતે પહાડપર ચઢવા લાગ્યા. તેજસિંહ એ પહાડના ગુપ્ત માર્ગોથી જાણીતો હોવાથી તેઓ સર્વે સહેલાઇથી શ્યામગઢના ભોંયરામાં જવાના દ્વારવાળા કબરસ્થાનમાં જઈ પહોંચ્યા. ત્યાં તેમણે ચમકતા ભાલાવાળી રાક્ષસી સ્ત્રી અને નારંગીને જોઇ. સર્વથી પ્રથમ તેજસિંહે જ એ રાક્ષસીના હાથમાં ચમકતો ભાલો જોયો. તેના બન્ને સાથીદારો પણ આ પ્રકારના દર્શનથી ભય પામી ઉભા રહ્યા. એ રાક્ષસી ત્યાંથી ચાલી જાય ત્યાર પછીથી કબરસ્થાનમાં પ્રવેશ કરવાનું તેજસિંહે વિચાર્યું હતું; પરંતુ તે પોતાના આ વિચારાનુસાર વર્તી શક્યો નહિ. ભાલાના ચમત્કારથી જ્યારે નારંગી તેની નજરે પડી ત્યારે તે ધૈર્ય ધારણ કરી શક્યો નહિ.

પાછળ અમે કેટલીક વખત એમ જણાવી ચુક્યા છીએ કે, તેજસિંહ નારંગીને ચ્હાતો હતો, તથા નારંગી પણ તેજસિંહને ચ્હાતી હતી. આવા સમયે નારંગીને એક નિષ્ઠુર રાક્ષસીની પાસે દીનતાથી ઉભી રહેલી જોઇ તેજસિંહ કેવી રીતે સ્થિર રહી શકે? તે ત્વરાથી નારંગી પાસે ગયો. બે બહુરૂપીઓની સાથે તેજસિંહને પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોઇને નારંગીનો ભય દૂર થયો. તેનો જીવ સ્વસ્થ થયો. તેણે ત્વરાથી તેજસિંહનો હાથ પકડયો, અને સ્વાભાવિક રીતે તેના મુખમાંથી એવા ઉદ્‌ગાર નીકળી પડયા કે:—"ખરા અણીના વખતે આવી પહોંચ્યા છો!"

"તમે અહીં શા માટે ઉભાં રહ્યાં છો? તમારી સ્હામે આ કયી સ્ત્રી હાથમાં ભાલો લઇને ઉભી રહી છે?" વ્યાકુળતાથી તેજસિંહે પૂછયું.

"હું આ સ્ત્રીને ઓળખતી નથી." નારંગીએ ઉત્તર આપ્યો.

"તમે મ્હારી હકીકત નારંગીને શા માટે પૂછો છો ? મ્હને જ પૂછોને ! આ સમયે તમને અત્રે ઉપસ્થિત થયેલા જોઇ હું અત્યંત પ્રસન્ન બની ગઇ છું. તમારી સાથે મ્હારી ક્યારે મુલાકાત થશે તેની ચિંતામાં જ હું હતી !" રાક્ષસીએ નિર્ભયતાથી કહ્યું.

"તમે મ્હને કેવી રીતે ઓળખી શકયાં છો ? આજ સૂધીમાં કોઇ પણ સમયે મ્હેં તમને જોયાં નથી !" તેજસિંહે આશ્ચર્ય દર્શાવ્યું.

આ શબ્દો સાંભળી એ રાક્ષસીએ અટ્ટહાસ્ય કર્યું, તથા તેણે પોતાના હાથમાંના ભાલાને હલાવ્યો. રાક્ષસીના અટ્ટહાસ્યથી કબરસ્થાન ગાજી ઉઠ્યું. ત્યાર પછી તેણે કહ્યું:—"જેને હું ન ઓળખતી હોઉં એવું કોણ છે ? હશે, એ વાતની કાંઇ જરૂર નથી. હવ મ્હને કહો જોઇએ કે, તમે તમારા માલિકને છોડાવવાનો શો પ્રયત્ન કરી રહ્યા છો ? દિગ્વિજયસિંહ બે ત્રણ દિવસમાં જ તમારા માલિક અને તેમના સાથીદારોના પ્રાણનો સંહાર કરી નિશ્ચિંત થવાને ઇચ્છે છે."

તેજસિંહ આ રાક્ષસીની સાથે વાતચિત કરવાને તૈયાર હતો; પરંતુ તે જાણતો નહોતો કે એ તેના પક્ષની છે કે શત્રુ પક્ષની છે ! પોતે પોતાનો ભેદ આ રાક્ષસીથી છુપાવવો જોઈએ કે નહિ તેનો તે વિચાર કરતો હતો એવામાં એ સ્થળે કેટલાક માણસો આવતા હોય એવો તેને ભાસ થયો. રાક્ષસીએ પાછળ દૃષ્ટિ ફેરવી જોયું તો તેણે એ માણસોને પોતાના તરફ આવતા જોયા. તેમને જોતાંની સાથે જ અત્યંત ક્રોધથી ગર્જના કરી, ભાલો હલાવી એ તરફ ધસી, અને ચારે જણાને તેણે ઘણી સ્ફુર્તિથી ઘાયલ કર્યા. ભાલો હલાવતાં જ એમાંથી આશ્ચર્યજનક પ્રકાશ નીકળતો હતો. એ પ્રકાશથી દૃષ્ટિ ઝાંખી થઈ જતી હતી. જાણે કે દૃષ્ટિ સમક્ષ વિદ્યુત્ કેમ ન ચમકતી હોય ! એ બિચારા પોતાને મારનાર કોણ છે અને તે ક્યાં ઉભું રહ્યું છે તે પણ સમજી

શકયા નહિ. રાક્ષસીના હાથમાંનો ભાલો વિષમય હોય એમ લાગતું હતું; કેમ કે જખમી થઇને એ ચારે જણા જમીનપર પડયા એટલે ત્યાંથી ઉઠી શકયા જ નહિ.

આવો તમાશો જોઈ તેજસિંહ ડરી ગયો તથા વિચારવા લાગ્યો કે, એ રાક્ષસીના હાથમાં એવો વિચિત્ર ભાલો છે કે જેનાથી તે સેંકડો મનુષ્યોના જીવનનો નાશ કરી શકે તેમ છે.

પેલા ચારે માણસોને જખ્મી કર્યા પછી એ રાક્ષસી પાછી તેજસિંહ પાસે આવી અને એણે પોતાના ભાલાની બન્ને બાજૂઓ એવી રીતે ધરી કે જેથી એ બન્ને બાજૂની ધારનો તેજસિંહ, અઘોરનાથ, કપટશંકર અને નારંગીને સ્પર્શ થયો. ભાલાનો સ્પર્શ થતાં જ તેમનું ચારે જણાંનું શરીર રોમાંચિત થયું, તથા ક્ષણ માત્રમાં જ તેઓ સર્વ બેભાન બની જઇ ધરાશાયી થયાં. જ્યારે એમની ચારે જણાંની આંખો ઉઘડી તો તેમણે પોતાને કિલ્લામાં રાજમહાલયની પાછળ આવેલી દિવાલની આડમાં પડેલા જોયાં. આ સમયે પ્રભાતકાળના પ્રકાશનો ધીમે ધીમે વસુંધરાપર વિસ્તાર થતો હતો.



# પ્રકરણ ૧૧ મું.

## ઈન્દ્રજીતસિંહનો મૃતદેહ!

ઘણા દિવસથી આપણે બંસરીબાલા તરફ દૃષ્ટિ ફેરવી નથી. હવે એની ખબર લેવાની જરૂર છે. વાંચકબંધુઓ જાણતા જ હશે કે, બંસરીબાલાને સાથે લઈ નારંગી જ્યારે તેના કાકા શેરસિંહને મળવા પેલા જરાજીર્ણ પ્રાચીન ખંડેરમાં ગઇ હતી ત્યારે ત્યાંથી વિદાય થતી વખતે શેરસિંહે નારંગીને કહ્યું હતું કે "નારંગીને હું મ્હારી સાથે લઇ જઈ મ્હારા એક દોસ્તને ત્યાં મૂકી આવું છું. જ્યારે સઘળી ઉપાધિઓનો અંત આવી જશે ત્યારે એની અભિલાષા પણ પરિપૂર્ણ થશે." હવે અમે એ સ્થળેથી જ બંસરીબાલાની હકીકત લખવા માંડીએ છીએ.

ગયાજીથી થોડે દૂર વાલગંજ નામનું એક મશહુર ગામ ફલ્ગુ નદીના કિનારાપર આવેલું હતું. એ ગામના પ્રખ્યાત જમીનદાર સાથે શેરસિંહની દોસ્તી હતી. શેરસિંહ બંસરીબાલાને ત્યાં જ મૂકી આવ્યો હતો. એ જમીનદાર ઘણો પ્રમાણિક, નીતિધર્મપરાયણ અને દયાળુ હતો. તેણે બંસરીબાલાને પોતાની પુત્રી તુલ્ય સમજી પોતાના આશ્રયમાં રાખી.

એ જમીનદારનો એક ખૂબસુરત નવયુવાન પુત્ર હતો. તે બંસરીબાલાનું અલૌકિક રૂપસૌન્દર્ય જોઇ મોહથી ઉન્મત્ત બની ગયો. એના ભાવ અને કટાક્ષ જોઇને બંસરીબાલા તેની દાનત સમજી ગઇ. એણે પોતાનો પ્રેમ રાજકુમાર આનન્દસિંહને અર્પણ કરી દીધેલો હોવાથી જમીનદારના પુત્રનું આવું અનુચિત વર્તન જોઇ તે ઘણી દુઃખિતા થઈ. આવી સ્થિતિમાં કોઇને પોતાના અંતરની હકીકત કહેવી એ તેને

યોગ્ય લાગ્યું નહિ. તેણે જેમ બને તેમ જલ્દીથી એ જમીનદારના મકાનનો ત્યાગ કરવાનો પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો; અંતે લાચારીથી તેણે તેમજ કર્યું.

એક દિવસે સુયોગ મળતાં મધ્યરાત્રે બંસરીબાલા એ જમીન-દારના મકાનમાંથી બ્હાર નીકળી પડી, અને સીધી શ્યામગઢ તરફ રવાના થઇ. આ સમયે તેણે વીરસિંહના સૈન્યમાં જ જવાનો વિચાર કર્યો; પરંતુ તે સાથે તેને એમ પણ લાગ્યું કે, આમ કરવાથી વીર-સિંહનાં સઘળાં માણસો મ્હને નિર્લજ્જ સમજશે અને આનન્દસિંહની નજરમાં પણ મ્હારું માન રહેશે નહિ."

અંતે બંસરીબાલાએ કોઇ પણ રીતે પ્રથમ નારંગીની મુલાકાત કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ નારંગી સાથે પોતાની મુલાકાત ક્યાં થશે તેની કશી કલ્પના એ કરી શકી નહિ. છેવટે તેને એવો વિચાર ઉપજ્યો કે, "જ્યારે હું નારંગીની સાથે શેરસિંહને મળવા પેલા જીર્ણ ખંડેરમાં ગઇ હતી ત્યારે શેરસિંહે તેને કહ્યું હતું કે, 'જ્યારે મ્હને મળવાની જરૂર જણાય ત્યારે એ જીર્ણ મકાનમાં જ આવવું.' આમ હોવાથી પ્રથમ મ્હારે એ જીર્ણ ખંડેરમાં જ જવું જોઇએ ત્યાં નારંગી અગર તો શેરસિંહ સાથે અવશ્ય મ્હારી મુલાકાત થશે, તથા શત્રુ-ઓના પંઝામાંથી હું ત્યાં નિશ્ચિંત રહી શકીશ. જ્યાં સુધી નારંગી સાથે મુલાકાત થાય નહિ ત્યાં સુધી એ જીર્ણ મકાનમાં રહેવામાં કાંઈ નુકસાન નથી. ત્યાં ખાવાનાં જંગલી ફળો અને પીવાના પાણીની પણ કશી ખોટ નથી."

આમ વિચારી બંસરીબાલા એ જીર્ણ મકાન તરફ રવાના થઇ, તથા છુપાતી છુપાતી ત્રીજે દિવસે એક પ્રહર રાત્રિ વીતી ગયા પછી તે ઇચ્છિત સ્થળે જઈ પહોંચી. રસ્તામાં જંગલી ફળો અને ઝરાના

સ્વચ્છ જળ સિવાય બીજું કાંઈ તેને મળ્યું નહિ, તથા બીજી કોઇ વસ્તુની તેને ઇચ્છા પણ નહોતી.

એ જીર્ણ ખંડેર કેવું હતું તથા એ ખંડેરના ભોંયરામાં કેવી રીતે જઈ શકાતું હતું તેનું વર્ણન અમે પાછળ કરી ચુકયા છીએ. નારંગી અને શેરસિંહને મળવાની આશામાં બંસરીબાલાએ ખંડેરના ભોંયરામાં રહેવા માંડયું, તથા તરૂણ તપસ્વિનીની માફક તે આનન્દસિંહની માળા જપવામાં પોતાના દિવસો વીતાડવા લાગી. ઘણી જરૂરી વસ્તુઓ ઉપરાંત બહુરૂપીના સરસામાનથી ભરેલી એક વાંસની પેટી શેરસિંહે એ ભોંયરામાં રાખી મૂકી હતી. એ સઘળું બંસરીના હાથમાં આવ્યું. જો કે બંસરી થોડી ઘણી બહુરૂપીની વિદ્યા જાણતી હતી; પરંતુ આ સમયે તેને એ વિદ્યા અજમાવવાનાં સાધનોની જરૂર નહોતી. તેણે શેરસિંહના સરસામાનમાંથી માત્ર એકલા તેલનો ઉપયોગ કર્યો; કેમ કે એ ભોંયરામાં દીપક સળગાવવાનું બીજું એકે સાધન નહોતું.

આવી રીતે એ ભોંયરામાં આશામાં ને આશામાં થોડા દિવસ સુધી બંસરી રહી; પરંતુ શેરસિંહ કે નારંગી સાથે તેની મુલાકાત થઈ નહિ. એક દિવસે વેશ બદલીને બંસરી ભોંયરાની બહાર નીકળી તથા ખંડેરની બહાર જઇ કયાં જવું અને શું કરવું એનો તે વિચાર કરવા લાગી. એવામાં કેટલાક માણસોને મૃદુસ્વરે વાતચિત કરતા તે સાંભળી શકી. એ માણસો ખંડેર તરફ આવતા હોય એવો તેને ભાસ થયો. વિના વિલંબે ચાર માણસોને એ તરફ આવતા તે જોઇ શકી. આ સમયે આત્મરક્ષણ કરવાના હેતુથી બંસરી એ ખંડેરમાં જતી રહી. પેલા ચાર માણસો ત્યાંથી આગળ ચાલ્યા જશે એટલે પોતે બહાર નીકળશે એમ તેણે વિચાર્યું હતું; પરંતુ તેનો આ વિચાર પાર

પડ્યો નહિ; કેમ કે એ ચારે માણસો એક મૃતદેહને ઉપાડી એ ખંડેરમાં જ દાખલ થયા.

આ ખંડેરમાં કેટલીક ઓરડીઓ આવેલી હતી. જો કે એ ઓરડીઓની આધુનિક સ્થિતિ ઘણી ખરાબ હતી, તેનાં બારણા યથાસ્થિત નહોતાં, આજૂબાજૂમાં ઈંટ માટી અને ચુનાના ઢગલા થઇ ગયેલા હતા તો પણ પ્રચંડ વૃષ્ટિ, વંટોળીઆ વગેરેથી ઘણાં માણસો અત્રે આશ્રય સ્વીકારી સુરક્ષિત રહી શકતાં હતાં. આ ખંડેરની આસપાસ આવેલી દિવાલ જો કે કેટલેક ઠેકાણેથી પડી ગઇ હતી; છતાં હજી પણ તે પોતાની મજબૂતાઇનો સ્પષ્ટ આભાસ આપતી હતી. પેલા માણસો ખંડેરમાં પ્રવેશ કરે છે એવો ભાસ થતાં બંસરી એક ઓરડીમાં છુપાઇ ગઇ તથા પેલા માણસો ખંડેરમાં આવીને શું શું કરે છે તે છુપી રીતે ઘણી સાવધાનતાથી જોવા લાગી.

એ માણસો ખંડેરમાં આવી એવી રીતે ફરવા લાગ્યા કે, જાણે ખંડેરની પ્રત્યેક ઓરડી, ચૉક વગેરે સ્થાનોથી તેઓ સર્વાંશે પરિચિત હોય! પત્થર અને ચુનાના ઢગલા ઓળંગીને તેઓ એક ઓરડીમાં ગયા. ખંડેરમાંની સઘળી ઓરડીઓથી એ ઓરડી ન્હાની હતી. એ માણસો બે કલાક સૂધી એ ઓરડીમાંથી બ્હાર નીકળ્યા નહિ; પછીથી તેઓ જ્યારે બ્હાર નીકળ્યા ત્યારે તેમની પાસે પેલો મૃતદેહ નહોતો. મૃતદેહને એ ઓરડીમાં કોઇ સ્થળે મૂકી આવી કિંવા દાટી આવી, ખંડેરની બ્હાર નીકળી તેઓ ઇચ્છિત સ્થળે ચાલ્યા ગયા.

એ માણસોના વિદાય થઇ ગયા પછી બંસરી જે ઓરડીમાં છુપાઇ ગઇ હતી તેમાંથી તે બ્હાર નીકળી, અને ચોતરફ જોવા લાગી. શેરસિંહ, નારંગી, પોતે તથા શેરસિંહને પેલો જે લંબાકૃતિ માણસ ભોંયરામાં મળવા આવ્યો હતો તેના સિવાય બીજું કોઈ આ

ખંડેરનો ભેદ જાણતું નથી એવી આજ સુધી બંસરીની માન્યતા હતી; પરંતુ આજે બનેલો બનાવ જોવામાં આવ્યાથી પોતાની એ માન્યતા સર્વથા ભ્રમમૂલક હતી એમજ તેને લાગ્યું. આજે તેના અંતરમાં અનેકવિધ તર્કવિતર્ક ઉત્પન્ન થવા લાગ્યા. થોડા સમય પછી તે એ ઓરડી તરફ જવા લાગી કે જેમાં પેલા માણસો મૃતદેહ ઉપાડી ગયા હતા; પરંતુ એ ઓરડીમાં એટલા બધા અંધકારનો વિસ્તાર થયેલો હતો કે, અંદર જવાનું સાહસ બંસરી કરી શકી નહિ. અંતે તે એ ખંડેરના ભોંયરામાં જઇ શેરસિંહની પેટીમાંથી એક મીણબત્તી બહાર કાઢી, તેને સળગાવી પુનઃ એ ઓરડી પાસે ઉપસ્થિત થઈ. પ્રથમ તો તેણે મીણબત્તીની આડો હાથ રાખી ચોતરફ જોયું. આ સમયે ઓરડી પાસે જ એક માણસ ઉભો રહેલો નજરે પડતાં જ તે ચમકી ઉઠી અને ભયની ભાવનાથી એચાર પગલાં પાછી હટી ગઇ; છતાં તેની હોશિયાર આંખોએ વરતજ જાણી લીધું કે, એ માણસ મુડદાના જેવો જ હોઇ તે પાષાણનિર્મિત હોવો જોઇએ એ માણસ દિવાલ પાસે જ ઉભો રહેલો હતો. પહેલાં કદાપિ બંસરી આ ઓરડીમાં આવેલી નહિ હોવાથી તે તેનું લક્ષ્યપૂર્વક દર્શન કરવા લાગી; પરંતુ તેના મનમાં એવો ખટકો રહ્યો કે, મૃતદેહ મૂકી ગયેલા માણસો પોતાના દુર્દૈવે પુનઃ અત્રે આવી પહોંચશે તો પોતાની કેવી દુર્ગતિ થશે ? !

એ ઓરડીમાં જ પેલો મૃતદેહ જોવામાં આવશે એવી બંસરીની ધારણા હતી; પરંતુ ત્યાં એ મૃતદેહ તેના જોવામાં નહિ આવ્યાથી તેના અંતરમાં એવી કલ્પના ઉપજી કે, સ્હામેની દિવાલ પાસે જે મૃતદેહ ઉભો રાખવામાં આવ્યો હતો એ મૃતદેહને જ એ લોકો ઉપાડી લાવ્યા હશે; આથી એ દેહ પાસે જઇ બંસરી તેને ધ્યાનપૂર્વક જોવા લાગી; પરંતુ એ દેહને દિવાલ સાથે એવી મજબૂતાઇથી જડી દીધો

હતો કે, તેના બે કડકા કરી નાખ્યા સિવાય એ દેહ ત્યાંથી ખસી શકે તેમ નહોતો. આથી બંસરીની ચિંતા વધી ગઈ. હવે તેની એવી ખાત્રી થઇ કે પેલા ચાર માણસો બીજા કોઇ મૃતદેહને જ ઉપાડી લાવ્યા હશે; પરંતુ એ મૃતદેહ ક્યાં ગૂમ થઇ ગયો ? શું જમીન તેને ગળી ગઇ ?

પેલી દિવાલ સાથે જડી લીધેલી મૂર્તિ પાસે ઉભી રહી બંસરી અનેક પ્રકારના વિચારો કરવા લાગી. અંતે તે ત્યાંથી ભોંયરામાં પાછી ચાલી ગઇ. ત્યાં એક દીપક સળગતો હોવાથી હાથમાંની મીણબત્તી બુઝાવી નાખી ચિંતાતુર ચિત્તે તે ત્યાં બેઠી. બેઠે બેઠે કંટાળો ઉપજવાથી બિછાનામાં સુઇ રહી તે ચિંતા કરવા લાગીઃ—"એ લોકો કોઇના મૃતદેહને ઉપાડી લાવ્યા હતા એમાં બિલ્કુલ શક નથી; છતાં એ મૃતદેહ ક્યાં અદૃશ્ય થઇ ગયો ? હશે, મ્હારે એ મૃતદેહ સાથે કાંઇ લાગતું વળગતું નથી. મ્હારાથી હવે આ સ્થળે રહી શકાય તેમ નથી. અહીં અજાણ્યા માણસોની આવજા ચાલૂ થયેલી હોવાથી હવે અત્રે વિશેષ સમય સુધી રહેવામાં સંકટ આવી પડવાનો સંભવ છે. એ લોકો જો મ્હને કદાચ જોઈ જશે તો તેમના પંઝામાંથી હું કોઇ પણ રીતે આત્મરક્ષણ કરી શકીશ નહિ. હવે મ્હારે સાવધાન થવું જોઇએ. હજી મ્હારે ઘણું કાર્ય કરવાનું છે. અત્રે મ્હેં નારંગી તથા શેરસિંહની ઘણી રાહ જોઇ; પરંતુ તેમનામાંથી કોઇની સાથે મ્હારી મુલાકાત થઇ નહિ. હવે તેમની મુલાકાત થાય એવી આશા પણ નથી. મ્હારે બીજા બે ત્રણ દિવસ સુધી અત્રે રહી એ લોકો અત્રે આવે છે કે નહિ એ જોવું જોઇએ."

બંસરીબાલા સ્વગત આવા વિચારો કર્યા કરતી હતી એવામાં એક અવાજ તેના સાંભળવામાં આવ્યો. તેણે કોઈ સ્ત્રીકંઠથી ઉચ્ચા-

રાતું એવું દયાજનક વાકય સાંભળ્યું કે, ' શું દુઃખ ભોગવવાને માટે જ મ્હારો જન્મ થયો હતો કે ? ' આ કંઠસ્વર એવો દયાજનક હતો કે બંસરીના અંતરમાં ઘણી દયા ઉપજી. તેનું હૃદય કંપી ઉઠયું. પોતાની આટલી ન્હાની ઉમ્મરમાં તેણે ઘણું દુઃખ ભોગવેલું હોવાથી સ્વાભાવિક રીતે જ તેની ચિત્તવૃત્તિ અત્યંત દયાર્દ્ર થઈ ગઈ હતી. આ અવાજ સાંભળવામાં આવતાં તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. વળી ફરીથી એ કંઠસ્વરદ્વારા જ તેણે સાંભળ્યું કે, ' અરેરે ! મૃત્યુનું કષ્ટ પણ આ કરતાં ઓછું હશે ! ' હવે બંસરીથી ધીરજ ધારણ કરી શકાઈ નહિ. તે બોલી ઉઠી:-" આ કંઠસ્વર મ્હારાથી અજાણ્યો નથી. આ વાકય ઉચ્ચારનારને હું ઓળખું છું. "

બંસરી શય્યામાંથી ઉઠી ઉભી થઇ તથા એ કંઠસ્વર કયી બાજૂએથી સાંભળવામાં આવે છે તેની તપાસ કરવા લાગી. બંધ ઓરડીમાં કોઇનો અવાજ સાંભળવામાં આવે તેમ નહોતો. બારી, દિવાલ વગેરે કોઈ સ્થળે કાણું પડયા સિવાય બંસરી એ અવાજ સાંભળી શકે તેમ નહોતી. તે એ ભોંયરામાંની ઓરડીમાં ફરી તપાસ કરવા લાગી. એવામાં દિવાલની ઉપરના ભાગમાં આવેલા એક કાણા ઉપર તેની નજર પડી. એ કાણું એક હાથ અંદર જઇ શકે એટલું મ્હોટું હતું. ત્યાંથી જ અવાજ આવતો હશે એમ બંસરીને લાગ્યું. તે એ કાણા તરફ અધીર દૃષ્ટિથી જોઇ રહી. પુનઃ એવું વાકય તેના સાંભળવામાં આવ્યું કે:-" અરેરે ! હું જાણતી નથી કે મ્હેં કોનું શું બગાડયું છે ? ! "

હવે બંસરીની ખાત્રી થઈ ગઈ કે અવાજ ઉપરના કાણામાંથી જ આવતો હતો. આવી ખાત્રી થતાં તે બેચેન બની ગઈ. પોતાના મન સાથે તેણે કહ્યું:-" આ એમનો જ અવાજ છે. " આમ કહી ઉચ્ચ સ્વરે તેણે કહ્યું:-" અરેરે ! મ્હારાં પ્રાણાધિકા સખી માયાસુંદરી ! હું તમને કેવી

રીતે જોઇ શકું અને સહાયતા કરી શકું ? આ ઓરડાની પાસે જ બીજી એક ઓરડી આવેલી હોઈ તેમાં તમે કેદી થઈ પડેલાં હો એમ મ્હને લાગે છે; પરંતુ એ ઓરડી પાસે કયે રસ્તેથી આવી શકાય છે તેની મ્હને ખબર નથી. હું કેવી રીતે તમારી પાસે આવીને તમને સંકટમુક્ત કરું ? આ ઓરડીની દિવાલ પણ, કમનસીબે એવી મજબૂત છે કે હું ગમે એટલો પ્રયત્ન કરીને તેમાં એક છિદ્ર સુદ્ધાં પાડી શકું તેમ નથી. અરેરે ! શું કરવું એ મ્હને સૂઝતું નથી. હું બોલાવીને જોઉં તો ખરી કે, મ્હારો અવાજ તેઓ સાંભળી શકે છે કે નહિ ?”

બંસરીએ પેલા કાણા તરફ મ્હોં કરીને કહ્યું:-“ શું આ સંતાપજનક વાકયો મ્હારાં જીવનાધિકા સખી માયાસુંદરી ઉચ્ચારે છે કે ?”

“ હા, બ્હેન ! તું બંસરી છે કે ? બ્હેન ! તું પણ મ્હારી માફક આ ભયાનક ભોંયરામાં બંદિની થઇ પડેલી છે કે ? ” ઉત્તર મળ્યો અને તે સાથે પ્રશ્ન થયો.

“ ના, બ્હેન ! હું બંદિની નથી; પરંતુ......”

બંસરીનું વાક્ય પૂર્ણ થાય તે પહેલાં જ સીડીપર જોશથી થતો ધબકારો સાંભળી બંસરીએ ભયભીત બની જઈ એ તરફ જોયું તો તેને એ સ્થળે કોઈ આવતું હોય એમ માલૂમ પડયું. પ્રથમ તો તેને એમજ લાગ્યું કે, શેરસિંહ કિંવા નારંગી એ સ્થળે આવતી હશે; પરંતુ વિશેષ માણસોના પગનો અવાજ જયારે તેણે સાંભળ્યો ત્યારે તે ઘણી ગભરાઈ ગઇ. શત્રુઓ જ આવતા હોય એમ તેને લાગ્યું. આ સમયે ચિંતામગ્ન થઇ બેસી નહિ રહેતાં તે સ્વસંરક્ષણનો પ્રયત્ન કરવા લાગી.

ઉપરથી નીચે ભોંયરામાં ઉતરવાનાં જે પગથીઆં હતાં તેની નીચે એક ન્હાની ઓરડી હોઇ, એ ઓરડીમાં શેરસિંહનો સરસામાન રહેતો હતો. આ સમયે પણ એ સઘળો સરસામાન એ ઓરડીમાં જ હતો.

એ ઓરડીમાં જવાનું એક ન્હાનું દ્વાર હતું. તેને એક લોઢાનું કડું જડેલું હતું. દ્વાર બંધ કરવા માટે બ્હારની બાજૂએ સાંકળ કે બીજું કોઈ સાધન નહોતું; ઉલટું અંદરના ભાગમાં એક સાંકળ હોવાથી એ દ્વાર અંદરથી બંધ કરી શકાય તેમ હતું. બંસરીએ એ ઓરડીમાં જ છુપાઇ જવું વ્યાજબી વિચાર્યું. તરત જ ભોંયરામાં સળગતો દીપક બુઝાવી નાખી તે પોતાનું બિછાનું ઉપાડી એ ઓરડીમાં ગઇ અને ઓરડી બંધ કરી દઇ દ્વારના એક ન્હાના છિદ્રમાંથી તે જોવા લાગી કે, ભોંયરામાં કોણ આવે છે? એવામાં મશાલનો પ્રકાશ તેના જોવામાં આવ્યો. થોડા સમયમાં જ પાચ હથિયારબંધ સિપાહીઓને તેણે એ ભોંયરામાં આવેલા જોયા. તેઓમાંના એકના હાથમાં સળગતી મશાલ હતી ત્યારે બીજા ચાર જણાએ એક લાંબી પેટી ઉપાડેલી હતી. સીડી ઉતરી, ભોંયરાના મ્હોં પાસે પેટી મૂકીને તેઓ પાંચ જણા ત્યાં વિશ્રાન્તિ લેવા બેઠા. પછીથી જેણે મશાલ પકડી રાખી હતી તે સિપાહીએ કહ્યુ:—" જહન્નમમાં જાઓ આવી નોકરી! દોડી દોડીને મ્હારો તો દમ પણ નીકળી જવા આવ્યો છે!"

"આપણા નસીબના ભોગ જ લાગ્યા છે; બીજું શું ?" બીજો બોલ્યો.

"હવે ગમે તેમ થાઓ; પરંતુ નિર્દોષ મનુષ્યના જીવનનો નાશ હું નહિ જ કરી શકું." ત્રીજાએ પોતાના દયાર્દ્ર સ્વભાવનું દર્શન કરાવ્યું.

"પરંતુ આપણને જે આજ્ઞા કરવામાં આવી છે તેને પાળ્યા સિવાય આપણો કાંઇ છુટકો છે?" ચોથાએ લાચારી દર્શાવી.

"પરંતુ પરમ દિવસે જે નવી આજ્ઞા થયેલી છે તે તમે જાણો છો કે?" પાંચમાએ પૂછ્યું.

"વળી નવી આજ્ઞા શી થઇ છે? હું કૃષ્ણલાલનો પત્તો મેળવવાને ગયેલો હોવાથી એ સંબંધી હું કાંઈ જાણતો નથી." ત્રીજાએ કહ્યું.

"પરમ દિવસે એવી આજ્ઞા થયેલી છે કે, જે કોઇ બંસરીબાલાને પકડી લાવશે અગર તો તેનો પત્તો મેળવી લાવશે એને ઇચ્છિત વસ્તુનું ઇનામ આપવામાં આવશે." પાંચમાએ ઉત્તર આપ્યો.

"બંસરીબાલા આપણા હાથમાં આવે એવું આપણું ભાગ્ય ક્યાંથી હોય?!" ત્રીજા માણસે કહ્યું.

"ચુપ રહે. જો કોઇનો અવાજ સાંભળવામાં આવે છે!" બીજાએ ચમકી ઉઠીને કહ્યું.

માયાસુંદરી સાથે વાતચિત કરતાં આ સિપાહીઓનો ભોંયરામાં થતો ખડખડાટ સાંભળી, સાવધાન બની જઇ બંસરીબાલા પેલી ઓરડીમાં છુપાઇ ગઈ હતી; પરંતુ માયાસુંદરી મ્હોટી વિમાસણમાં પડી ગઇ કે, બંસરીએ તેની સાથેની વાતચિત બંધ કેમ કરી દીધી! થોડા સમય સુધી, બંસરી બોલશે એવી આશામાંને આશામાં તે ચુપ રહી; પરંતુ બંસરીના મુખમાંથી બીજો એક પણ શબ્દ સાંભળવામાં નહિ આવ્યાથી તે ઉચ્ચ સ્વરે બોલી ઉઠી.

"બ્હેન! તું ચુપ કેમ થઈ ગઈ?"

આ વાક્ય પેલા પાંચે સિપાહીઓના સાંભળવામાં આવ્યું તેથી તેઓ ચમકી ઉઠયા. એમણે વાતચિત બંધ કરી જે ઓરડીમાંથી માયાસુંદરીનો અવાજ સાંભળવામાં આવતો હતો તે તરફ ધ્યાન આપ્યું. પુનઃ એવો અવાજ આવ્યો કેઃ-"બ્હેન બંસરિ! કહે તો ખરી કે તું ચુપ કેમ થઇ ગઈ? શું આવા સંકટ પ્રસગે તું પાષાણ જેવું કઠોર હૃદય કરી મ્હારી પાસેથી ચાલી ગઇ કે? શું મ્હારી સાથે વાત કરતાં પણ હવે તું શર્માય છે કે?"

આ વચનો સાંભળવામાં આવતાં એ પાંચે સિપાહીઓ ઘણા આશ્ચર્યચકિત તથા આનંદિત બની ગયા. તેઓમાંના એકે કહ્યું:- "આ તો માયાસુંદરીનો અવાજ છે! પરંતુ એ બંસરીબાલાને કેમ બોલાવે છે? શું બંસરી સાથે એનો મેળાપ થયો હશે કે?"

"અરે, તમે પણ દીવાનાના જેવી વાતો કરો છો! જો બંસરી-બાલા સાથે માયાસુંદરીની મુલાકાત થઇ હોય તો તે તેને આવી રીતે શામાટે બોલાવે?!" બીજા સિપાહીએ કહ્યું.

"પરંતુ બંસરીબાલા અહીં આવી પહોંચેલી તો હોવી જ જોઇએ." ત્રીજા સિપાહીએ ગંભીરતાથી કહ્યું.

"ત્યારે તે અહીંથી કયાં જતી રહી?" બીજો બોલી ઉઠયો.

"આપણા અહીં આવતાં પહેલાં જ તે પલાયન કરી ગઈ હશે." ચોથાએ કલ્પનાનો ઘોડો દોડાવ્યો.

"વાહરે વાહ! તમે સર્વ એટલું પણ સમજી શકતા નથી કે, માયાસુંદરીએ એમ કહ્યું છે કે 'કેમ બ્હેન ચુપ થઇ ગઈ?" આ પરથી આપણા અહીં આવતા સૂધી એ તેની સાથે અવસ્ય વાતચિત કરતી હોવી જોઈએ." બીજાએ કહ્યું.

"તમારૂં કહેવું ખરું છે; પરંતુ અહીં તો બંસરીબાલા દેખાતી જ નથી!" પાંચમાએ કહ્યું.

આ સમયે બીજા સિપાહીએ ચોતરફ જોઈ પેલી ઓરડી તરફ ઇશારો કરીને કહ્યું:-"કદાચ આમાં જ હશે."

અંતે પાંચે સિપાહીઓએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે, બંસરીબાલાએ ઓરડીમાં જ છુપાઇ રહેલી હોવી જોઈએ. અંતે તેમણે સર્વેએ એ ઓરડી પાસે જઈને તેનાં દ્વાર ખખડાવ્યાં તો અંદરથી

દ્વાર બંધ કરી દીધેલાં તેમને જણાવ્યાં; એથી બંસરીબાલા એ ઓરડીમાં જ હોવી જોઈએ એવી તેમની ખાત્રી થઇ ગઇ.

ઓરડીમાં છુપાઈ રહીને બિચારી બંસરીબાલા આ સઘળી વાતચિત સાંભળી રહી હતી. દ્વારના છિદ્રમાંથી તેણે આ સિપાહીઓને પણ જોઇ લીધા હતા ઉપરની વાતચિત સાંભળવામાં આવી ત્યારથી તેનું હૃદય જોરથી ધબકતું હતું. તેના મનમાંથી પોતાના જીવનની આશા નિર્મૂળ થઇ ગઇ હતી. એ નિષ્ઠુર સિપાહીઓ પોતાને હવે કેદ કરશે એવો તેનો નિશ્ચય થઇ ગયો હતો.

પાંચે સિપાહીઓ એ દ્વારને કોઇ પણ પ્રકારે ઉઘાડી બંસરીબાલાને કેદ પકડવાની ચિંતામાં પડયા હતા. એક સિપાહીએ કહ્યું:–"દ્વાર તોડી નાખો." બીજા સિપાહીએ હસીને કહ્યું:—"મ્હને એમ લાગે છે કે તમે જ આ દ્વાર તોડી શકશો !"

એ પાંચે સિપાહીઓએ ઘણો શ્રમ કર્યો; તેમણે બંસરીબાલાને બોલાવી દિલાસો આપ્યો, ભય દર્શાવ્યો, તેના જીવનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી પરંતુ તેમનું કાંઇ વળ્યું નહિ. બંસરીબાલાએ પોતાના મુખમાંથી એક શબ્દ સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ. અંતે એ સિપાહીઓમાં જે સર્વથી ચાલાક અને હોશિયાર હતો તેણે કહ્યું:—"પહેલાં આ દ્વારને જો આપણે બંધ જોયું હોત તો એમ સમજત કે તેને બ્હારથી જ કોઇએ બંધ કરેલું છે; પરંતુ થોડા દિવસ ઉપર આ ઓરડીને મ્હેં ખુલ્લી જોઇ હતી. એમાં કોઇનો સરસામાન પડી રહેલો હતો. આ ઓરડીમાં જ બંસરીબાલા છુપાઇ ગયેલી છે એમાં તો બિલકુલ સંદેહ નથી. હવે જો સંન્યાસી મહાત્મા આવે તો આ ઓરડીનું દ્વાર ઉઘડે. આપણામાંથી જ કોઇ એક જણે જઇને આ સમાચાર સાધુ મહાત્મા અને મહારાણીને જણાવવાની જરૂર છે. બાકીના ચાર જણ અહીં

પહેરો ભરીશું, જેથી બંસરીબાલા પલાયન કરી જશે નહિ. અંતે ક્યાં સૂધી તે આ ઓરડીમાં ભરાઇ રહેશે. ક્ષુધા તૃષ્ણાની દારુણ વ્યથાનો જ્યારે તેને અનુભવ થશે ત્યારે તે અવશ્ય દ્વાર ઉઘાડશે.”

સર્વેને આ વિચાર પસંદ પડ્યો. એક સિપાહી આ સમાચાર પોતાના માલિકને જણાવવા ચાલ્યો ગયો. એક સિપાહી ભોંયરામાં એ ઓરડી પાસે જ પહેરો ભરવા બેસી રહ્યો અને બીજા ત્રણ જણા ખંડેરની બ્હાર જઇ આમ તેમ ફરવા લાગ્યા.

બિચારી બંસરીબાલા આકસ્મિક સંકટમાં સપડાઈ ગઇ. હવે શું થાય છે એ આપણે જોઇએ છીએ. ક્ષુધા તૃષ્ણાની વ્યથાથી કદાચ પ્રાણ નીકળી જાય તો પણ ઓરડીમાંથી બ્હાર નહિ નીકળવાનો બંસરીએ પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો.

અંતે ત્રણ દિવસ સૂધી બંસરી એ ઓરડીમાં ભરાઇ રહી. અરેરે! આ ત્રણ દિવસમાં ક્ષુધા અને તૃષ્ણાથી તેની કેવી સ્થિતિ થઇ ગઇ હશે? આ પ્રશ્નનો ઉત્તર વાંચકબંધુઓ પોતાના અંતરમાં જ સમજી શકશે.

અમે ઉપર લખી ચુક્યા છીએ કે એ પાંચે સિપાહીઓમાંથી એક જણ આ સમાચાર પોતાના માલિકને જણાવવા માટે ચાલ્યો ગયો હતો. બીજા ચાર સિપાહીઓ ક્રમાન્વયે પહેરો ભરવા માટે રહ્યા હતા; કે જેથી બંસરી એ સ્થળેથી છટકી જાય નહિ.

ત્રીજે દિવસે એમાંથી ત્રણ સિપાહીઓ એક બીજાની સાથે વાતચિત કરતા ખંડેરની બ્હાર નીકળ્યા તથા ખંડેરના દ્વાર પાસે ઉભા રહી વાતચિત કરવા લાગ્યા.

“ આપણો ભાગ્યોદય થઇ ગયો છે એમાં કશો સંદેહ નથી. ” એક જણે કહ્યું.

"ભાગ્યોદય થઇ ગયો છે એમ તો હું કહી શકતો નથી; પરંતુ આપણને સારી રકમ મળશે એ ચોક્કસ છે." બીજાએ કહ્યું.

"શું આપણને ઇચ્છિત કિંવા પ્રાર્થનીય ઇનામ નહિ મળી શકે કે ?" પહેલાએ શંકાશીલ બની જઇ પ્રશ્ન કર્યો.

"ના."

"કારણ ?"

"જો આપણે બંસરીબાલાને પકડીને લઇ ગયા હોત તો ઇચ્છિત ઇનામ મળત; પરંતુ આપણાથી એ કાર્ય થઇ શક્યું નથી. જે ઓરડીમાં બંસરી છુપાઈ ગઇ છે એ ઓરડીનું દ્વાર આપણે ઉઘાડી શક્યા નથી. લાચારીથી આપણે સાધુ મહાત્માને બોલાવવા પડયા છે. આવી સ્થિતિમાં આપણને જે ઇનામ મળે તે સ્વીકારી આપણે સંતુષ્ટ થવું જોઈએ."

"પણ આપણે એવા સમાચાર કહેવડાવ્યા છે કે, બંસરીબાલાને આપણે અહીં ફસાવી રાખી છે."

"હશે; જેમ બનવાનું હશે તેમ બનશે. હાલ તરત તો આપણે આપણી જીતને જ જોઇ શકીએ છીએ. માયાસુંદરી અને બંસરીબાલા બન્નેને આપણા માલિકના કિસ્મતે આ ભોંયરામાં કેદ કરી રાખી છે."

આ સમયે ત્રીજા સિપાહીએ ચમકી ઉઠીને કહ્યું:—"જરા આ તરફ તો જુઓ કે અહીં કોણ છે ? કોઇએ આપણી વાતચિત સાંભળી હોય એમ લાગે છે!"

ખંડેરની બ્હાર ડાબા હાથ તરફ એક લીમડાનું વૃક્ષ આવેલું હતું, તથા એ વૃક્ષ નીચે એક કૂવો હતો. આ સમયે એ કૂવાની પાળપર બે સાધુ બેસી રહેલા હોઇ તેઓ આ સિપાહીઓની વાતચિત સાંભળી રહ્યા હતા. જ્યારે તેમને ત્રણેને એમ માલુમ પડ્યું કે, એમની

વાતચિત એ બન્ને સાધુઓએ સાંભળી છે ત્યારે તેઓ ભય પામી એ બન્ને સાધુઓ પાસે જઇ વાતચિત કરવા લાગ્યા. એક સિપાહીએ પૂછયુંઃ-" તમે બન્ને અહીં કેમ બેસી રહ્યા છો ? "

" આવો પ્રશ્ન પૂછવાનો તને શો અધિકાર છે ? " સાધુએ બેપરવાહીથી કહ્યું.

" તમે અહીંથી ઉઠી બીજા કોઇ સ્થળે ચાલ્યા જાઓ. " બીજો સિપાહી બોલ્યો.

" તું કોણ છે કે અમે ત્હારી આજ્ઞાનુસાર વર્તીએ ? " એક સાધુએ ઉપહાસ કરતાં કહ્યું.

" તું એમ ન સમજીશ કે સાધુ સમજી હું તને છોડી દઇશ. અમારો તિરસ્કાર કરી તું બચી શકનાર નથી. " એક સિપાહીએ ક્રોધાધીન બની જઈ પોતાની તલ્વાર ખેંચીને કહ્યું.

" વાહરે બંદરજી ! શું તું અમને સાધુ સમજે છે ? " એક સાધુએ વિદ્રુપાત્મક સ્વરે કહ્યું.

સાધુનું આ વાક્ય સાંભળી એ ત્રણે સિપાહીઓએ તેની મુખ-મુદ્રાનું લક્ષ્યપૂર્વક દર્શન કર્યું, તથા તેઓ એકાએક ' હાય હાય ગજબ થઇ ગયો ! નાસો–નાસો–" કહીને મુઠીઓ વાળી નાસવા લાગ્યા. બન્ને સાધુઓએ તેમને રોકયા નહિ. તેઓ અલ્પકાળમાં જ પલાયન કરી જઇ અદૃશ્ય થઇ ગયા.

પછીથી બન્ને સાધુ ત્યાંથી ઉઠી વાતચિત કરતા કરતા ખંડેરમાં ગયા. ફરતા ફરતા તેઓ જે ભોંયરામાં બંસરી હતી તે ભોંયરામાં ઉતરી પડયા. આ ભોંયરાના રસ્તાથી એ બન્ને સાધુઓ સર્વ પ્રકારે પરિચિત હોય એમ તેમની ચાલપરથી લાગતું હતું. જો તેઓ એ ભેદથી

અજાણ્યા હોત તો ભોંયરામાં જવાનો માર્ગ તેમને જડત નહિ. બન્ને સાધુઓ જ્યારે ભોંયરામાં ઉતર્યા ત્યારે ત્યાં તેમણે પેલા સિપાહીને જોયો, તથા પેલા સિપાહીઓ ત્યાં જે પેટી મૂકી ગયા હતા તેનાપર પણ તેમની નજર પડી. હમણાં ભોંયરામાં એક મીણબત્તી સળગી રહેલી હતી. પેલો સિપાહી બન્ને સાધુઓને ભોંયરામાં ઉપસ્થિત થયેલા જોઇ ચમકી ઉઠયો; તથા તલ્વાર લઇ તે તેમનાપર હુમલો કરવાને તૈયાર થયો. આ સમયે એક સાધુએ ત્વરાથી તેના જમણા હાથનું કાંડું પકડી લીધું, તથા બીજાએ એની ગરદન પકડીને એના બરડામાં એવા તો જોરથી મુક્કી મારી કે, તેની આંખે ચક્કર આવી ગયાં અને ક્ષણ માત્રમાં જ તે જમીનદોસ્ત થઇ ગયો. સાધુઓએ તેના હાથમાંની તલ્વાર પડાવી લઇ એક ચાદરથી તેને મુશ્કેટાટ બાંધી દીધો. પછીથી એ બન્ને સાધુઓ પેલી પેટી પાસે ગયા. એ લાંબી પેટીને તાળું વાસેલું નહોતું; પરંતુ તેની ચોતરફ મજબૂત દોરડું બાંધેલું હતું. અંતે એ સાધુઓએ દોરડું છોડી નાખી પેટીનું ઢાંકણું ઉઘાડયું. એક સાધુએ સળગતી મીણબત્તી હાથમાં લઇ પેટી પાસે ધરી. મીણબત્તીના પ્રકાશમાં એ પેટીમાં તેમણે જે દેખાવ જોયો તેથી તેઓ એક હાય પોકારીને ધરાપર ઢળી પડયા ! એ પેટીમાં યુવરાજ ઇન્દ્રજીતસિંહનો મૃતદેહ હતો !



# પ્રકરણ ૧૨ મું.



## શ્યામગઢનું સત્યાનાશ.

ગૌહરજાન હસીનાને સાથે લઇ શ્યામગઢના કિલ્લામાં જઈ પહોંચ્યો. કિલ્લામાં પ્રવેશ કરવા માટે તેમને કોઇ પણ પ્રકારનો પ્રપંચ કરવો પડયો કિંવા મુશ્કેલી વેઠવી પડી નહિ. શિવાલયના પશ્ચાત્ ભાગમાં જે દ્વાર આવેલું હતું એ દ્વારમાં થઇને તેમણે શિવાલયમાં પ્રવેશ કર્યો. એ શિવાલયમાંના દ્વારમાંથી જ્યારે તેમણે અંદર પ્રવેશ કર્યો ત્યારે દ્વારપાળે તેમને પૂછયું:–" તમે કોણ છો ? " આ પ્રશ્નના ઉત્તરમાં ગૌહરે કહ્યું:–" હું સમશેરખાનની લડકી ગૌહરજાન છું. "

આ કથાનક પ્રસંગે સમશેરખાન પટણાનો સુબેદાર હતો. એ માણુસ ઘણો બહાદુર, સાહસિક અને જવાંમર્દ હતો. તે સાથે તે થોડા ઘણા અંશે દગાબાજ પણ હતો; પરંતુ પોતાની દગાબાજીને તે રાજનીતિનું એક અંગ માનતો હતો. એનો રુઆબ એટલો બધો હતો કે જે મનુષ્યના સાંભળવામાં તેનું નામ માત્ર આવતું હતું તે મનુષ્યનું કાળજું કંપી ઉઠતું હતું. તેની પાસે સૈન્ય–સંખ્યા જો કે માત્ર પાંચ જ હજારની હતી; પરંતુ એટલાથી તે પચીસ હજાર સૈનિકોના જેટલું કામ લેતો હતો; કેમ કે તેણે સારા બહાદુર, જવાંમર્દ, હિમ્મતબાજ અને સાહસિક લઢવૈયાઓને પસંદ કરી તેમને પોતાના સૈન્યમાં રાખ્યા હતા. ગૌહર એ સમશેરખાનની પુત્રી હતી અને જે છોકરી રામગઢ પાસે આવેલા ભયાનક અરણ્યમાં માધવીના હાથે મારી ગઈ હતી તે તેની માશીની છોકરી હતી.

સમશેરખાનનો તેની સહધર્મિણીપર અત્યંત અનુરાગ હતો; અને

તે જ પ્રમાણે તે પોતાની પુત્રી ગૌહરપર પણ અત્યધિક પ્યાર પ્રદર્શિત કરતો હતો. ગૌહર જ્યારે દશ વર્ષની બાળિકા હતી ત્યારે તેની માતા જન્નતનશીન થયેલી હતી. ગૌહર નિરંતર આનંદમાં રહી શકે એટલા માટે સમશેરખાને તેને સંપૂર્ણ સ્વાધીનતા સમર્પણ કરેલી હોવાથી તે પોતાના કેટલાક વિશ્વાસુ માણસોની સાથે વિવિધ સ્થળોએ ફર્યા કરતી હતી. પાંચ વર્ષ સુધી એ સંસારજ્ઞાનશૂન્ય બાળિકા આવી સ્થિતિમાં રહી; એ સમય દરમ્યાન સંપૂર્ણ સ્વતંત્રતા હોવાથી તેના આચાર વ્યવહારમાં ઘણો ફર્ક પડી ગયો હતો. હમણાં ગૌહરની ઉમ્મર પંદર વર્ષની હતી. સમશેરખાન રાણા દિગ્વિજયસિંહનો દિલોજાન દોસ્ત હતો, અને રાણો દિગ્વિજયસિંહ પણ તેની ઘણી આશા રાખતો હતો.

ગૌહરનું નામ સાંભળતાં જ દ્વારપાળ ચમકી ઉઠયો. તેણે મુખ્યદ્વાર પર જે સરકારી નોકર કેટલાક સિપાહીઓ સાથે પહેરો ભરતો હતો તેને ખબર આપી તેથી તે ત્યાં આવ્યો અને તેણે ગૌહરને પૂછ્યું:– " તમે કોણ છો ? "

" હું સમશેરખાનની લડકી છું અને મ્હારું નામ ગૌહરજાન છે." ગૌહરે ઉત્તર આપ્યો.

" આ સમયે તમારે તમારો ગુપ્ત સંકેત બતાવવો જોઇએ. "

" બરાબર છે. બતાવું છું. ' જોગિયા. "

ગૌહરના મુખમાંથી 'જોગિયા' શબ્દ સાંભળવામાં આવતાંજ એ અધિકારીએ દ્વારપાળને દ્વાર ઉઘાડી નાખવાની આજ્ઞા કરી, અને ગૌહર હસીના સાથે કિલ્લામાં ગઈ. ગૌહર જાણતી નહોતી કે, દિવાલથી થોડે દૂર લાંબા કદનો એક પુરુષ ઉભો રહ્યો છે. એ પુરુષે ગૌહરની દ્વારપાળ સાથે જે વાતચિત થઇ તે છુપી રીતે સાંભળી લીધી.

ગૌહરના કિલ્લામાં ગયા પછી અડધા કલાકના અંતરે એ લાંબા કદનો પુરુષ કે જે આપણો પૂર્વપરિચિત પિશાચપતિ હતો તે દ્વાર પાસે ગયો અને દ્વારપાળને તેણે દ્વાર ઉઘાડવા માટે કહ્યું.

દ્વારપાળે પૂછ્યું:–“ તમે કોણ છો ? ”

“ હું સમશેરખાનનો ગુમદૂત છું. ” પિશાચપતિએ સર્વથા અસત્ય ઉત્તર આપ્યો.

“ તમારો સંકેત બતાવો.”

“ જોગિયા. ”

દ્વારપાળે તરત જ દ્વાર ઉઘાડ્યું અને પિશાચપતિએ પણ કિલ્લામાં પ્રવેશ કર્યો. ગૌહર પણ પહેરેગીરોને પોતાનો પરિચય આપતી આપતી રાજમહેલ સુધી જઈ પહોંચી. જ્યારે તેના આગમનના સમાચાર રાણા દિગ્વિજયસિંહને મળ્યા ત્યારે ઘણી થોડી રાત્રિ બાકી રહી હતી તથા રાણો દિગ્વિજયસિંહ સુખશય્યામાં આડો પડી વિવિધ વિચારો કરી રહ્યો હતો. ગૌહરના આગમનના સમાચાર મળતાં જ આશ્ચર્યચકિત બની જઇ તે ઉઠી ઉભો થયો. તેણે તેને અંદર લઈ આવવાની ચોપ-દારને આજ્ઞા આપી; એટલું જ નહિ પરંતુ તે તેને સંમાનપૂર્વક લઈ આવવા માટે દ્વાર સુધી ગયો. ગૌહર આવી એટલે તે તેને પોતાના વિશ્રામગૃહમાં લઇ ગયો. આજે પાંચ વર્ષ પછી દિગ્વિજયસિંહે ગૌહરનું દર્શન કર્યું. આ સમયે ગૌહરજાન યૌવનની પ્રભાથી અત્યંત રૂપવતી લાગતી હતી. તેની નાસિકા, ચક્ષુ. અધર વગેરેની તુલના જ નહોતી. તેનું સ્વરૂપ સૌન્દર્ય સ્વર્ગની અપ્સરા યાતો બેહસ્તની હુરીના સૌન્દર્યને નિસ્તેજ બનાવી દે એવું આકર્ષણીય હતું. શરીર સહજ પાતળું હોઇ કેશરીના જેવી કટી હતી. એ લજ્જાવતી નવયુવતીના સૌન્દર્ય માટે આ વાક્યો જ ઉચિત થઇ પડશે કે.

ગુલસે આરજ પુર સુખ નગેસૂ તેરે,
તિરછી નજરેં ઔર નૈના મદભરે;
નાજ દિલ છિને અદા બિસમિલ કરે,
ક્યોં ન ઐસી શકલપર આશક મરે!
મન ન દીદમ યૂઁ તુ હરગિજ દિલ બરે,
સર કસે આશક કસે ગારત ગરે.

આ લાવણ્યમયી લલના ગૌહરજાનનું દર્શન થતાં જ મહારાણો દિગ્જિયસિંહ મોહનાસ્ત્રસંધાનથી મંત્રમુગ્ધ બની ગયો; પરંતુ સમશેર ખાનના ભયથી તે કાંઇ બોલી શકયો નહિ. તેણે પૂછ્યું:-"આ સમયે શા હેતુથી તમારે અત્રે આવવું પડયું છે? વળી તમારી સાથે આ સુંદરી છે તે કોણ છે?"

"એ મ્હારી સેવિકા હોઇ બહુરૂપીની વિદ્યામાં ઘણી હોશિયાર છે. કેટલાક દિવસથી આપને મળવાના ઉદ્દેશથી જ હું સો સિપાહીઓની સાથે આવતી હતી; પરંતુ એવામાં એક પ્રસંગે વીરસિંહના જુલ્મી માણસોએ મ્હને કેદ પકડી લીધી. મ્હારા સાથીઓમાંથી કેટલાક માર્યા ગયા અને કેટલાક કેદ પકડાયા. હું પણ ચાર દિવસ સુધી તેમની કેદમાં રહી; પછીથી મ્હારી આ ચાલાક સેવિકા કે જે કેદ પકડાતાં બચી ગઇ હતી તેણે મ્હને કેદમાંથી છોડાવી. કેદમાંથી છુટયા પછી આ કિલ્લામાં આવ્યા સિવાય મ્હારો જીવ બચી શકે તેમ નથી એમ સમજી હું કિલ્લામાં આવી છું. મ્હેં એમ સાંભળ્યું છે કે, આજકાલ વીરસિંહ વગેરે આપની કેદમાં પડેલા છે."

"હા, એ લોકો આજકાલ અહીં કેદમાં જ પડેલા છે. એ સંબંધીના સમાચાર મ્હેં તમારા પિતાજીને પણ લખી જણાવ્યા છે." દિગ્વિજયસિંહે કહ્યું.

"હું પણ જાણું છું કે, તેઓ આપને સહાયતા કરવાને આવનાર છે. વીરસિંહનું જે સૈન્ય પહાડ નીચે છે તેનાપર એકાએક છાપો મારવાનો તેમનો ઇરાદો છે." ગૌહરે કહ્યું.

"ખરું છે. મ્હને માત્ર તેમનો જ ભરોંસો છે." દિગ્વિજયસિંહ બોલ્યો.

જો કે સમશેરખાનના ભયથી રાણો દિગ્વિજયસિંહ ગૌહર સાથે શિષ્ટાચારથી વર્તતો હતો; પરંતુ તેનું આવું વર્તન સ્વેચ્છાચારિણી મદનમોહાધીના ગૌહરને ગમતું નહોતું. તેણે આ સમયે એવા તો મદનોત્તેજક અને રતિસ્સોત્પાદક હાવભાવનું દર્શન કરાવ્યું કે જેથી દિગ્વિજયસિંહનું ચિત્ત ચંચળ બની ગયું. તે હવે એકાન્તમાં ગૌહરજાન સાથે કામક્રીડા કરવાનો વિચાર કરવા લાગ્યો.

ગૌહરે ત્રણ દિવસમાં જ ઇચ્છિત કાર્ય કરી, પોતાના સ્ત્રીધર્મને કલંકિત કરી રાણા દિગ્વિજયસિંહને પોતાને આધીન કરી નાખ્યો, તથા તેણે તેની પાસે એવી પ્રતિજ્ઞા લેવડાવી કે વીરસિંહ તથા તેના જે માણસોને ગુપ્ત ભોંયરામાં કેદ કરી રાખવામાં આવ્યાં છે તેમનાં સર્વનાં મસ્તક કાપી નાખી કિલ્લાના બુરજો સાથે લટકાવવામાં આવશે, તથા આ કાર્ય સત્વર થઇ જાય એવી વ્યવસ્થા પણ ચાલૂ થઈ; પરંતુ એ સમય દરમ્યાન, તેજસિંહ, ભૈરવનાથ અને કપટશંકરે શ્યામગઢના કિલ્લામાં આવી પહોંચી એવું તોફાન મચાવ્યું કે, સર્વના નાકમાં દમ આવી ગયો. છતાં એ તોફાન કોણ કરતું હતું તેની કોઇને કશી માહિતી મળતી નહોતી. તેજસિંહ, ભૈરવનાથ અને કપટશંકરે મળી એવો નિશ્ચય કર્યો હતો કે, જો રાણો દિગ્વિજયસિંહ વીરસિંહ, અને તેના સાથીદારોને સહેલાઇથી કેદમાંથી છુટા નહિ કરે તો તેઓ પણ બહુરૂપીઓના નિયમ તરફ દુર્લક્ષ્ય કરી શ્યામગઢનું સત્યાનાશ વાળશે.

ગૌડર સાથે જે દિવસે દિગ્વિજયસિંહની મુલાકાત થઈ હતી તેના બીજે દિવસે દરબારમાં દિગ્વિજયસિંહના સાંભળવામાં એવા આશ્ચર્યજનક તથા ભયજનક સમાચાર આવ્યા કે, શહેરમાં કેટલેક સ્થળે હાથના લખેલા પત્રો કોઇએ દિવાલપર ચોંટાડેલા છે. એ પત્રોમાં એવા ભાવાર્થની હકીકત લખેલી છે કે, "મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓ યુક્તિ પ્રયુક્તિથી કિલ્લામાં આવી પહોંચ્યા છે. જો દિગ્વિજયસિંહ પોતાનું ભલું ઇચ્છતો હોય તો તેણે માત્ર ચોવીસ કલાકમાં જ મહારાણા વીરસિંહજી અને તેમના સઘળા સાથીદારોને પોતાની કેદમાંથી છુટા કરવા. જો તે આ પ્રમાણે નહી કરે તો જોત જોતાંમાં સમસ્ત સ્યામગઢનું સત્યાનાશ વળી જશે, અને અત્રેનું એક પણ મનુષ્ય જીવતું રહી શકશે નહિ."

રાણા વીરસિંહના બહુરૂપીઓની બહાદુરી, સાહસિકતા, સમયસૂચકતા વગેરેનો દિગ્વિજયસિંહને સંપૂર્ણ પરિચય થઈ ગયો હતો. તેના અંતરમાં એવો દઢ વિશ્વાસ થઈ ગયો હતો કે, એ બહુરૂપીઓનો આ સંસારમાં કોઈ પણ પરાજય કરી શકે તેમ નથી જ. ઉપરના ભયાનક સમાચાર સાંભળવામાં આવતાં તેના મનમાં ઘણો ભય ઉપજ્યો, તથા હવે શું કરવું તેના ગંભીર વિચારમાં તે પડી ગયો.

ઉપરની હકીકત અલ્પકાળમાં જ સમસ્ત સ્યામગઢમાં ફેલાઇ ગઈ. ગઇ. ભાવી ભયંકર ભયની ભાવનાથી સઘળાં મનુષ્યો ચિંતાતુર બની ગયાં. સર્વ મનુષ્યો દિગ્વિજયસિંહના અનુચિત કાર્યની ચર્ચા કરી તેની નિન્દા કરવા લાગ્યાં.

આપણા ત્રણ બહુરૂપીઓએ ત્રણ કાર્યો વહેંચી લીધાં. કપટશંકરે એ કાર્ય ઉઠાવી લીધું કે, કોઇ લુહારને ત્યાં ચોરી કરીને તે ઘણી કુંચીઓ મેળવશે, અને સ્યામગઢમાં જેટલી તોપો હશે તેમાં એ કુંચીઓ

યા તો ખીલાઓ ઠોકી દેશે. દિગ્વિજયસિંહના દીવાન રામાનન્દનું મસ્તક કાપી નાખી શહેરના બજારમાં ખુલ્લું મૂકવાનું કાર્ય ભૈરવનાથે ઉપાડી લીધું, અને તેજસિંહે સ્યામગઢનું સત્યાનાશ વાળવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રમાણે પોતપોતાનું કાર્ય પૂર્ણ કરવાનો પ્રયત્ન તેમણે ચાલૂ કર્યો. છુપી રીતે સમસ્ત સ્યામગઢમાં તેમણે ગરબડ મચાવી દીધી.

એક દિવસે મધ્યરાત્રિના સમયે દિગ્વિજયસિંહ કુળકલંકિની સતીત્વધર્મવિરહિણી ગોહર સાથે હાસ્યવિનોદ કરતો એક સુખશય્યામાં બેઠો હતો; એવામાં ગૌહરે ભોંયરામાં જઈ વીરસિંહ વગેરેને જોવાની ઉત્કટ ઇચ્છા તેના સમક્ષ દર્શાવી. દિગ્વિજયસિંહ એટલો બધો મોહોન્મત્ત બની ગયો હતો કે આ પ્રસંગે સારા ખોટાનું ભાન તેને નહોતું; તેથી ભોંયરા માટે આજ સુધી જે રીવાજ ચાલૂ હતો તે તરફ દુર્લક્ષ્ય કરી, ગૌહરની ઇચ્છા પૂર્ણ કરવાના ઉદ્દેશથી તે તેના સાથે પેલી આલમારી પાસે ગયો, તથા આલમારી ઉઘાડી ભોંયરામાં ઉતર્યો. ગૌહર તેની પાછળ જવા લાગી. દિગ્વિજયસિંહે હજી તો માત્ર એક જ દ્વાર ઉઘાડયું હતું એવામાં જાણે કે હજારો તોપો એક સાથે ફુટી હોય એવો ભયાનક ગગનભેદક અવાજ તેના સાંભળવામાં આવ્યો. એ ગુરુગંભીર અવાજથી જાણે કે કિલ્લો કંપી ઉઠયો. ગૌહર તો બેશુદ્ધ બની જઈ ધરાપર ઢળી પડી. દિગ્વિજયસિંહ પણ ઉભો રહી શકયો નહિ. જ્યારે તે સ્વસ્થ થયો ત્યારે ભોંયરામાંથી નીકળી રાજમહાલયની ખુલ્લી અગાશીમાં જઈ શહેર તરફ જોવા લાગ્યો. શહેરમાં ચોતરફ ભયંકર આગ સળગી ઉઠી હતી. સેંકડો મકાનો સળગતાં હોવાથી અગ્નિના ભડકા અને પુષ્કળ ધુમાડો જોવામાં આવતો હતો. આવો દેખાવ નજરે પડતાં જ મસ્તકપર હાથ પછાડી દિગ્વિજયસિંહે સ્વગત કહ્યું:—" આવો ભીષણ જુલ્મ વીરસિંહના બહુરૂપીઓએ જ ગુજારેલો

છે. અરેરે! સેંકડો મકાનો બળીને ખાકસાર થઈ ગયાં છે. અરેરે! જો આ સમયે પેલો બદમાશ સાધુ કે જેને આજ સૂધી હું મ્હારા ગુરુ સમાન માનતો હતો તે જો મ્હારી પાસે હાજર હોત તો હું તેનો જીવ લેત. તેની ઉશ્કેરણીથી જ મ્હેં વીરસિંહ તથા તેમના સાથીદારોને કેદ કર્યા અને મ્હારે આવા અત્યંત શોચનીય દેખાવનું દર્શન કરવું પડયું."

દિગ્વિજયસિંહ ગભરાઇ જઇ મહેલમાંથી બ્હાર નીકળ્યો ત્યારે તેનો એવો નિશ્ચય થયો કે, દારુગોળાના ભંડારમાં જ વીરસિંહના બહુ-રૂપીઓએ પ્રથમ અગ્નિસંયોગ કરેલો હોવો જોઇએ, તથા તપાસ કરતાં તેનો આ નિશ્ચય ખરો નીવડયો.

વાંચકબંધુઓ! આ કાર્ય રાણા વીરસિંહના બહુરૂપીઓએ જ કર્યું હતું. આગ લાગ્યા પછી કિલ્લામાંની તોપોમાં ખીલા ઠોકી તેને નકામી બનાવી દેવાનો કપટશંકરને ઉત્તમ સુયોગ મળ્યો. દારુગોળો સળગતાં જે મહા ભયંકર અવાજ થયો હતો તે સાંભળી ગભરાઇ જઇને દીવાન રામાનન્દ પોતાના મકાનની બ્હાર નીકળ્યો હતો, અને આ સઘળું બનવાનું શું કારણ છે તે તપાસવા માટે એકલો જ શહેરમાં નીકળી પડયો હતો. એવામાં રસ્તામાં જ ભૈરવનાથે તેને મળી તેનો એક હાથ બળપૂર્વક પકડીને કહ્યું:-"કેમ છો દીવાનજી! રામ રામ!" આ શબ્દો સાંભળવામાં આવતાં રામાનન્દ ક્રોધથી અતિ ઉત્તેજિત બની ગયો, તથા તેણે પોતાની તલ્વારને ભૈરવનાથપર ઉગામી. ભૈરવ-નાથ પ્રથમથી જ સાવધાન હોવાથી તેનો ઘા ચુકાવી દૂર ખસીને ઉભો રહ્યો તથા તેણે પોતાની તલ્વારના એક જ ઘાથી પોતાનું કાર્ય પૂર્ણ કરી નાખ્યું. તરતજ રામાનન્દનું મસ્તક કપાઇને દૂર જઇ પડયું.

હવે અમારે એ લખવું જોઇએ કે તેજસિંહે દારુગોળાના ભંડા-રમાં કેવી રીતે આગ લગાડી. તેણે બે કલાક સૂધી બળતી રહી શકે

એવી એક મીણબત્તી તૈયાર કરી. પછી તેણે પોતાના બન્ને સાથીઓને કહ્યું:–" હું દારુગોળાનો ભંડાર સળગાવી મૂકવાને જાઉં છું. મ્હારી તમે બિલ્કુલ ચિંતા રાખશો નહિ; પરંતુ તમે જ્યાં મયદાન અગર તો કિલ્લાની મજબુત દિવાલ આવેલી હોય ત્યાં છુપાઈ જાઓ." આવી સૂચના કરી તેજસિંહ દારુગોળાના ભંડાર પાસે જઈ પહોંચ્યો તથા સુયોગ મળતાં તે અંદર જવાનો વિચાર કરવા લાગ્યો.

જે મકાનમાં દારુગોળો ભરી રાખવામાં આવ્યો હતો એ મકાન બહુ મ્હોટું નહોતું તેમજ વિશેષ મજબૂત પણ નહોતું. તેની દિવાલ ઘણી પહોળી તથા ઉંચી હતી. દરવાજે લોઢાનો હોઇ ઘણો મ્હોટો હતો. એ મકાન પાસે પચાસ માણસો હાથમાં નગ્ન તલ્વાર લઈ પહેરો ભર્યા કરતા હતા. દારુગોળાના મકાનની આજૂબાજૂ મયદાન આવેલું હોવાથી કોઇ માણસ હાથમાં સળગતી વસ્તુ લઈ ત્યાં જઈ શકે તેમ નહોતું.

જ્યારે ચંદ્રદેવનો અસ્ત થયો, અને પાછલી રાત્રિનો અંધકાર પૃથિવીપર ફેલાઈ ગયો ત્યારે એ પહેરેગીરોની આંખો પણ નિદ્રાદેવીના પ્રાબલ્યથી ઘેરાવા લાગી. આ સમયે સુયોગ મળતાં એ મકાનની પાછળના ભાગમાં જઇ, ચંદનઘો ફેંકીને તેજસિંહે એ મકાનની દિવાલ· પર ચઢી જઇ ચંદનઘો પાછી ખેંચી લીધી, અને પછી એની સહાયતાથી જ તે અંદર ઉતરી પડયો. એ મકાનમાં ઘણો દારુગોળો ભરેલો હતો. તોપોના ગોળાઓનો પણ ગંજાવર ઢગલો જોવામાં આવતો હતો. તેજસિંહે પોતાની પાસેની મીણબત્તી બ્હાર કાઢી તે સળગાવીને દારુગોળાના થેલાઓ પાસે જમીનપર ગોઠવી દીધી. ત્યાર પછી ઘણી સ્ફુર્તિથી તે પ્રથમની માફક એ મકાનની બ્હાર નીકળી પડયો, અને બને તેટલે છેટે જોતજોતાંમાં નાસી ગયો.

લગભગ એક કલાક પછી એ દારુગોળાવાળા મકાનમાં અગ્નિ દેવતા સળગી ઉઠયા. ક્ષણ માત્રમાં જ એ મકાન જમીનદોસ્ત થઇ ગયું. હજારો માણસો માર્યાં ગયાં અને સેંકડો મકાનો તૂટી પડયાં. આ પ્રકારથી સ્યામગઢનો મજબૂત કિલ્લો સુદ્ધાં ડગમગી ઉઠયો એમ કહીએ તો એમાં પણ કાંઇ અતિશયોક્તિ જેવું નથી. ઘણા ગાઉ સૂધી આ પ્રકારનો ભયાનક અવાજ પહોંચ્યો હોવો જોઇએ. પહાડ નીચે વીરસિંહજીના સૈન્યમાં જ્યારે આ અવાજ સાંભળવામાં આવ્યો ત્યારે બન્ને સેનાપતિઓ સમજી ગયા કે શ્યામગઢના કિલ્લામાંનો દારુગોળો સળગી ઉઠયો છે, તથા આ કાર્ય પોતાના પક્ષના સુચતુર બહુરૂપીઓનું જ હોવું જોઇએ એવી તેમની ખાત્રી થઈ ગઇ. બન્ને સેનાપતિઓએ વિચાર્યું કે, હવે કિલ્લાપર ચઢવામાં વિલંબ કરવાની જરૂર નથી; તેથી તેઓ સઘળા સૈન્યસહ ત્વરાથી કિલ્લાપર ચઢવા લાગ્યા. બે હજાર માણસોને સાથે લઇ જાલિમસિંહ પહાડપર ચઢવા લાગ્યો. દારુગોળો ઉડી ગયેલો હોવા છતાં શત્રુના તોપખાનામાં થોડો ઘણો દારુગોળો હશે જ એવો વિચાર આ સમયે કોઇના અંતરમાં ઉપજ્યો નહિ.

બીજી તરફથી રાણા દિગ્વિજયસિંહને પોતાના જીવન માટે સંપૂર્ણ નિરાશા ઉપજી. જ્યારે એને એવી ખબર મળી કે, દીવાન રામાનન્દ પણ માર્યો ગયો છે ત્યારે તેની ચિંતાનો પાર રહ્યો નહિ. પોતાની સામે નગ્ન તલ્વાર હાથમાં લઇને યમદૂતો ઉભા રહ્યા હોય એવો જ તેને ભાસ થવા લાગ્યો. એક પ્રહર દિવસ ચઢતા સૂધી પાગલની માફક તેણે વ્યાકુળતાથી દોડાદોડ કરી. અંતે એકાન્તમાં બેસીને તે વિચારવા લાગ્યો કે, હવે શું કરવું? જ્યારે પોતાના જીવનનું રક્ષણ થઇ શકે એવો એકકે માર્ગ તેને સૂઝયો નહિ, અને શ્યામગઢના કિલ્લાનું રક્ષણ કરવાનો રસ્તો જડી આવ્યો નહિ ત્યારે તે પોતાના હાથમાં નગ્ન

તલ્વાર લઇ, પિશાચ જેવા નિષ્ઠુર હૃદયથી ગુપ્ત ભોંયરામાં ઉતરી પડ્યો. ભોંયરામાં જતાં જતાં સ્વગત તે બોલ્યો કેઃ–"જ્યારે મ્હારો છૂટકો હવે બચવાનો નથી ત્યારે પછી હું વીરસિંહ અને તેના સાથીદારોને શા માટે જીવતા મૂકું? આજે મ્હારા હાથે જ હું તેમનાં સર્વનાં મસ્તક ધડથી જૂદાં કરી નાખીશ."

દિગ્વિજયસિંહ હાથમાં નાગી તલ્વાર લઈ એકલો જ ભોંયરામાં ઉતરી પેલા મંડપમાં કે જ્યાં સઘળા કેદીઓને રાખવામાં આવ્યા હતા ત્યાં ગયો. ત્યાં જતાં તે એક પણ કેદીને જોઈ શક્યો નહિ તેથી વ્યાકુળતાથી આજૂબાજૂમાં તપાસ કરવા લાગ્યો. આવી રીતે તપાસ કર્યા છતાં એક પણ કેદીનો પત્તો લાગ્યો નહિ ત્યારે દિગ્વિજયસિંહે એમ વિચાર્યું કે, અહીં પણ કોઈ બહુરૂપી આવીને સઘળા કેદીઓને છોડાવી ગયો હશે! આમ વિચારી એ મંડપમાંથી જે સુરંગ પેલા કબરસ્થાનમાં ગઇ હતી તે તરફ એ ગયો તો ત્યાંનો દરવાજો બંધ હતો. તેણે જેવી રીતે પોતાના હાથે એ દરવાજો બંધ કર્યો હતો તેવી જ રીતે હમણાં પણ તે બંધ જણાયો. અંતે લાચાર બની જઈ માથું પટકતો તે પાછો ફર્યો અને દિવાનખાનામાં જઇ ચિંતાતુર ચિત્તે એક વિરામાસનપર આડો પડ્યો.



# પ્રકરણ ૧૩ મું.

## ભોંયરામાંથી ઉદ્ધાર.

શ્યામગઢના ભોંયરામાંથી રાણો વીરસિંહ, તેના રાજકુમારો અને બહુરૂપીઓ કેવી રીતે છુટા થઈ ગયા એ હકીકત અત્રે લખવાની જરૂર છે.

જે સમયે શિવાલયવાળા દ્વારમાંથી 'જોગિયા' નો સંકેત જણાવીને ગૌહરજાને કિલ્લામાં પ્રવેશ કર્યો એ સમયે એ જ યુક્તિનો આશ્રય સ્વીકારીને પિશાચપતિએ પણ કિલ્લામાં પ્રવેશ કર્યો હતો. કિલ્લામાં પ્રવેશ કર્યા પછી પિશાચપતિએ શું શું કર્યું તેની અમને માહિતી નથી; પરંતુ તેજસિંહની યુક્તિથી જ્યારે દારુગોળો ઉડયો ત્યારે તે એક ચોપદારના વેષમાં રાજમહાલય પાસે પણ ફર્યા કરતો હતો. જ્યારે રાણો દિગ્વિજયસિંહ ગભરાઈ જઇને રાજમહાલયમાંથી બ્હાર નીકળ્યો હતો, અને ચોતરફ કોલાહલ થઈ રહ્યો હતો ત્યારે તે એવી રીતે મહેલમાં પેસી ગયો કે એ પ્રકારની કોઇને કશી ખબર પડી નહિ. રાણા દિગ્વિજયસિંહ પાસે મહેલમાંથી ભોંયરામાં જવાની જે કુંચી હતી તેના જેવી જ કુંચી પિશાચપતિ પાસે પણ હતી. જે ઠેકાણેથી ભોંયરામાં જવાતું હતું તે ઠેકાણે એ ત્વરાથી ગયો તથા ભોંયરામાં પ્રવેશ કરી પ્રવેશદ્વારને તેણે અંદરથી બંધ કરી દીધું. એ ભોંયરાનાં દ્વાર વાસવા ઉઘાડવામાં એક જ કુંચીનો ઉપયોગ થતો હતો. કેટલાંક દ્વાર ઉઘાડયા પછી પિશાચપતિ જે સ્થળે રાણોવીરસિંહ વગેરે કેદી થઇ પડેલા હતા એ સ્થળે જઈ પહોંચ્યો, અને વીરસિંહ સ્હામે પોતાના બન્ને હાથ જોડીને ઉભો રહ્યો. આ સમયે વીરસિંહ ગંભીર ચિંતામાં નિમગ્ન થઈ

ગયો હતો. દારુગોળાનો ગુરુગંભીર અવાજ તેમના સર્વના સાંભળવામાં પણ આવ્યો હતો. પિશાચપતિને પોતાની સ્હામે હાથ જોડી ઉભો રહેલો જોતાં જ તે ચમકી ઉઠયો તથા તેણે પૂછ્યું:—"તું કોણ છે અને અહીં કેમ આવ્યો છે?"

"જો કે હમણાં મ્હેં ચોપદારનો વેષ જરૂરી કારણને લીધે ધારણ કર્યો છે; છતાં હું બીજો જ માણસ છું. મ્હારું નામ પિશાચપતિ છે. આપને હું આ કેદખાનામાંથી છોડાવવા માટે આવ્યો છું, તથા મ્હારા એ કાર્યનું ઇનામ હું પ્રથમથી જ આપની પાસેથી લેવાને ઇચ્છું છું." પિશાચપતિએ ઉત્તર આપ્યો.

"હમણાં તને ઈનામમાં આપી શકાય એવું મ્હારી પાસે શું છે?" વિસ્મિત બની જઈ વીરસિંહે કહ્યું.

"મ્હારે જે જોઇએ છીએ તે હમણાં પણ આપની પાસે છે."

"જો પાસે હોય તો તે આપી દેવાને હું તૈયાર છું; કહે જોઇએ કયી મૂલ્યવાન્ વસ્તુનો તું ઉમ્મીદવાર છે?"

"આપની પાસે હું મ્હારા અપરાધની ક્ષમા મેળવવાનો જ ઉમ્મીદ રાખું છું. બીજી કશી મ્હારી ઇચ્છા નથી."

"હું જાણતો નથી કે, તું કોણ છે તથા ત્હેં શો અપરાધ કર્યો છે કે તેની તને ક્ષમા આપું?"

"આ વાક્યોનો ઉત્તર હું હમણાં આપી શકતો નથી. હવે આપ એક ક્ષણનો પણ વિલંબ ન કરો, અને મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપી દો જેથી આપને સર્વેને હું સત્વર અહીંથી છુટા કરી દઉં. સમય ઘણો થોડો છે. જે વખત જાય છે તેમાં આપનું જીવન જોખમમાં આવી પડવાનો ઘણો ભય છે. જો વિલંબ કરશો તો પસ્તાશો!" પિશાચપતિએ કહ્યું.

"પ્રથમ ત્હારે ત્હારા અપરાધની હકીકત સ્પષ્ટતાથી કહી દેવી જોઈએ." વીરસિંહે અધીરતા દર્શાવી.

"માફ કરો કે; મ્હારાથી તેમ બની શકશે નહિ."

પિશાચપતિનાં આવાં વચનો સાંભળી સર્વ આશ્ચર્યચકિત બની જઈ એમ વિચારતા હતા કે, આ કોઈ અદ્દભુત માણસ છે અને તે પોતાના અપરાધની હકીકત જણાવ્યા સિવાય બળાત્કારે ક્ષમા મેળવવાનો પ્રયત્ન કરે છે. ઘણો વિચાર કર્યા પછી વીરસિંહે કહ્યું:—"ઠીક ગમે તેમ હોય; હું ત્હારા અપરાધની તને ક્ષમા આપું છું."

આટલું સાંભળતાં જ પિશાચપતિ હસી પડયો તથા તેણે બારમા નંબરની ઓરડી પાસે જઇ પોતાની પાસેની કુંચીથી એ ઓરડી ઉઘાડી. વાંચકબંધુઓ ભૂલી તો નહિ જ ગયા હોય કે આ ઓરડીમાં જ દિગ્વિજયસિંહે બિચારી માયાસુંદરીને કેદ કરી રાખી હતી, તથા આ ઓરડીમાંથી જ કપટી કુંદન તેને ઉંચકી ગઈ હતી.

એ ઓરડીનું દ્વાર ઉઘડતાં જ પેલી ભાલાવાળી રાક્ષસી નજરે પડી કે જેને આપણે પહેલાં કબરસ્થાનમાં જોઈ હતી. આ સમયે ભોંયરામાં એક દીપક સળગી રહેલો હોઈ તેનો થોડો ઘણો પ્રકાશ સર્વત્ર ફેલાઇ રહ્યો હતો; પરંતુ એ રાક્ષસી જ્યારે ઓરડીમાંથી બ્હાર નીકળી ત્યારે તેના ભાલાના અદ્દભુત પ્રકાશથી એ સ્થળે દિવસના જેટલો પ્રકાશ થઈ રહ્યો. એ રાક્ષસીને તેમજ તેના ભાલાને જોતાં વીરસિંહ વગેરે વિશેષ વિસ્મિત બની ગયા. એ રાક્ષસીએ પિશાચપતિને પૂછ્યું:—"કેમ, તમારું કામ થઇ ગયું કે?"

"હા." પિશાચપતિએ ઉત્તર આપ્યો.

પછી એ રાક્ષસીએ વીરસિંહ તરફ જોઇને કહ્યું:—"સર્વને લઇ

આપ આ ઓરડીમાં આવો અને ભોંયરામાંથી બ્હાર નીકળી પડો. એ ઓરડીમાંથી જ હું આપને ભોંયરાની બ્હાર લઇ જાઉં છું."

બારમા નંબરની ઓરડીમાંથી જ માયાસુંદરી ગૂમ થઇ ગઇ હતી એ વાત સર્વના જાણવામાં હતી; તેથી એ ઠેકાણેથી ભોંયરામાંથી બ્હાર નીકળવાનો માર્ગ હોવો જોઇએ એમ એમની માન્યતા હતી.

વીરસિંહ વગેરેના હાથ પગમાંની બેડીઓ ખોલી નાખવામાં આવી. ત્યાર પછી તેઓ સર્વ બારમા નંબરની ઓરડીમાં ગયા અને રાક્ષસીની મદદથી ભોંયરાની બ્હાર નીકળી પડયા. જતી વખતે એ ઓરડીને રાક્ષસીએ અંદરથી બંધ કરી દીધી હતી. બ્હાર નીકળ્યા પછી એ રાક્ષસી અને પિશાચપતિ કાંઇ પણ બોલ્યા સિવાય બીજા માર્ગે ચાલ્યાં ગયાં, તથા ક્ષણકાળમાં જ ભયાનક અરણ્યમાં અદૃશ્ય થઇ ગયાં. તેમના બન્નેના સંબંધી વીરસિંહ વગેરે કશો નિર્ણય કરી શકયા નહિ.



# પ્રકરણ ૧૪ મું.

## જગન્નાથ જ્યોતિષીનો રાજ્યાભિષેક.

મધ્યાન્હકાળ થતાં પૂર્વે જ થોડા સૈન્યસહ જાલિમસિંહ શ્યામગઢના પહાડપર ચઢી ગયો. એ સમયે શત્રુઓએ લાચાર બની જઇ દુર્ગનો દરવાજો ઉઘાડી નાખ્યો, તથા તેઓ હુમલો કરવા તૈયાર થઇ ગયા. દુર્ગમાંનું સઘળું સૈન્ય દરવાજા પાસે આવી પહોંચ્યું તથા ભીષણ યુદ્ધનો આરંભ થઇ ગયો. જાલિમસિંહની બહાદુરીનું વર્ણન નિર્જીવ શબ્દોથી થવું સર્વથા અશક્ય છે. તે હાથમાં તલ્વાર લઈ જે બાજૂએ ધસતો હતો તે બાજૂ સાફ કરી નાખતો હતો. એની બહાદુરી જોઈ એના સૈનિકોમાં પણ ઘણો ઉત્સાહ ઉત્પન્ન થતો હતો. તેઓ પણ અપૂર્વ શૌર્યનો પરિચય કરાવી શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. બરાબર એજ સમયે પાંચસો બહાદુરો સાથે રાણો વીરસિંહ, જ્યોતિસિંહ, આનન્દસિંહ વગેરે ત્યાં ઉપસ્થિત થયા, અને તેઓ પોતાના સૈન્યમાં ભળી જઈ દગાબાજ દિગ્વિજયસિંહના સૈન્ય સાથે યુદ્ધ કરવા લાગ્યા. એ પાંચસો બહાદુરો એમના જ સૈન્યમાં હતા કે, જેઓ પ્રથમથી થોડી થોડી ટોળીમાં પહાડ ઉપર ચઢ્યા હતા. જ્યારે રાણો વીરસિંહ વગેરે પિશાચપતિ અને રાક્ષસીની સહાયતાથી ભોંયરામાંથી બ્હાર નીકળ્યા હતા ત્યારે તેમની એમની સાથે મુલાકાત થઇ હતી અને તેઓ સર્વ એકત્રિત થઈ ગયા હતા.

જે સમયે કિલ્લાવાળાઓને એમ માલૂમ પડયું કે, રાણો વીરસિંહ વગેરે પણ એ સૈન્યમાં આવી મળી ગયા છે તે સમયે એમની સઘળી હિમ્મત જતી રહી. તેમણે વિજય મેળવવામાં તદન નિરાશ બની

જઈ પોતાનાં હથિયારોનો ત્યાગ કરી દીધો, અને તેમણે સુલેહનો ડંકો વગાડયો. થોડા સમયમાં જ પહાડ નીચેનું સૈન્ય પણ આવી પહોંચ્યું અને શ્યામગઢ મહારાણા વીરસિંહને સ્વાધીન થઈ ગયું.

જ્યારે રાણો વીરસિંહ રાજમહાલયના દિવાનખાનામાં જઇ પહોંચ્યો ત્યારે ત્યાં રાણા દિગ્વિજયસિંહનો મૃતદેહ તેના જોવામાં આવ્યો. એણે આત્મઘાત કર્યો હોય એમ લાગ્યું. ઘણા સમય સુધી તેના શોચનીય અંત માટે વીરસિંહ અફસોસ કર્યો.

યથા સમયે રાણા વીરસિંહે આનન્દસિંહને શ્યામગઢના રાજસિંહાસનપર બેસાડ્યો. એ પ્રસંગે ઘણા અમીર ઉમરાવોએ શક્તિઅનુસાર ભેટો આપી. એ સમયે નારંગી પણ ત્યાં હાજર થઇ ગઈ. એણે કિલ્લામાં આવીને એવું કોઇ ઉલ્લેખ કરવા જેવું કાર્ય કર્યું નહોતું; માત્ર હસીના અને ગફુરને તેણે કેદ પકડી હતી. દિગ્વિજયસિંહની રાણી તેના પતિના પાછળ સતી થઇ. રામાનન્દની પત્ની પણ પતિની ચિતામાં જ બળી મરી. આનન્દસિંહને શ્યામગઢના રાજસિંહાસનપર બેસાડયા પછી સમસ્ત નગરમાં એવી હકીકત જાહિર કરી દેવામાં આવી કે, "શ્યામગઢનો ત્યાગ કરીને અન્ય સ્થળે ચાલ્યા જવાની જેની ઇચ્છા હોય તે બેલાશક ચાલ્યું જાય. દિગ્વિજયસિંહના અકાળ મૃત્યુથી જેને શોક થયો હોય તેની જો અમારા વિશ્વાસે અત્રે રહેવાની ઇચ્છા હોય તો ભલે રહે. અમારા તરફથી કોઇને પણ કશું કષ્ટ વગેરે પડશે નહિ. અમારાથી બનશે ત્યાં સુધી પ્રત્યેકને સહાયતા કરવામાં આવશે અને જે માણસ જે કામને લાયક હશે તે માણસની લાયકાતની યોગ્ય કદર ઘણી પ્રસન્નતાપુર્વક કરવામાં આવશે." આવી હકીકત સર્વત્ર જાહિર કર્યા પછી વીરસિંહે સ્વહસ્તે જ અહીંના સઘળા સમાચારનો એક પત્ર લખી પોતાના પિતા તરફ રવાના કરી દીધો.

બીજે દિવસે રાણા વીરસિંહે એકાન્તમાં નારંગીને પોતાની પાસે બોલાવી. એ સમયે ત્યાં આનન્દસિંહ, તેજસિંહ, તારાસિંહ અને જ્યોતિસિંહ વગેરે બેઠેલા હતા. બ્હારનું કોઇ પણ માણસ આ પ્રસંગે એ સ્થળે હાજર નહોતું રાણા વીરસિંહે નારંગીને પૂછ્યું:—"નારંગી, આટલા દિવસ સુધી તું ક્યાં રહી હતી? ત્હારાપર શી શી મુશ્કેલીઓ આવી પડી હતી તથા માયાસુંદરી સંબંધીની શી હકીકત ત્હારા જાણવામાં છે એ સઘળું સાંભળવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે."

નારંગીએ પોતાના બન્ને હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું:—"મ્હારે જે જે મુશ્કેલીઓ વેઠવી પડી છે તથા માયાસુંદરીની જે હકીકત હું જાણું છું, તે સર્વ આપને કહી સંભળાવું છું. મ્હારાં જીવનાધિકારિણી માયાસુંદરીનો વિયોગ થયા પછી મ્હારે ઘણું દુઃખ ભોગવવું પડ્યું છે દુષ્ટાત્મા દીવાન અગ્નિદત્તની પુત્રી બંસરીબાલાએ જ્યારે માયાસુંદરીને તેના પંઝામાંથી છોડાવી, અને તેણે પોતે પણ પિતાના આશ્રયનો ત્યાગ કર્યો ત્યારે હું તેમને જઇ મળી, તથા ઘણા દિવસ સુધી તેમની સાથે ગયાજીમાં રહી; ત્યાં પણ ઘણા વિચિત્ર બનાવો બન્યા."

"હા, એ સંબંધીની કેટલીક હકીકત લક્ષ્મણસિંહજી પાસેથી મ્હેં સાંભળી છે. વળી એ પણ મ્હારા જાણવામાં આવ્યું છે કે, ઇન્દ્રજીતની બિમારીમાં, તેના શયનગૃહમાં જે ચમત્કારો અમે જોયા હતા તે સઘળા બંસરીબાલાએ જ કર્યા હતા; છતાં એમાંનો કેટલોક ભેદ હજી સુધી જાણી શકાયો નથી." વીરસિંહે કહ્યું.

"શો ભેદ આપ જાણી શક્યા નથી?" નારંગીએ પૂછ્યું.

"એક તો એ કે, તમે એ શયનગૃહવાળી ઓરડીમાં ક્યા રસ્તેથી આવતાં હતાં? બીજી વાત એ છે કે, એ ઓરડીમાં કોની સાથે તમારી લઢાઇ થઇ હતી? ત્રીજી વાત એ છે કે, એ ઓરડીમાંથી જે કપાયલો

હાથ મળી આવ્યો હતો તે કોનો હતો ? ” વીરસિંહે અધીરતાસૂચક સ્વરે પૂછ્યું.

“ આ સઘળી હકીકત હું આપશ્રીને નિવેદન કરુ છું. ગયાજીમાં ફલ્ગુ નદીના તટપર એક શ્રી રાધાકૃષ્ણજીનું મંદિર આવેલું છે. એ મંદિરમાંથી રાજમહાલયમાં જવાનો એક માર્ગ છે, કે જે માર્ગ એ ઓરડી સૂધી ગયેલો છે. એ માર્ગની માહિતી, અગ્નિદત્ત, માધવી અને બંસરીબાલા સિવાય બીજા કોઇને નહોતી. મ્હને અને માયાસુંદરીને બંસરીબાલાએ જ એ માર્ગ બતાવ્યો હતો. એ રસ્તેથી જ અમે આવ જા કરતાં હતાં. એ રસ્તો એવો વિચિત્ર છે કે વર્ણન કરીને હું તેની યથાસ્થિત હકીકત આપને સમજાવી શકું તેમ નથી. ગયાજી ગયા પછી જો પ્રસંગ મળશે તો હું સાથે આવીને એ માર્ગ આપને બતાવીશ. એ રસ્તેથી અમે રાજમહાલમાં કોઇનું અનિષ્ટ કરવાની ઇચ્છાથી આવતાં નહોતાં; પરંતુ માધવી જ્યારે વૈરની વસુલાત લેવા માટે ત્યાં આવી પહોંચી ત્યારે તે પોતાની એક સેવિકા કે જે બહુરૂપીની વિદ્યા જાણે છે તેની તથા બીજા એક માણસની સાથે રાજમહાલય તરફ રવાના થઇ. એ સમય સૂધી તે અમારો ભેદ જાણતી નહોતી. યુક્તિ પ્રયુક્તિથી અમે પણ તેની પાછળ ગયાં. અંતે પરિણામાં એ આવ્યું કે એ ઓરડીમાં અમારી સાથે તેની લઢાઇ થઇ. માધવી સાથે જે માણસ હતો તે માર્યો ગયો તથા જે હાથ આપના જોવામાં આવ્યો હતો તે માધવીનો જ હતો. મ્હેં જ તેનો હાથ કાપી નાખ્યો હતો. અંતે માધવીની સેવિકા પોતાના મરણને શરણ થયેલા સાથીદારનું મસ્તક અને માધવીને લઇ ચાલી ગઇ હતી. અમે પણ એ સમયે ત્યાં રોકાવું વ્યાજબી ધાર્યું નહોતું. ” નારંગીએ ખુલાસો કર્યો.

“ હા, બરાબર છે. એમજ થયું છે. આ હકીકત હું થોડાઘણા

અંશે જાણતો હતો; પરંતુ શક મટાડવા માટે મ્હેં તને પૂછી જોઇ છે." વીરસિંહે કહ્યું.

આ વાકયો સાંભળી વિસ્મિત બની જઇને નારંગીએ પૂછ્યુંઃ–
"આપ કેવી રીતે આ હકીકત જાણી શકયા હતા ?"

"જે સાધુ ફલ્ગુ નદી વચ્ચે આવેલા પહાડપર રહેતા હતા તેમણે એ હકીકત લક્ષ્મણસિંહને કહી હતી અને લક્ષ્મણસિંહે મ્હને કહી હતી. વળી એ સાધુ મહાત્માએ લક્ષ્મણસિંહદ્વારા મ્હને એક સંદેશો મોકલાવ્યો છે. પ્રસંગાનુસાર હું તેમના સદેશા પ્રમાણે વર્તીશ જ."

"એ શો સંદેશો હતો ?"

"હમણાં હું આ પ્રશ્નનો ઉત્તર આપીશ નહિ. હવે મ્હને કહે જોઇએ કે જે બદમાશ હુમલાખોરો ગયાજીની પ્રજાને દુઃખી કરતા હતા તેમનો બંસરીબાલા સાથે કેવી રીતે મેળાપ થતો હતો ?"

"બંસરીબાલા એમને છેતરવાના ઉદ્દેશથી જ તેમને મળતાં હતાં. એ હુમલાખોરોને અગ્નિદત્ત પાસેથી થોડી ઘણી રકમ મળ્યા કરતી હતી; એટલું જ નહિ; પરંતુ લૂંટફાટમાંથી પણ તેમને થોડો ઘણો ભાગ મળતો હતો. એ લોકો બંસરીબાલાને ઓળખતા હોઇ તેમનું ઘણું માન રાખતા હતા. એ સમયે એ લોકો એમ નહોતા જાણતા કે, બંસરીબાલા પોતાના પિતાથી રીસાઇ ગૃહનો ત્યાગ કરી જૂદાં પડયાં છે. આમ હોવાથી તેઓ તેમનાથી ઘણા ડરતા હતા, અને તેમની સૂચના પ્રમાણે જ વર્તતા હતા. અંતે બંસરીબાલાએ યુક્તિ પ્રયુક્તિથી તેમના સર્વના જીવનનો નાશ કરી નાખ્યો. હુમલાખોરો કયાં રહેતા હતા એ તો આપ જાણી શકયા હશો જ."

"હા, જાણી શકયો છું. મ્હારો સઘળો સંશય દૂર થઈ ગયો છે. હવે એ વિષય સંબંધી વિશેષ કાંઇ જાણવાની મ્હારી ઇચ્છા નથી.

હું માત્ર એટલું જ પૂછવાને ઇચ્છું છું કે, અહીંના–શ્યામગઢના માણુસો જ્યારે માયાસુંદરીને ઉપાડી ગયા ત્યારે ત્હારું અને બંસરીબાલાનું શું થયું ?" વીરસિંહે પૂછ્યું.

"બંસરીબાલાને સાથે લઇ, જે ખંડેરમાં જાલિમસિંહ અને યુવરાજ ઇન્દ્રજીતસિંહનું દ્વંદ્વ યુદ્ધ થયું હતું એ ખંડેરમાંથી હું બ્હાર નીકળી પડી, તથા માયાસુંદરીને છોડાવવાની ધુનમાં રવાના થઇ; કિન્તુ મ્હારાથી કાંઇ બની શકયું નહિ." નારંગીએ ઉત્તર આપ્યો.

"ચિંતા નહિ; હમણાં બંસરીબાલા કયાં છે ?" વીરસિંહે પૂછ્યું.

"મ્હારા કાકા શેરસિંહે પોતાના એક સ્નેહીને ત્યાં તેમને રાખ્યાં છે; પરંતુ તેમનો એ સ્નેહી કોણુ છે તેમજ ક્યાં રહે છે એ સંબંધી હું કાંઇ જાણુતી નથી." નારંગીએ ઉત્તર આપ્યો.

"શેરસિંહ સાથે બંસરીબાલાની મુલાકાત કેવી રીતે થઈ ?"

"અહીંથી થોડે દૂર એક ખંડેર આવેલું છે. મ્હારા કાકા શેરસિંહજીને મળવા માટે હું બંસરીબાલા સાથે એ ખંડેરમાં ગઇ હતી; પરંતુ હવે એવી હકીકત મ્હારા સાંભળવામાં આવી છે, કે શેરસિંહજીએ આપની તાબેદારી કબૂલ કરી છે, તથા આપે જ એમને કોઇ ઠેકાણે મોકલ્યા છે."

"હા, એ લક્ષ્મણુસિંહજીને સાથે લઈ યુવરાજને છોડાવવા માટે ગયા છે; પરંતુ હજી સૂધી શા કારણુથી તેઓ પાછા ફર્યા નથી એ સંબંધી કશો નિર્ણય હું કરી શકતો નથી."

"યુવરાજ ઇન્દ્રજીતસિંહજી કાંઇ અહીંથી વિશેષ દૂર નહોતા. વળી એ ઠેકાણું મ્હારા કાકાથી અજાણ્યું નહોતું. મ્હને લાગે છે કે, કોઈ નવીન સંકટ આવી પડેલું હશે તેથી જ તેમના પુનરાગમનમાં વિલંબ થાય છે."

"ત્યારે એ ઠેકાણું કયાં આવેલું છે તે તું પણ જાણે છે કે?"

"જી હા, એ ઠેકાણું અહીંથી માત્ર પચીસ ત્રીસ ગાઉના અંતરે આવેલું છે. એક ન્હાના તળાવમાં અજાયબઘર આવેલું છે. એ અજાયબઘરમાં જ યુવરાજ છે."

"એ ઠેકાણે તું મ્હને લઇ જઇ શકીશ કે?"

"જી હા, આપની ઇચ્છા હોય તે પળે જ હું આપની સાથે એ સ્થળે આવવાને તૈયાર છું."

અત્યાર સુધી મૌનાવલંબન કરી રાજકુમાર આનન્દસિંહ ઉપરની વાતચિત સાંભળી રહ્યો હતો. હવે તેણે મૌનનો ભંગ કરીને કહ્યું:– "પિતાજી, જો આપ કૃપાભાવે મ્હને આજ્ઞા આપતા હો તો નારંગીને સાથે લઇ હું મ્હોટા ભાઇની શોધમાં જાઉં?

આના ઉત્તરમાં વીરસિંહે મસ્તક હલાવીને પુત્રનો પ્રસ્તાવ કબૂલ કર્યો નહિ.

રાણા વીરસિંહ અને નારંગીની વાતચિત સર્વે ધ્યાનથી સાંભળી રહ્યા હતા. આ સમયે આનન્દસિંહની સ્થિતિ કેવી હતી એ કહેવાનું કાર્ય મુસ્કિલ છે. બંસરીબાલા પ્રતિ તેનો અત્યંત આંતરિક અનુરાગ હતો. તે નારંગીની હકીકત ઘણાજ ધ્યાનથી સાંભળતો હતો. તેને એમ લાગ્યું કે, બંસરીબાલા હમણાં કયાં સ્થળે છે એ હકીકત નારંગી જાણે છે; છતાં કોઇ ગુપ્ત કારણને લીધે તે એ ઠેકાણાનો પત્તો આપતી નથી; એટલા માટે જ નારંગીની સાથે વડિલ ભાઈની શોધમાં જવાની પોતાના પિતા પાસે તેણે આજ્ઞા માગી હતી. એ સિવાય બંસરીબાલા સંબંધી બીજી ઘણી હકીકત નારંગીને પૂછવાની તેની ઇચ્છા હતી; પરંતુ વીરસિંહે તેને આજ્ઞા આપી નહિ તેથી લાચારીથી તેને આત્મસંવરણ કરવું પડયું થોડા સમય પછી પિતા પાસે જઈ હાથ જોડીને

નમ્રતાયુક્ત સ્વરે તેણે કહ્યું:—"પિતાજી! આપને હું એક વિનંતિ કરવાને ઇચ્છું છું."

"શી વિનંતિ કરવી છે?" વીરસિંહે પૂછ્યું.

"આપે મ્હને આ શ્યામગઢની ગાદીપર બેસાડેલો છે; પરંતુ મ્હારી ઇચ્છા એવી છે કે, અહીંનું રાજ્યકાર્ય ચલાવવા માટે એક સુબેદારની નિમણુંક કરી મ્હને અત્રેના કાર્યવ્યવસાયથી મુક્ત કરવામાં આવે." આનન્દસિંહે ઉત્તર આપ્યો. તેનો આવો ઉત્તર સાંભળી વીરસિંહ ગંભીર વિચારમાં પડી ગયો. થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી તેણે કહ્યું:—"હા, હું તમારા આ અભિપ્રાયને પસંદ કરી તમારી ઇચ્છા માન્ય રાખું છું. વળી સુબેદારની નિમણુંક કરવાની પણ હું તમને રજા આપું છે. તમે તમારી ઇચ્છા હોય એની નિમણુંક કરો."

આનન્દસિંહે જે લોકો ત્યાં બેઠેલા હતા તેમના તરફ જોયું, આ સમયે સર્વના અંતરમાં ચિંતા ઉત્પન્ન થઇ; કેમ કે સર્વનો ત્યાગ કરી રાજ્યકારભાર ચલાવવાની એ લોકોમાંથી કોઇની ઇચ્છા નહોતી. અંતે પુરતો વિચાર કરી આનન્દસિંહે જગન્નાથ જ્યોતિષીની પસંદગી કરી. એ પસંદગીને વીરસિંહે પ્રસન્નતાપૂર્વક સ્વીકારી. આ કાર્ય નહિ સોંપવા માટે જ્યોતિષીએ ઘણોય આગ્રહ કર્યો; પરંતુ તેના આગ્રહ તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ. એ સમયથી જ શ્યામગઢ બ્રાહ્મણોની આધીનતામાં રહ્યું.

# પ્રકરણ ૧૫ મું.

## દગો કોઇનો સગો નહિ.

પેલા બન્ને સાધુઓ પેલી પેટીમાં કોઈ વસ્તુ જોઇ હાય પોકારીને બેશુદ્ધ બની ગયા હતા. તેઓ જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે એક જણો આક્રંદ કરવા લાગ્યો કે, "અરેરે! ઈન્દ્રજીતસિંહજી, તમને શું થઈ ગયું? તમે તો કોઈની સાથે કદાપિ કશી બુરાઇ કરી નથી; છતાં કયા કમબખ્તે તમારાપર આવો અમાનુષિક અત્યાચાર કર્યો? અરેરે! જીવનાધિક યુવરાજ! અમારો ત્યાગ કરી જતાં તમારા કુસુમ સમાન કોમળ અંતઃકરણમાં બિલ્કુલ દયા ન ઉપજી કે? દોસ્તીનો હક્ક લોકો આવીજ રીતે અદા કરતા હશે કે? અરેરે! હવે અમે જીવતા રહીને પણ શું કરીશું? હવે અમે અમારું કાળું મ્હોં લઈને કયાં જઇશું? પોતાના ભાઈથી પણ અમને વિશેષ સમજે એવું વિશ્વ સંસારમાં કોઈ ન રહ્યું! અરેરે! અમને કોના હાથમાં સોંપી તમે ચાલ્યા ગયા?"

બીજો બોલવા લાગ્યો—"વ્હાલા કુમાર! દયા કરી એક વખત તો અમારી સાથે બોલો. તમે તમારા દુશ્મનનું નામ એક વખત તો અમને કહો? કયા નરપિશાચે તમને મારી નાખી પેટીમાં પૂરી અહીં પહોંચાડયા છે? અરેરે! હવે તમારાં માતુશ્રી મૃગલોચનીબા પાસે અમે શું મ્હોં લઈને જઇશું? અમે એમને કેવી રીતે કહી શકીશું કે, તમારા પ્યારા પ્રાણાધિક પુત્રને કોઇએ મારી નાખ્યા છે! ના ના એમ કદાપિ બની શકશે નહિ. અમે પણ હવે જીવતા ઘેર જવાના નથી. ના ના-હજી તો જેણે તમારા જીવનનો નાશ કર્યો છે તેનો જીવ અમે લેવાના છીએ. વ્હાલા યુવરાજ! એક વખત આંખો ઉઘાડીને જુઓ.

તો ખરા કે, તમારી પાસે કોણ બેઠું છે? શું તમે અમને ભૂલી ગયા? હવે આ તેજસિંહ અને તારાસિંહપર દુઃખનો ડુંગર તૂટી પડયો છે."

હવે તો વાંચકબંધુઓ સમજી શકયા હશે કે, એ પેટીમાં યુવરાજ ઇન્દ્રજીતસિંહનો મૃતદેહ હતો, તથા પેલા બન્ને સાધુઓ યુવરાજના દોસ્ત તેજસિંહ અને તારાસિંહ હતા. એમના બન્નેના ઉપરોક્ત આક્રંદથી, બંસરીબાલા શું બન્યું હશે તે સમજી શકી, તથા વિના-વિલંબે તે ઓરડીમાંથી બ્હાર નીકળી મીણબત્તીના પ્રકાશમાં ઇન્દ્રજીતના મૃતદેહને જોઈ રુદન કરવા લાગી. માયાસુંદરી પણ એટલામાં આવેલી કોઇ ઓરડીમાં હતી. તેણે ઇન્દ્રજીતના નામોચ્ચારસહ રુદન થતું સાંભળ્યું ત્યારે તેની ઘણી વિચિત્ર સ્થિતિ થઇ ગઇ. તે આવા સખ્ત આઘાતને સહન કરી શકવાને તદ્દન અશક્ત હતી. એક કારમી હાય પોકારી બેશુદ્ધ બની જઇ, તે ધરાપર ઢળી પડી. વળી તે એવા સ્થાને હતી કે કોઈ તેની પાસે જઈ શકે તેમ નહોતું.

તેજસિંહ અને તારાસિંહે જ્યારે બંસરીબાલાને જોઇ ત્યારે તો તેમનું હૃદય વિશેષ ભરાઇ આવ્યું. તેઓ ઉચ્ચસ્વરે હૃદયભેદક રુદન કરવા લાગ્યા. ભોંયરામાં હાહાકાર થઈ રહ્યો. એક કલાક સુધી આવી સ્થિતિ રહી. પછીથી બંસરીબાલાએ રુદન કરતાં કરતાં જ્યારે એમ કહ્યું કે, " આટલામાં જ આવેલી કોઇ ઓરડીમાં બિચારાં માયા-સુંદરી છે. આપણો વિલાપ સાંભળી તેમની કેવી શોચનીય સ્થિતિ થઈ ગઈ હશે!" ત્યારે તેજસિંહ અને તારાસિંહ ચુપ થઇ ગયા, અને તેઓ બંસરીબાળાનું મ્હોં જોવા લાગ્યા.

" અહીં માયાસુંદરી છે એમ તમને કેવી રીતે માલૂમ પડયું?" તેજસિંહે પૂછ્યું.

"એમની સાથે મ્હારી વાતચિત થઇ હતી." બંસરીબાલાએ ઉત્તર આપ્યો.

"ત્યારે તો ઘણા સમયથી તમે આ ભોંયરામાં હો એમ લાગે છે." તારાસિંહે વિસ્મિત બની જઇને કહ્યું.

"હું તો આજકાલ કરતાં કેટલાક દિવસથી આ ભોંયરામાં ક્ષુધા તૃષ્ણાની વ્યથા વેઠીને રહેલી છું." આમ કહી પેલા માણસ તરફ ઇશારો કરીને તે બોલી:–"આ નરપિશાચ મ્હારાપર પહેરો ભરતો હતો.

"હશે, જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે જો રડવા કકળવામાં આપણે આપણો વખત કાઢીશું તો યુવરાજશ્રીના દુશ્મનનો પત્તો મેળવી શકીશું નહિ, અને તેને તેના કાર્યની સખ્ત સજા કરી શકીશું નહિ. જો આપણે શત્રુના જીવનનો સંહાર કરી નાખીશું તો આપણું સળગતું હૃદય થોડા અંશે શાન્ત થશે. હવે તમે અહીં કેવી રીતે આવ્યાં તથા આ દુષ્ટોના પંઝામાં કેવી રીતે ફસાઇ પડયાં એ હકીકત કહો તો કદાચ શત્રુનો સત્વર પત્તો લાગે ખરો." તેજસિંહે કહ્યું.

બંસરીબાલાએ પોતાની સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. ત્યાર પછી તેજસિંહ તથા તારાસિંહને તેણે પૂછયું:–"તમે બન્ને અહીં કેવી રીતે આવ્યા ?"

"નારંગીએ આ ભોંયરાનું ઠેકાણું આપી અમને અહીં મોકલ્યા છે. થોડા સમયમાં જ મહારાણા વીરસિંહજી ઘણા માણસો સાથે આ તરફ આવવાના છે. નારંગી એમની સાથે આવવાની છે. અમે યુવરાજ ઇન્દ્રજીતસિંહને છોડાવવા માટે કોઇ અન્ય સ્થળે જવાના હતા. અરેરે ! અમે એમ ક્યાં જાણુતા હતા કે, માર્ગમાં જ અમારાપર આવા દુઃખનો ડુંગર તૂટી પડશે. અરેરે ! જ્યારે મહારાણાજી અત્રે આવશે

ત્યારે હવે શા મ્હોંથી કહીશું કે, તમારા પ્યારા પુત્રનો મૃતદેહ આ ભોંયરામાંથી મળી આવ્યો છે!" તેજસિંહ બોલ્યો.

ત્યાર પછી તેજસિંહે આ ભોંયરામાં આવવાની સઘળી હકીકત કહીને વિશેષમાં જણાવ્યું કે, "જ્યારે ખંડેરની બ્હાર કૂવાપર અમે બન્ને માણસો બેઠા હતા ત્યારે ત્રણ માણસોની વાતચિતથી અમને માલૂમ પડી ગયું હતું કે, તમને એ લોકોએ કેદ કરેલાં છે; પરંતુ તમને આવી શોચનીય સ્થિતિમાં જોવાનું અમારા નસીબમાં લખાયલું હશે એમ અમે ધારતા નહોતા. એ લોકોએ જયારે અમને જોયા ત્યારે ભય પામીને તેઓ પલાયન કરી ગયા. એ લોકો કોણ છે તથા તેઓ મ્હને કેવી રીતે ઓળખી શકયા એ સંબંધી હું કશો નિશ્ચય કરી શકતો નથી."

બંસરીબાલાએ હાથનો ઇશારો કરીને કહ્યું:–" જે માણસને તમે બાંધી રાખ્યો છે એ માણસ પણ એ લોકોમાંનો જ છે."

"ઓ નરપિશાચ! કહે જોઇએ કે તું કોણ છે?" એ માણસ તરફ જોઇને ક્રોધકર્કશસ્વરે તેજસિંહે પૂછ્યું.

"જો કે હું બધી હકીકત જણાવી શકું તેમ છું; પરંતુ એમ કરવાથી મ્હારો જીવ બચી શકે તેમ નથી." એ માણસે દીનતાસૂચક સ્વરે કહ્યું.

"શું તને ત્હારા માલિકનો ભય લાગે છે?" તેજસિંહે પૂછ્યું.

"જી હા." કંપતા અવાજે ઉત્તર મળ્યો.

"હું ત્હારો જીવ બચાવવાની અને તને સારું ઇનામ આપવાની પ્રતિજ્ઞા કરું છું." તેજસિંહ અભયદાન દેતાં કહ્યું.

"આપની આવી પ્રતિજ્ઞાથી હું નિર્ભય થઈ શકતો નથી. અરેરે! મ્હારો જીવ મહાભારત સંકટમાં ફસાયલો છે. વળી આપ લોકોનું જીવન પણ હવે બચી શકવું મુશ્કિલ છે. હું પણ ધર્મસંકટમાં સપ-

ડાયો છું. જો અમારી હકીકત હું આપને ન કહું તો આપ મ્હારો જીવ લ્યો તેમ છો અને કહું તો મ્હારા માણસો જ મ્હારો જીવ લે તેમ છે." પેલા માણસે કહ્યું.

"આ વચનો સાંભળતાં મ્હને એમ લાગે છે કે, ત્હારો માલિક સત્વર અહીં આવી પહોંચવાનો સંભવ છે." તેજસિંહે કહ્યું.

"બેશક એમજ છે." એ માણસે કહ્યું.

આ સમયે તેજસિંહે તારાસિંહના કાનમાં કાંઈ કહ્યું, તથા પોતાનાં બહુરૂપીનાં સાધનોની ઝોળી એને આપી દઈ, એની ઝોળી તેણે લઈ લીધી. તરત જ તારાસિંહ એ ભોંયરાની બ્હાર નીકળી પડયો, તથા તેજસિંહ સાથે પહેલાં તે ખંડેરની બ્હાર જે કૂવાપર બેસી રહ્યો હતો ત્યાં ગયો. કૂવામાંથી એક લોટો પાણી ખેંચી કાઢી, પાસેની ઝોળીમાંની કોઇ વસ્તુને તેણે એ પાણીમાં ઘસીને પી લીધી. પછીથી બીજો એક લોટો પાણી ખેંચી કાઢી પેલી વસ્તુ પુનઃઘસીને તેણે એ પાણીમાં ભેળવી દીધી અને તે પાછો ભોંયરામાં ગયો. પાણીનો લોટો તેણે તેજસિંહના હાથમાં આપ્યો. તેજસિંહે ઝોળીમાંથી થોડું ખાવાનું બ્હાર કાઢી બંસરીબાલાને આપીને કહ્યું:–"આટલું ખાઇને તમે લોટામાંનું પાણી પી લ્યો."

"આ શું ખાવા પીવાનો વખત છે? જો કે કેટલાક દિવસથી હું ભૂખી છું; પરંતુ યુવરાજશ્રીના મૃતદેહ પાસે બેસી હું કેવી રીતે ખાઈ શકું? આ ખોરાક મ્હારા ગળામાં કેવી રીતે ઉતરી શકશે?" બંસરીબાલાએ કહ્યું.

"અરેરે! આ વાતનો કશો ઉત્તર હું આપી શકતો નથી. તમારે ન ખાવું હોય તો ન ખાશો; પરંતુ આ લોટામાંથી થોડું પાણી પી લ્યો. જો આ પાણી પણ તમે નહિ પીઓ તો આપણે માર્યા જઇશું."

આ સમયે તેજસિંહે બંસરીબાલાના કાનમાં કાંઈ કહ્યું. તરત જ બંસરીબાલાએ લોટામાંનું પાણી પીધું. બાકી રહેલું પાણી તેજસિંહે પી જઇ તેણે પુનઃ એ લોટો તારાસિંહને આપી દીધો. લોટો લઈ, તેને ઝોળીમાં મૂકી તારાસિંહ ખંડેરની બ્હાર ગયો અને આજૂબાજૂના અરણ્યમાંથી કેટલાંક સુકાં લાકડાં એકઠાં કરી તેણે ખંડેરની વચ્ચે ગોઠવ્યાં. પછી ઝોળીમાંથી ચકમક બ્હાર કાઢી, દેવતા સળગાવીને તેણે એ લાકડાંઓમાં અગ્નિસંયોગ કર્યો.

આ સઘળું કાર્ય તારાસિંહ ઘણી સ્ફુર્તિથી કરી રહ્યો હતો, તથા તે વારંવાર ખંડેરની બ્હાર આવેલા મયદાન તરફ દૃષ્ટિ ફેરવતો હતો. અગ્નિ સળગાવી રહ્યા પછી તારાસિંહે જ્યારે મયદાન તરફ જોયું તો ઘણે દૂર તેણે ધૂળ ઉડતી જોઈ. પોતાનું કામ તે વિશેષ ત્વરાથી કરવા લાગ્યો. પોતાની પાસેની ઝોળીમાંથી એક શીશી બ્હાર કાઢી કે જેમાં એક પ્રકારનું તેલ હતું. એ તેલને સળગતાં લાકડાંમાં રેડી દઇ ઉપરથી તેણે થોડું પાણી છાંટ્યું. પછી પાછો તે મયદાન તરફ જોવા લાગ્યો તો દશ પંદર ઘોડેસવારોને ઘણી તેજીથી તેણે પોતાના તરફ આવતા જોયા. આ સમયે એકાએક તેના મુખમાંથી એવા શબ્દો બ્હાર નીકળી પડયા કે, “ઉફ! જો મને જરા વધારે વખત લાગ્યો હોત તો સઘળું કામ બગડત. હવે એ લોકો શું કરી શકવાના હતા?”

સળગતાં લાકડાં પર પાણી છાંટવામાં આવેલું હોવાથી તેમાંથી ઘણો ધુમાડો નીકળવા લાગ્યો, તથા એ ધુમાડો આખા ખંડેરમાં ફેલાઇ ગયો. પછી તારાસિંહ ખંડેરની બ્હાર નીકળી કૂવા પાસે આવેલા લીમડાના વૃક્ષપર ચઢી ગયો, તથા ત્યાં છુપાઈ ગયો. એ વૃક્ષ એટલું બધું ઉંચું હતું કે, તેનાપરથી ખંડેરની અંદર આવેલું મયદાન સ્પષ્ટતાથી જોઇ શકાતું હતું. જે સવારોને દૂરથી તારાસિંહે જોયા હતા તેઓ હવે

ખંડેરની પાસે આવી પહોંચ્યા. તારાસિંહે વૃક્ષ ઉપરથી જ તેમને ગણી જોયા તો તેમની સંખ્યા બારની હતી. એ લોકોમાં સર્વથી આગળ સફેદ દાઢીવાળો સાધુ હતો.

પાઠક ! આ સાધુએ જ રાત્રિના સમયે શ્યામગઢના મહારાણા દિગ્વિજયસિંહ પાસે જઇને તેને ભડકાવ્યો હતો, અને તેણે જ વીરસિંહ વગેરેને કેદ કરાવ્યા હતા.

ખંડેર પાસે પહોંચીને એ લોકો ઘોડાઓપરથી ઉતરી પડયા અને તેઓમાંના દશ જણાએ ખંડેરમાં પ્રવેશ કર્યો. બે માણસો ઘોડાઓની દેખરેખ રાખવાને રહ્યા.

ખંડેરમાં પુષ્કળ ધુમાડો ફેલાઈ રહેલો જોઇને સાધુએ કહ્યું:–
“ આ ધુમાડો શાનો છે ? ”

“ કોઇ માણસે અહીં આવીને રસોઇ બનાવી હશે. ” એક માણસે કહ્યું.

“ પરંતુ ધુમાડો ઘણો કડવો છે. ” બીજા માણસે મ્હોં બગાડીને કહ્યું.

“ અરેરે ! આ ધુમાડાથી તો આંખો અને નાકમાંથી પાણી નીકળવા લાગ્યું. ” ત્રીજાએ કહ્યું.

“ જો કોઇ વટેમાર્ગુએ અહીં આવીને રસોઈ બનાવી હોય તો અહીં માટીનાં વાસણ વગેરે હોવું જોઇએ. મ્હને તો આ ધુમાડાનો રંગ જ વિચિત્ર જણાય છે. એના રંગ, એની કડવાશ તથા એની ગંધપરથી એમાં બેશુદ્ધિની અસર હોવી જોઇએ એમ હું ખાત્રીથી કહી શકું છું. એ બેશુદ્ધિના અમલનો આરંભ થઇ ગયો છું. થોડું થોડું માથું ફરવા લાગ્યું છે. ’ મ્હારા બહાદુરો ! આપણી સાથે શત્રુ

પક્ષના માણુસોએ લુચ્ચાઈ કરી હોય એમ મ્હને લાગે છે. જો એ માણુસો ભોંયરામાંથી બંસરીબાલાનો ઉદ્ધાર કરી ગયા હોય તો તે પણ બનવા જેવું છે.” સાધુએ કહ્યું તથા વિશેષમાં તેણે ઉમેર્યું, આ સઘળું કાર્ય શત્રુપક્ષના બહુરૂપીનું જ હોય એવી મ્હારી ધારણા છે.”

વૃક્ષપર બેસી રહેલો તારાસિંહ સાધુનાં આ વચનો સાંભળી રહ્યો હતો; એ વૃક્ષ ખંડેરના દરવાજા પાસે જ આવેલું હતું. સાધુ પોતાનાં વચનો સંપૂર્ણ ઉચ્ચારી રહ્યો નહિ હોય એવામાં ખંડેરના પાછલા ભાગમાંથી એક માણુસ દોડતો આવ્યો. સાધુની છેલ્લી વાત તેણે સાંભળી લીધી હતી. એ વાતના ઉત્તરમાં જ તે આવતાંની સાથે બોલી ઉઠયો:– “ના ના–અહીંથી બંસરીબાલાને કોઈ લઇ ગયું નથી. વળી આપની માન્યતા તદ્દન ખરી છે. મહારાણા વીરસિંહના બે બહુરૂપીઓ અહીં આવી પહોંચેલા છે. તેઓમાંનો એક ખંડેરમાં અને બીજો આ લીમડાના વૃક્ષ ઉપર છે.”

“ત્યારે તો આપણુને એ લોકોએજ ફસાવ્યા છે એમાં બિલ્કુલ સંદેહ નથી. આપણે સર્વ સંકટમાં ફસાઈ પડયા છીએ; પરંતુ બંસરીબાલા અને ઈન્દ્રજીત કે જેમને તમે ભોંયરામાં પહોંચાડેલાં છે તેઓ હવે બ્હાર જઇ શકે તેમ નથી. આ બહુરૂપીઓએ ઇન્દ્રજીતસિંહને મરણ પામેલો ધાર્યો હોય તો એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. લ્યો, હું શાહી દરવાજાને બંધ કરી દઉંછું; જેથી બહુરૂપી તો શું; પરંતુ તેનો બાપ સુદ્ધાં ખંડેરમાં પ્રવેશ કરી શકશે નહિ.” સાધુએ કહ્યું.

આ સમયે પેલા નવા આવેલા માણુસે કહ્યું:–“પરંતુ આપણો એક માણુસ ભોંયરામાં છે તેનો ઉદ્ધાર આપણે કેવી રીતે કરીશું ?”

“તેનો ઉદ્ધાર થઈ શકવો અસંભવ છે. એ ભલે ભોંયરામાં જ મરી જાય.” સાધુએ પોતાના નિષ્ઠુર સ્વભાવનો પરિચય કરાવતાં કહ્યું.

જે માણસ ખંડેરની પાછળના ભાગમાંથી દોડી આવ્યો હતો તેને વૃક્ષપર બેઠેલો તારાસિંહ સહેલાઇથી ઓળખી ગયો. જે બે સિપાહીઓ તેજસિંહ તથા તારાસિંહને કૂવાપર બેઠેલા જોઇ ભય પામીને પલાયન કરી ગયા હતા તેઓમાંનો જ એક તે હતો. કોણ જાણે કે તે કયાં છુપાઈ રહ્યો હતો. તેનો કશો નિર્ણય તારાસિંહ કરી શકયો નહિ.

ધુમાડાનો બિલ્કુલ ભય નહિ રાખતાં સાધુ ખંડેરની એક ઓરડીમાં પ્રવેશ કરીને કોઇ કાર્ય કરવા લાગ્યો.

યુવરાજ ઇન્દ્રજીતસિંહને મૃત્યુ પામેલો વિચારી તારાસિંહ કેટલો બધો શોકાતુર બની ગયો હતો એ વાંચકબંધુઓ સારી રીતે જાણે છે; છતાં તારાસિંહે સાધુના મુખમાંથી જ્યારે એવા શબ્દો સાંભળ્યા કે, 'આ બહુરૂપીએ ઇન્દ્રજીતસિંહને મરી ગયેલો ધાર્યો હોય તો એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.' ત્યારે તે પોતાની વર્ત્તમાન પરિસ્થિતિનું સર્વાંશે વિસ્મરણ કરી અત્યંત આનંદિત બની ગયો. તેણે પોતાના મનમાં વિચારી લીધું કે, શત્રુઓની પ્રપંચજાળમાં તેઓ છેતરાયા છે. તેમણે ઇન્દ્રજીતસિંહને કોઈ ઔષધ પીવડાવીને જ મુડદાના જેવા બનાવી દીધેલા હોવા જોઇએ. જો આ સમયે તેજસિંહ પોતાની પાસે આવી ચઢે તો તેને આ આનંદજનક સમાચાર સંભળાવવાની અધીરતાયુકત ઇચ્છા તારાસિંહને થઇ; પરંતુ કમબખ્ત સાધુએ ખંડેરનો શાહી દરવાજો બંધ કરવાનું કહેલું હોવાથી હવે તેજસિંહ ભોંયરામાંથી બહાર નીકળી શકે તેમ નથી જ એમ તેને લાગ્યું. તારાસિંહે વિચાર્યું:— " જો સાધુના કહેવા પ્રમાણે તે દરવાજો બંધ કરી દેશે તો મહા ભયંકર અનર્થ થશે અને ઇન્દ્રજીતસિંહના જીવનનું રક્ષણ કોઇ પણ રીતે

થઈ શકશે નહિ. એ શાહી દરવાજો ક્યાં છે તથા તેને કેવી રીતે વાસવા ઉઘાડવામાં આવે છે એ સંબંધી હું કાંઇ જાણતો નથી. શું કરવું એ હવે મ્હને સૂઝતું નથી.”

સાધુના માણસો પેલા નવા આવેલા માણસના મુખે એટલું તો સાંભળી શક્યા હતા કે, વીરસિંહનો એક બહુરૂપી લીમડાના વૃક્ષપર ચઢી ગયેલો છે. સાધુ પેલી ઓરડીમાં ચાલ્યો ગયો એટલે બીજા માણસો તારાસિંહને કેદ પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યા; છતાં એ માટે તારાસિંહને બિલ્કુલ ચિંતા નહોતી. તે સારી રીતે જાણતો હતો કે, જે બેશુદ્ધિની અસરવાળો ધુમાડો તેણે ઉત્પન્ન કર્યો હતો તેનાથી એ લોકો હવે થોડા સમયમાં જ બેશુદ્ધ બની જશે. અંતે થયું પણ તેમજ.

જ્યારે એ લોકોએ લીમડાના વૃક્ષ પાસે જઈ તેને ચોતરફથી ઘેરી લીધું ત્યારે તેમની સર્વની સ્થિતિ દારૂડીઆઓના જેવી જ થઈ હતી. પેલા બેશુદ્ધિની અસરવાળા ધુમાડાથી તેઓ લથડીઆં ખાવા લાગ્યા હતા. એવામાં તારાસિંહના મુખમાંથી એવા આનંદસૂચક ઉદ્‌ગાર નીકળી પડ્યા કે, “વાહ વાહ! કેવા અણીના વખતે મ્હારા માલિક આવી પહોંચ્યા છે! હવે આ સઘળા કમબખ્તોનો જીવ જરૂર જશે.”

તારાસિંહના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળી એ લોકો અત્યંત આશ્ચર્યચકિત બની ગયા, તથા તેઓ મયદાન તરફ જોવા લાગ્યા. આ સમયે કોઇ રાજાની સવારી પોતાના તરફ આવતી હોય એવો દેખાવ તેમના જોવામાં આવ્યો; છતાં એ લોકોના મસ્તકપર બેશુદ્ધિની અસર એટલી સીમા સુધી થઇ ગયેલી હતી કે તેઓ એ સ્થળેથી પલાયન કરી જવાને સર્વાંશે અશક્ત હતા. તેઓ સર્વ એ વૃક્ષ નીચે જ બેસી જઇ ધરાપર ઢળી પડ્યા. તેમની શુદ્ધિ સર્વાંશે દૂર થઇ ગઈ.

થોડા સમયમાં જ પોતાના કેટલાક માણસોની સાથે ઘોડેસવાર થયેલો વીરસિંહ એ સ્થળે આવી પહોંચ્યો. જ્યોતિસિંહ અને બદ્રીનાથ પણ તેની સાથે જ હતા. સર્વની આગળ નારંગી એક ઘોડાપર બેઠેલી હતી. એ લોકો કૂવા પાસે આવી પહોંચ્યા એટલામાં તો તારાસિંહ પણ વૃક્ષપરથી નીચે ઉતરી પડયો, અને કૂવામાંથી એક લોટો પાણી કાઢી તેણે હાથ મ્હોં ધોયાં. પછીથી થોડે સુધી સ્હામો જઈને તે સર્વને મળ્યો. વીરસિંહે તેને પૂછ્યું:–" કેમ, શા સમાચાર છે ? "

" ઘણા વિચિત્ર સમાચાર છે ! " તારાસિંહે ઉત્તરમાં કહ્યું.

" એવા તે શા વિચિત્ર સમાચાર છે ? તેજસિંહ ક્યાં છે ? " અધીરતાથી વીરસિંહે પૂછ્યું.

" તેજસિંહજી આ ખંડેરમાં આવેલા ભોંયરામાં છે. માયાસુંદરી, બંસરીબાલા અને યુવરાજ ઇન્દ્રજીતસિંહ પણ એ ભોંયરામાં જ કેદ પડેલા છે. "

યુવરાજ ઇન્દ્રજીતસિંહની જે સ્થિતિ ભોંયરામાં, તારાસિંહના જોવામા આવી હતી એ સ્થિતિનું રાણા વીરસિંહ વગેરે સમક્ષ હમણાં વર્ણન કરવું તેણે વ્યાજબી વિચાર્યું નહિ. જો એ વર્ણન કરવામા આવશે તો સર્વ માણસો રડારોળ કરી મૂકશે અને ઇન્દ્રજીતસિંહને સત્વર શુદ્ધિમાં લાવી શકાશે નહિ એમ વિચારી તારાસિંહે હાલ તરત એ વાત પોતાના મનમાં જ રાખી. આ સમયે ઇન્દ્રજીતસિંહ વગેરે સંબંધી તેને કેટલાક અસત્ય ઉત્તરો વીરસિંહને લાચારીથી આપવા પડયા.

તારાસિંહના મુખે રાજકુમાર આનન્દસિંહે જ્યારે એવા સમાચાર સાંભળ્યા કે, બંસરીબાલા પણ એ ભોંયરામાં કેદ થઈ પડેલી છે ત્યારે તે ઘણો ખુશી થયો. માશૂકની મુલાકાત હવે અલ્પકાળમાં થશે જ એવી આશા તેના પ્રેમપરિપૂર્ણ અંતરમાં ઉપજી.

વીરસિંહે ફરીથી તારાસિંહને પૂછ્યું:—" શું ત્હેં ત્હારી નજરે તેમને સર્વને ભોંયરામાં કેદ થઇ પડેલાં જોયાં છે ? "

" હા મહારાજ ! યુવરાજ ઇન્દ્રજીતસિંહ તથા બંસરીબાલાને તો તો હું અને તેજસિંહ મળી ચુકયા છીએ. તેજસિંહ તેમની બન્નેની પાસે જ છે; પરંતુ અમે માયાસુંદરીને જોયાં નથી. બંસરીબાલાના કહેવાથી અમે માત્ર એટલું જાણી શકયા છીએ કે, એ ભોંયરામાંની જ કોઇ ગુપ્ત ઓરડીમાં માયાસુંદરી કેદ થઇ પડેલાં છે. તેમને મળી શકાય એવો કોઇ માર્ગ અમને સૂઝયો નહોતો. " તારાસિંહે ઉત્તર આપ્યો.

" શું આ ખંડેરના ભોંયરાની ઓરડીઓમાં કશો ભેદ છે કે ? "

" માત્ર ભેદ જ નહિ; પરંતુ આ ખંડેરમાં કાંઇ ઘણું ગુપ્ત રહસ્ય સમાઇ રહેલું હોય એમ મ્હને લાગે છે. "

" ઠીક, જ્યારે તું અને તેજસિંહ યુવરાજ ઇન્દ્રજીતસિંહ પાસે જઇ પહોંચ્યા હતા ત્યારે પછી તમે તેમને બ્હાર કેમ લઇ આવ્યા નહિ ? "

શો ઉત્તર આપવો તેનો થોડા સમય સુધી સ્વગત વિચાર કર્યા પછી તારાસિંહે કહ્યું:—" અમારી મુલાકાત થયા પછી અમે ભોંયરામાં તેમની સાથે વાતચિત કરતા બેઠા હતા. દુસ્મનનો એક માણસ એ ભોંયરામાં કેદીઓની દેખરેખ રાખતો હતો. કેદીઓના હાથ પગમાં બેડીઓ હોવાથી તેમનામાં હાલવા ચાલવાની શક્તિ નહોતી. જ્યારે અમે બન્નેએ એને ગિરફતાર કર્યો, તથા સઘળી હકીકત જણાવવાની અમે તેને ભય દર્શાવીને આજ્ઞા કરી ત્યારે તે સમજી જઇને રસ્તાપર આવ્યો. એના કહેવાથી અમને માલૂમ પડયું કે, આપણો દુસ્મન અર્થાત્ એનો માલિક ઘણા માણસો સાથે થોડા સમયમાં જ આ ખંડેર પાસે આવી પહોંચનાર છે. આવો પ્રકાર જાણવામાં આવતાં જ તેજસિંહે મ્હને કહ્યું કે:—" આપણે હવ ભોંયરામાંથી બ્હાર

નીકળીશું તો શત્રુ આપણને સપડાવ્યા સિવાય રહેશે નહિ; કેમ કે બ્હાર નીકળવાથી એ લોકોની સાથે મુલાકાત થઇ જાય એવો સંભવ છે; વળી એ લોકો ઘણી સંખ્યામાં હશે અને આપણે માત્ર ત્રણજ છીએ, એથી આપણે દુઃખ વેઠવું પડે એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી; તેથી ઉત્તમ એજ છે કે, તમે એકલા બ્હાર જાઓ અને શત્રુઓને જ્યારે ખંડેર તરફ આવતા જુઓ ત્યારે કોઈ પણ રીતે તેઓ આપણા પંઝામાં ફસાઈ પડે એવો પ્રયત્ન ચાલાકીથી કરજો."

જ્યોતિસિંહે આ ખુલાસો સાંભળી અતિ પ્રસન્ન થઈને કહ્યું:-"મ્હને એમ લાગે છે કે, જે લોકો આ વૃક્ષ નીચે પડેલા છે તે સઘળા તમારા માયા-પ્રાબલ્યથી જ આવી સ્થિતિને આધીન થયેલા છે. તમે તેમને સર્વેને કેવી રીતે બેશુદ્ધ બનાવી દીધા ?"

"ખંડેરમાં આગ સળગાવી તેમાં મ્હેં બેશુદ્ધિનું ઔષધ નાખ્યું હતું. એ લોકો અહીં આવે ત્યાં સુધીમાં તો બેશુદ્ધિની અસરવાળો ધુમાડો આજૂબાજૂમાં સર્વત્ર ફેલાઈ ગયો હતો. શત્રુઓમાંના માત્ર બે જ માણસો બચી ગયા છે. (ઘોડાઓ તરફ જોઇને) હેં! બે માણસો નાસી ગયા હોય એમ લાગે છે! આ બહુ ખોટું થયું છે!" તારાસિંહે કહ્યું.

જ્યોતિસિંહે ચોતરફ દૃષ્ટિ ફેરવીને કહ્યું:—"બે લોકો નાસી ગયા છે તેથી કાંઈ નુકસાન નથી. હવે આપણે ત્વરાથી ભોંયરામાં જવું જોઇએ."

"મ્હને એમ લાગે છે કે, કદાચ આપણે ભોંયરામાં જઇ શકીશું નહિ." તારાસિંહે શંકા દર્શાવી.

"એનું કાંઇ કારણ?" નારંગીએ પૂછ્યું.

" શત્રુઓના માણસોમાં એક સાધુ પણ હતો. તે ઘણો ચાલાક તેમજ હોશિયાર હતો. આંખોમાં બેશુદ્ધિની અસરવાળો ધુમાડો જતાં જ તે મ્હારી ચાલાકી સમજી ગયો. એવામાં એક માણસે, કે જે પહેલાં અમને જોઇ પલાયન કરી ગયો હતો અને પાછળથી છુપાઇ જઇ મ્હારી હિલચાલ જોયા કરતો હતો તેણે સાધુ પાસે આવી અમારા અહીં આવ્યાના સમાચાર તેને જણાવી દીધા, તથા તેણે તેને એમ પણ કહી દીધું કે, ' હજી સૂધી બંસરીબાલા, માયાસુંદરી અને ઇન્દ્રજીતસિંહજી ભોંયરામાં જ છે. તે સિવાય મહારાણા વીરસિંહજીનો એક બહુરૂપી પણ ત્યાં હાજર છે.' આ સમાચાર સાંભળી એ સાધુ પ્રસન્ન થયો તથા તેણે કહ્યું કે, ' હવે આપણે સંકટમાં ફસાઇ પડયા છીએ તથા અલ્પકાળમાં જ આપણે સર્વે બેશુદ્ધ બની જઇએ તેમ છીએ; છતાં હું ખંડેરનો શાહી દરવાજો બંધ કરી દઉં છું, જેથી કોઇ પણ માણસ ભોંયરામાં જઇ શકશે નહિ, અને ભોંયરામાં સપડાયલાં માણસોને કોઇ છોડાવી શકશે નહિ.' આ હકીકત સાંભળી પેલા માણસે કહ્યું કે, ' આપણો એક માણસ પણ અંદર છે, તેનો ઉદ્ધાર આપણે કેવી રીતે કરીશું ?' આથી સાધુએ ઉત્તરમાં કહ્યું ' તેનો ઉદ્ધાર થઇ શકવો અસંભવ છે. એ ભલે ભોંયરામાં જ મરી જાય.' પછીથી સાધુએ શું કર્યું એ હું જાણતો નથી તેમજ શાહી દરવાજાથી પણ હું સર્વાંશે અજાણ્યો છું."

તારાસિંહનાં આ વચનો સાંભળી સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ. થોડા સમય સૂધી એ લોકોએ ગંભીરતા પૂર્વકવિચાર કર્યો. ત્યાર પછી નારંગીએ કહ્યું:—" પ્રથમ ખંડેરમાં જઇને ભોંયરાનો દરવાજો ઉઘાડવો જોઇએ. જો એ દરવાજો આપણાથી ઉઘડશે તો પછી કશી ચિંતા રહેશે નહિ. જો એ નહિ ઉઘડે તો જોઇ લેવાશે."

આ પ્રસ્તાવ સર્વને વાસ્તવિક લાગ્યો, તથા રાણા વીરસિંહે નારંગીને આગળ ચાલવા તથા ભોંયરાનો દરવાજો ઉઘાડવાને કહ્યું. આ સમયે ખંડેરમાં બિલ્કુલ ધુમાડો નહોતો સઘળું સ્વચ્છ થઈ ગતું હતું. નારંગી સઘળા લોકોની સાથે ખંડેરમાંના જે સ્થળેથી ભોંયરામાં જઈ શકાતું હતું એ સ્થળે જઈ પહોંચી. એક મીણબત્તી સળગાવીને તેણે હાથમાં લીધી તથા પાસે આવેલી એક ઓરડીમાં જઈ એ મીણબત્તી તેણે તારાસિંહના હાથમાં આપી દીધી. એ ઓરડીમાં એક આલમારી હતી. એ આલમારીના બારણામાં બે મુઠ હતી. એ મુઠને ફેરવતાં આલમારીનું દ્વાર ઉઘડી જતું હતું. પછીથી એક ઓરડીમાં જઈ પહોંચતાં ત્યાંથી ભોંયરામાં ઉતરવાની સીડીઓ હતી. આ સમયે નારંગીએ આલમારીની બન્ને મુઠને કેટલીક વખત ફેરવી. એ મુઠો ફરી ખરી; પરંતુ આલમારીનું દ્વાર ઉઘડયું નહિ. પછીથી તારાસિંહ અને જ્યોતિસિંહે એ દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ તેમનો સઘળો પ્રયત્ન વ્યર્થ થયો. અંતે સર્વનો જીવ બેચેન બની ગયો. સર્વને એમજ લાગ્યું કે, પેલો બદમાશ સાધુ જે કાંઈ બોલ્યો હતો તે પ્રમાણેજ એ વર્ત્યો છે. એ ખંડેરમાં કોઈ શાહી દરવાજો હોવો જ જોઈએ તથા એ દરવાજો બંધ કરીને સાધુએ ભોંયરામાં જવાનો રસ્તો બંધ કરી દીધેલો હોવો જોઈએ.

સઘળા લોકો એ ઓરડીમાંથી બ્હાર નીકળ્યા, અને પેલા બદમાશ સાધુને શોધવા લાગ્યા. ખંડેરમાં તેમજ પેલા લીમડાના વૃક્ષ નીચે આઠ માણસો બેશુદ્ધ બની જઈ પડી રહેલા હતા તેમને એકત્ર કરવામાં આવ્યા. જે બે માણસો બેશુદ્ધ બની ગયા નહોતા અને ઘોડાઓની સંભાળ રાખતા હતા એ કોણ જાણે કયાંય પલાયન કરી ગયા હતા! હવે માત્ર એકલો સાધુ રહ્યો હતો; તેની ઘણી શોધ કરવામાં આવ્યા છતાં તેના શરીરનો પત્તો લાગ્યો નહિ.

રાણા વીરસિંહ, જ્યોતિસિંહ અને તારાસિંહને સાથે લઇને નારંગી પેલી ઓરડીમાં ગઇ કે જે ઓરડીની દિવાલ સાથે મનુષ્યાકૃતિની એક પાષાણમૂર્ત્તિ જડી લેવામાં આવી હતી. એક દિવસે રાત્રિના સમયે બંસરીબાલાએ ઓરડીમાં ગઇ હતી એ વાંચકબંધુઓ જાણતા જ હશે. એ ઓરડીમાં તેમણે એ પાષાણનિર્મિત મનુષ્યમૂર્ત્તિ પાસે સાધુને બેહોશ હાલતમાં પડી રહેલો જોયો.

જ્યોતિસિંહે પેલી મૂર્ત્તિને થોડા સમય સુધી તપાસ્યા પછી કહ્યું:– "શાહી દરવાજાનો આ મૂર્તિ સાથે સંબંધ હોય એમ મ્હને લાગે છે."

"કદાચ એમ હોય પણ ખરું; મ્હને આ ખંડેર ઘણા ભેદ ભરમોથી ભરપૂર હોય એમ લાગે છે. અરેરે! જીવનાધિક ઇન્દ્રજીત હમણાં કેટલું બધું દુ:ખ ભોગવતો હશે? દરવાજો ઉઘાડવાની યુક્તિ આપણે કોની પાસેથી જાણી શકીશું? આ ખંડેરમાં માટી ચુનાના મ્હોટા ઢગલા થઇ રહેલા છે તે સઘળા બ્હાર કઢાવી નાખી સર્વત્ર સ્વચ્છતા કરી નખાવવાનો મ્હારો વિચાર છે. એટલાથી જો કશો પત્તો નહિ લાગે તો આપણે દિવાલ તેમજ જમીન સુદ્ધાં ખોદી નખાવીશું." વીરસિંહે અધીર બની જઇને કહ્યું.

"મ્હારો પણ એવો જ વિચાર છે." તારાસિંહે સંમતિ દર્શાવી.

"જમીન અને દિવાલ ખોદાવવાથી આપણો હેતુ અવશ્ય સફળ થશે. ભોંયરાની દિવાલ ખોદાવીને આપણે રસ્તો કાઢીશું. વળી એમ કરવાથી બીજી પણ ઘણી વાતોનો પત્તો લાગશે." જ્યોતિસિંહે જણાવ્યું.

વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોઇને વ્યાકુળતાથી કહ્યું:–"સત્વર તમે એ સઘળો બંદોબસ્ત કરો, અને બે માણસોને શ્યામગઢ મોકલી એક હજાર માણસોનું લશ્કર જલ્દી અત્રે બોલાવો. એ લશ્કરના માણસો એવા હોવા જોઇએ કે તેમનાથી જમીન ખોદવાનું, સડક બનાવવાનું વગેરે સર્વ જરૂરી કામ થઇ શકે."

"જેવી આજ્ઞા." જ્યોતિસિંહે કહ્યું.

રાણા વીરસિંહ સાથે સો માણસો આવેલા હતા. તેઓ સઘળા તેમને સૂચવવામાં આવેલા કામે લાગી ગયા. બેહોશ દુશ્મનોના હાથ પગ બાંધી દેવામાં આવ્યા, તથા તેમને એક મ્હોટા ચૉકમાં રાખ્યા પછી ખંડેરમાંની માટી ચુનો વગેરે બ્હાર કાઢી નાખવાનું કામ ચાલૂ થઈ ગયું.

રાત્રિનો સમય થયો. કેટલીક મશાલો સળગાવવામાં આવી. સર્વ માણસોનો કાર્યવ્યવસાય ચાલૂ હતો; પરંતુ રાજકુમાર આનન્દસિંહ ઘણો શોકાતુર જોવામાં આવતો હતો. રાણા વીરસિંહની ચિંતાનો પણ પાર નહોતો. જો કે તેને તારાસિંહે ઇન્દ્રજીતસિંહ સંબંધી કેટલીક અસત્ય હકીકત લાચારીથી કહી હતી; પરંતુ તે પોતાના મનમાં સારી રીતે સમજતો હતો કે ઇન્દ્રજીતની સ્થિતિ સારી નહિ જ હોય. આટલા સમય દરમ્યાન ઇન્દ્રજીતસિંહનું શું થયું હશે એની ચિંતાથી તારાસિંહ પણ શોકવિહ્વળ બની ગયો હતો. જો ઇન્દ્રજીતસિંહ જીવતો છે એવી ખબર તેજસિંહને હોત તો તે તેને ભોંયરામાં જ શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરત; પરંતુ અફસોસ કે તે એ પ્રકારથી સર્વથા અજ્ઞાત હતો. તારાસિંહ પોતાની ચિંતાનું કારણ કોઇને જણાવી શકતો નહોતો.

આ સ્થળેથી થોડે દૂર એક ગામ આવેલું હતું. કેટલાક માણસો ત્યાં દોડી ગયા અને કોદાળીઓ, પાવડા વગેરે જમીન ખોદવાના જરૂરી હથિયારો જલ્દીથી લઇ આવ્યા. પોતાની સાથે એ ગામમાંથી કેટલાક મજુરોને પણ તેઓ લઇ આવ્યા. આખી રાત્રિ ખોદકામમાં પસાર થઇ ગઇ અને પ્રભાતકાળ થતાં ન થતાંમાં એ ખંડેર સાફ થઇ ગયું.

હવે પેલા ચૉકને ખોદવાની શુરુઆત થઇ કે જેની પાસે આવેલી ઓરડીમાંથી ભોંયરામાં જવાનો રસ્તો હતો. એક હાથ જેટલી જમીન

ખોદ્યા પછી લોખંડી જમીન આવી, એ જમીનમાં છિદ્ર પાડવાનું કામ પણ ઘણું મુશ્કિલ હતું. આવો પ્રકાર જોઇ રાણો વીરસિંહ ઘણો દિલગીર બની ગયો અને તેણે ખંડેર વચ્ચે આવેલી જગ્યા ખોદવાની આજ્ઞા કરી. તેની આજ્ઞાનુસાર કેટલીક જમીન ખોદવામાં આવતાં તેમાંથી એક નાજુક સુંદર પુતળી નીકળી. ત્રણેક ગજની લંબાઇ પહોળાઇના એક ચબુતરાપર તેને ઉભી રાખવામાં આવી હતી. એ ચબુતરાની ચારે તરફ ન્હાનાં પગથીઆં આવેલાં હતાં. મધ્યાન્હકાળ સુધીમાં પુતળીની આસપાસની માટી ખસેડી વિશેષ જમીન ખોદવામાં આવી તો બીજા ભાગમાંથી પીત્તળના એક ચોકડા ઉપર પીત્તળની જ એક આકૃતિ નીકળી. આ આકૃતિનો દેખાવ, એક હરિણનો જાણે કે એક સિંહે શિકાર કર્યો હોય એવો હતો. હરિણની ગરદન સિંહના મ્હોમાં હતી. એ આકૃતિના કારીગરની પોતાના મનમાં ઘણી પ્રશંસા કરીને રાણા વીરસિંહે તેને સ્વચ્છ કરી નાખવાની પોતાના માણસોને આજ્ઞા કરી જ્યોતિસિંહ, તારાસિંહ વગેરે પણ એ વિચિત્ર આકૃતિ જોઇને આશ્ચર્યચકિત બની ગયા હતા. તેઓ લક્ષ્યપૂર્વક એ આકૃતિને જોવા લાગ્યા; એવામાં એ સિંહ જાણે જીવતો હોય એમ તેની આંખો ફરકવા લાગી આ સમયે એક દૂતે વિહ્વળ ચિત્તે રાણા વીરસિંહ પાસે ઉપસ્થિત થઇને કહ્યું:- "થોડા સમયમાં જ રાણો કનકસિંહ પોતાના બે હજાર સૈનિકોસહ અત્રે આવી આ ખંડેરને ઘેરો નાખવાનો છે. હવે તે પોતાના સૈન્યસહ અહીંથી માત્ર બે ગાઉના અંતરે જ છે!"

આ સમાચાર સાંભળી પ્રથમ તો રાણો વીરસિંહ કિંકર્તવ્ય વિમૂઢ બની ગયો; કેમ કે આ સમયે તે ખંડેરનો ત્યાગ કરી અન્ય સ્થળે જઇ શકે તેમ નહોતો. વળી હમણાં તેની પાસે માત્ર બસો માણસો હોવાથી તે શત્રુઓના બે હજાર સૈનિકોનો પરાજય કરવાને સર્વથા અશક્ત હતો.

ઘણો વિચાર કર્યા પછી પોતાના સો હથિયારબંધ સિપાહીઓને ખંડે-રના દરવાજાપર શત્રુઓને આવતા અટકાવવા માટે તેણે નાખ્યા. તે સારી રીતે જાણતો હતો કે, ખંડેરના દરવાજામાંથી સો કરતાં વિશેષ માણસો એક સાથે અંદર પ્રવેશ કરી શકે તેમ નહોતા. આવી વસ્તુસ્થિતિ હોવાથી ક્રમાન્વયે પોતાના સિપાહીઓ શત્રુ સૈન્યનો સંહાર કરી નાખશે એવા વિચારથી જ તેણે આવી યોજના કરી.

સંધ્યાકાળે રાણો કનકસિંહ પોતાના સૈન્યસહ ખંડેર પાસે આવી પહોંચ્યો; પરંતુ વસુંધરાપર ધીમે ધીમે અંધકારનો વિસ્તાર થતો હોવાથી રાત્રિનો સમય, ખંડેરને ઘેરો ઘાલીને પસાર કરવાનો જ તેણે સંકલ્પ કર્યો. આ સમયે રાણા કનકસિંહને કેવો અવર્ણનીય આનંદ થયો તેનું બયાન આ નિર્જીવ લેખિનીથી થઈ શકે તેમ નથી જ. રાણો વીરસિંહ તેના પુત્રો તથા બહુરૂપીઓ સાથે ખંડેરમાં ફસાઈ પડેલો હોવાથી સ્હવારે તેને કેદ કરી પોતાનું રામગઢનું રાજ્ય પાછું મેળવી શકાશે; એટલું જ નહિ પરંતુ એમ થવાથી શ્યામગઢ, રાજગૃહી અને ગયા-જીમાં પણ પોતાનું આધિપત્ય સ્થાપિત કરી શકાશે એવી મહત્વાકાંક્ષા તેના અંતરમાં ઉપજી. તેની આજ્ઞા પ્રમાણે તેના સૈન્યે ખંડેરની આજૂ-બાજૂ ઘેરો ઘાલીને ત્યાં પડાવ નાખ્યો. ખંડેરના દરવાજા પાસે જ રાણા કનકસિંહનો સુંદર તંબૂ ઠોકવામાં આવ્યો. તંબૂની સ્હામે એક છાયાવાળા વૃક્ષ નીચે ગાદી તકીઆઓની બેઠક બનાવવામાં આવી તથા ઉપર ચંદરવો બાંધી દેવામાં આવ્યો. રાત્રે પોતાના બહુરૂપીઓ અને સલાહકારો સાથે ત્યાં બેસીને કનકસિંહ ગુપ્ત મસલત કરવા લાગ્યો, તથા પ્રપંચજાળનો વિસ્તાર કેમ કરવો તેનો વિચાર ચાલવા લાગ્યો. બેઠકની બન્ને બાજૂએ બે મશાલચીઓ હાથમાં સળગતી મશાલ લઇને ઉભા રહ્યા હતા. અમીરઅલ્લી, યાકુબઅલ્લી, મહમ્મદઅલ્લી

અને અજાબયસિંહ કનકસિંહની પાસે જ બેઠા હતા. કનકસિંહની સ્હામે એક આસનપર કેટલાક શરાબના શીશાઓ અને પ્યાલાઓ ગોઠવી રાખેલા નજરે પડતા હતા. ધીમે ધીમે શરાબ પીવાનો વ્યવસાય ચાલૂ થઇ ગયો. સુરાસુંદરીની ઉત્તેજનાનો આરંભ થતાં જ નાર્મદ માણસો પણ પોતે ભીષ્મપિતામહ જેવા બહાદુર હોય એવાં બણગાં ફુંકવા લાગ્યા. અમીરઅલ્લીએ સુરાપાત્રને હાથમાં લઇને કહ્યું:—

આ યહાં કે, તુજકો પીલાતા હુ અએ જવાં,
તો આએ બામજા કે મુઝે પ્યાસ ઇસ જમાં;
દિલકો સુરુર ઔર તબિયત હો શાદમાં,
આંખોમેં નુર આએ મુનવ્વર હો સબ જહાં. ”

આ વચનો સાંભળી યાકુબઅલ્લી બોલી ઉઠયો:—

“ તારીફ કિસ જબાનસેં ઇસકી અદા કરું,
આબે હયાતસે ભી જયાદા ઇસે કહું;
અકસીર સે સીવાજો કહું તો નહીં જબું,
હર ચીજસે યે આબ બલાઇ મેં હય ધીજુ. ”

આ સમયે મહમ્મદઅલ્લી કહેવા લાગ્યો:—“ હુજૂર! અયે હાજરીંન દરબાર યારોં કે યાર યે શએ ખુશ જાએકા વ ખુશ ગવાર હોતી હય, જોશે મસ્તીમેં અજબ બહાર હોતી હય, સુસ્તી કો દૂર કરતી હય, ઇસકે પીનેવાલે દલેર હોતે હય, દિલશેર હોતે હય.

રૂસ્તમો બહેમન બનાતી હય શરાબ,
રંજ ઔર ગમસે છુડાતી હય શરાબ;
ઐસો ન શાત ચાહીએ હરદમ હુજૂર હો,
દુન્યાં કે રંજો ગમ હોન ઔાફેનશુર હો.

સર મસ્તીયોંકા જલસેમેં આલમ જરૂર હો,
બેહોશિયોંકા બજમમેં આલમ જરૂર હો.
મહેફિલમેં શોરે કુલ કુલે મીનાએ મુલ હુવા,
લાસા કિયા શરાબકે તૈબાકા કુલ હુવા. "

અમીર અલ્લી વગેરેના સહવાસથી રાણા કનકસિંહ પણ આવા કેટલાક ઉર્દુ શએર અને બએત શીખ્યો હતો; તેણે શરાબનો પ્યાલો હાથમાં લઇને કહ્યું:—

ફરહતકા સંગ હો, અશરતકા ઢંગ હો,
મહેફિલકા રંગ હો, બાદે કે જામસે;
સોહોબતકા ભંગ હો, શેખોંસે જંગ હો,
રીન્દોકે નંગ હો, જાહેદકે નામસે.
ફરહત અજબ હો, શાદીકા ઢબ હો;
હરરોજ શબ હો, છુટે આલામસે.
બીન તું ઇનબ હો, જલસા તલબ હો;
એશો તરબ હો, ગુલશનમેં શામસે. "

પુનઃ સંગીતના રંગમાં આવી જઇ અમીરઅલ્લી કહેવા લાગ્યો;-
"જનાબ! આપકા કલામ બરાબર હય, સુનો;—

પીનેસે ઇસકે હોતે હય હાંસીલ હજાર લુત્ફ,
ક્યા સાગરે શરાબમેં હય બેસુમાર લુત્ફ!
કિસને શરાબકો હરામ કિયા હય,
શરાબહીમેં હય જો કુછ મઝાહય.

ઘણા સમય સુધી આવી રીતે સુરાસુંદરીની સ્તુતિ ચાલી. પછી કનકસિંહે સુરાપાનથી લાલચોળ બની ગયેલું પોતાનું મ્હોં ઉંચું

કરી અમીર અલ્લી નામના બહુરૂપી તરફ જોઇને કાંઈ કહેવાની ઇચ્છા કરી; પરંતુ આ સમયે સ્હામેના મયદાન તરફ નજર જતાં જ તે ચમકી ઉઠયો. કનકસિંહનું આવું સ્થિત્યંતર થઈ ગયેલું જોઇને તેના બહુરૂપીઓએ પણ તે તરફ જોયું. તેઓ સર્વ ઘણા સમય સુધી મૌનાવલંબન કરી આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી એ મયદાન તરફ જોઇ રહ્યા.

એ મશાલોનો પ્રકાશ દૂરથી પોતાના તરફ આવતો સર્વના જોવામાં આવ્યો. એમશાલો તદ્દન નવીન જાત ની હતી. લાંબા ભાલા કિંવા વાંસના મથાળાપર ઘણું કપડું લપેટી તેને સળગાવવામાં આવ્યું હતું. એ બન્ને મશાલો હાથમાં પકડી બે ઘોડેસવારો મયદાનમાંથી અંદેર તરફ આવતા હતા. આ ઘોડેસવારો તથા તેમના હાથમાંની મશાલો જોઈ ને જ કનકસિંહ તથા તેના માણસો ચમકી ઉઠયા હતા.

વિના વિલંબે અમીરઅલ્લી બહુરૂપી ઝાડપર ચઢી ગયો, તથા થોડા સમયમાં જ નીચે ઉતરીને તેણે કહ્યું:—"મશાલો લઇને માત્ર બેજ ઘોડેસવારો નહિ પરંતુ વધારે ઘોડેસવારો આ તરફ આવતા હોય એમ લાગે છે!"

થોડા સમયમાં જ એ સઘળા ઘોડેસવારો જે સ્થળે કનકસિંહ વગેરે બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા એ સવારોમાંથી એક જણાએ ઘોડાપરથી ઉતરી પડવાની તૈયારી કરી. કનકસિંહ સમજી ગયો કે એ તેનો પુત્ર ભીમસિંહ હતો. ભીમસિંહ ઘોડાપરથી નીચે ઉતરી કનકસિંહ પાસે જઇ તેના ચરણોમાં નમી પડયો. કનકસિંહે પ્રેમપૂર્વક તેને ઉઠાડીને આલિંગન કર્યું. બન્નેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. ઘણા સમય સુધી તેઓ બન્ને એક બીજાના મ્હોં તરફ વિહ્વળ દૃષ્ટિથી જોઇ રહ્યા. પછીથી ભીમસિંહને પોતાની પાસે બેસાડીને કનકસિંહ તેની સાથે વાતચિત કરવા લાગ્યો.

જે સવારો ભીમસિંહની સાથે આવ્યા હતા તેઓ પણ ઘોડાપરથી નીચે ઉતરી પડયા.

ભીમસિંહે ગદ્ગદ કંઠે કહ્યું:—"આપનાં ચરણોનાં આટલા ટૂંક સમયમાં જ દર્શન થશે એવી આશા નહોતી."

"ઠીક છે, માત્ર મ્હારી ભૂલે જ આ સઘળું કર્યું છે; પરંતુ આજકાલ મ્હારાપર ઇશ્વરની દયા છે આજ સુધીનાં મ્હારાં સંકટોનો હવે સત્વર વિનાશ થઇ જવાનો હોય એમજ મ્હને લાગે છે. વીરસિંહ મ્હારા પંઝામાં ફસાઇ પડયો છે અને મ્હારો પ્રાણધિક પુત્ર મ્હને આવી મળ્યો છે એના જેવો આનંદજનક પ્રકાર મ્હારા માટે બીજો કયો હોઇ શકે? ઠીક હવે કહે જોઇએ કે કેવી રીતે તું છુટો થયો?" કનકસિંહે પ્રસન્નતાપૂર્વક કહ્યું.

ભીમસિંહે પોતાના સાથીઓમાંના એક તરફ ઇશારો કરીને કહ્યું:—"માત્ર આ માણસની સહાયતાથી જ મ્હારા જીવનનું રક્ષણ થયું છે."

પછી જે માણસ તરફ ભીમસિંહે ઇશારો કર્યો હતો તેને તેણે પોતાની પાસે બોલાવ્યો અને બેસવાને કહ્યું. એ માણસ નમ્રતાપૂર્વક નમન કરી ભીમસિંહ પાસે બેઠો. એની ઉમ્મર આશરે ચાળીસેક વર્ષની હતી. તેનું શરીર ઘણું દુર્બળ અને કમજોર હતું. શરીરનો રંગ ગોર હતો. આંખો મ્હોટી હતી; છતાં તેનો ચ્હેરો ઉદાસ અને લાચાર જોવામાં આવતો હતો. તે સાથે એમ પણ લાગતું હતું કે, કમજોરી સાથે તેનો ક્રોધ ઘણો વધી ગયો હતો. પુનઃ એ માણસ તરફ હાથ કરીને કનકસિંહને ઉદ્દેશીને ભીમસિંહે કહ્યું:—"પિતાશ્રી, આ માણસે જ મ્હારા જીવનનું રક્ષણ કર્યું છે. એ જો કે દુર્બળ અને કમજોર દેખાય છે; છતાં આગલા જમાનામાં તે બહાદુર અને સ્થિતિસંપન્ન હોવો જોઇએ. આજકાલ

એના જેવો ચાલાક માણસ ક્વચિત્ જ જોવામાં આવે છે. એ જો કે બહુરૂપી નથી; છતાં બહુરૂપીઓને તે પોતાના સમક્ષ તદ્દન તુચ્છ સમજે છે. એ શ્યામગઢનો રહેવાસી છે. વીરસિંહના માણસોના હાથે દુઃખી થઇને એ નાસી છુટયો છે, અને તેણે વીરસિંહના વૈરની વસુલાત લેવાની પોતાના મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી છે. વીરસિંહના વંશનો ધ્વંસ કરી નાખવાનો જ તેનો નિશ્ચય છે. જ્યાં સૂધી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થાય નહિ ત્યાં સૂધી કંદમૂળનો જ આહાર કરવાનું પણ તેણે લીધેલું છે. એ પોતે ઇચ્છિત કાર્ય કરી શકવાને શક્તિવાન્ છે એ માટે કશો સંદેહ નથી. શ્યામગઢના ભોંયરાનો અને અહીં આવેલા ખંડેરનો સઘળો ભેદ એ જાણે છે. એણે જે ચતુરાઇથી મ્હારો ઉદ્ધાર કર્યો છે તેનું વર્ણન કરી હમણાંનો આપણો મૂલ્યવાન્ સમય નષ્ટ કરવાની જરૂર નથી; મને એની સહાયતાથી જ આજનો રાત્રિનો જે થોડો સમય અવશિષ્ટ રહ્યો છે એ સમય દરમ્યાન એક મહાન્ કાર્ય પાર ઉતારવાની ઉમ્મીદ છે. હવે આપ પોતે પણ એની સાથે જે વાતચિત કરવી હોય તે કરો."

ભીમસિંહનાં આ વચનો સાંભળવામાં આવતાં કનકસિંહના આનંદની સીમા રહી નહિં. તે પોતે જ એ માણસ સાથે વાતચિત કરવા લાગ્યોઃ—

"પ્રથમ હું તમારું નામ જાણવાને ઇચ્છું છું."

"મ્હને લોકો બાંકેસિંહ કહીને આજ સૂધી બોલાવતા હતા; પરંતુ હવે મ્હેં મ્હારૂં નામ બદલી નાખ્યું છે. આપ મ્હને અરિસિંહ કહીને જ બોલાવજો. જો મ્હારો પરિચય કોઇ જાણી જશે તો મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થવામાં વિલંબ થશે." બાંકેસિંહે કહ્યું.

"તમે કહેશો તે જ પ્રમાણે અમે વર્તીશું. હમણાં તો અમે વીરસિંહને સારી રીતે ઘેરી લીધો છે. એની સાથે સિપાહીઓ પણ ઘણા થોડા છે. એ લોકોને આ પ્રસંગે આપણે સહેલાઇથી કેદ કરી શકીશું, અને તે સાથે તમારી પ્રતિજ્ઞા પણ પૂર્ણ થશે." કનકસિંહે કહ્યું.

"આવા બંદોબસ્તથી તો આપ વીરસિંહ તથા તેનાં માણસોને કેદ કરી શકશો નહિ." અરિસિંહે કહ્યું.

"કારણ ?"

"એજ કે, આ ખંડેરની દિવાલ ઘણી મજબૂત છે."

"એ વાત ખરી છે; પરંતુ તેથી શી અડચણ છે?"

"શું આ ખંડેરમાં પ્રવેશ કરી વીરસિંહના સૈન્ય સાથે યુદ્ધ કરવાનો આપનો વિચાર છે ?"

'હા, મ્હારો તો એવો જ વિચાર છે."

"ના ના-એમ કરવામાં કલ્યાણ નથી. ખંડેરના દરવાજામાંથી સો માણસો કરતાં વિશેષ માણસો એક સાથે અંદર જઈ શકે તેમ નથી. વળી એ ઠેકાણે વીરસિંહે પોતાના સો હથિયારબંધ સિપાહીઓને રાખેલા હોવાથી ત્યાંથી પ્રવેશ કરવો શ્રેયસ્કર નથી."

"મ્હારા માણસો દિવાલપર ચઢી જઇ હુમલો કરશે. વળી સર્વથી મુખ્ય વાત તો એ છે કે, ખંડેરમાં જે માણસો છે તેઓ બે ત્રણ દિવસમાં જ ક્ષુધા તૃષ્ણાની વ્યથાથી કાયર બની જશે. અંતે તેઓ બ્હાર નીકળી પડશે એટલે તેમનો સંહાર સહેલાઇથી કરી શકાશે."

"એમ પણ નહિ બની શકે; કેમ કે, આ ખંડેર એક ન્હાનું ભેદભરમોથી ભરેલું સ્થાન છે. આ સ્થાનનો કિંવા ખંડેરનો સ્યામગઢમાં આવેલા ગુપ્ત ભોંયરા સાથે સંબંધ છે." એની અંદર જવું અથવા તો દિવાલપર ચઢવું એ કાંઇ સામાન્ય કામ નથી. વીરસિંહ તથા તેના

કુમારો આ ખંડેરનો થોડો ઘણો ભેદ જાણે છે, અને આપ એ સંબંધી કાંઈ જાણતા નથી તેથી તેમની અને આપની સ્થિતિમાં કેટલો ફેર છે એ આપ સમજી શકશો. તે સિવાય આ ખંડેરમાં ઘણાં ભોંયરાં અને સુરંગો આવેલી છે એથી એ લોકોને ભૂખ તરસનું દુઃખ આગ્રે જ વેઠવું પડશે."

કનકસિંહે અરિસિંહનાં આ વચનો સાંભળી થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી કહ્યું:—"તમે ઘણા બુદ્ધિશાળી છો એટલું જ નહિ પણ વિશેષમાં આ ખંડેરનો ઘણો ખરો ભેદ તમે જાણો છો. હવે હું મ્હારું સઘળું કામ તમને સોંપી દઉં છું. તમારી સલાહ પ્રમાણે જ હું વર્તીશ. કહો જોઇએ કે, હવે તમે શી સલાહ આપો છો?"

"ઠીક છે, હું મ્હારાથી બનતી હરેક પ્રકારની મદદ આપને કરીશ. પ્રથમ આપ મ્હને એટલું કહો જોઇએ કે, વીરસિંહ શા માટે અત્રે આવ્યો છે એ આપ જાણો છો?"

"ના."

"એ સંબંધીની ખરી હકીકત હું જાણી શક્યો છું. (ભીમસિંહ તરફ જોઇને) કેમ ભીમસિંહજી, પેલા માણસનું કહેવું તદ્દન બરાબર છેને!"

"બેશક એમજ છે. એ તમારો અનુયાયિ થઇને તમારી પાસે અસત્ય બોલે એ બનવા જેવું નથી." ભીમસિંહે અરિસિંહને કહ્યું.

"એ શી વાત છે?" અધીરતાથી કનકસિંહે પૂછ્યું.

"જ્યારે અમે આ તરફ આવતા હતા ત્યારે રસ્તામાં મ્હને મ્હારો એક ચેલો મળ્યો હતો. એના મુખે જ વીરસિંહ શા ઉદ્દેશથી અત્રે આવેલો છે એ અમે જાણી શક્યા છીએ." અરિસિંહે ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"ત્યારે હવે સત્વર કહો જોઈએ કે, એ શા ઉદ્દેશથી અત્રે આવેલો છે ?"

"આ ખંડેરના એક ભોંયરામાં રાજકુમાર ઇન્દ્રજીતસિંહ કોણ જાણે કે કેવી રીતે ફસાઈ પડેલો છે ! એ ભોંયરામાંથી કોઇ પણ રીતે બ્હાર નીકળી શકતો નથી. હું આ ખંડેરના પ્રત્યેક રસ્તા અને ભોંયરાથી પરિચિત છું. જો મ્હારી ઇચ્છા હોય તો હું ઘણી સહેલાઇથી એને ભોંયરાની બ્હાર કાઢી શકું તેમ છું."

"જો એમ થાય તો તો પછી શું જોઇએ ? પરંતુ તમે આ ખંડેરમાં કેવી રીતે જઈ શકશો ? વળી ખંડેરમાં ગયા સિવાય તમે ભોંયરામાં જઈ શકો તેમ નથી જ."

"ના ના–ખંડેરમાં જવાની કશી જરૂર નથી. હું બ્હારથી જ મ્હારું કામ કરી શકીશ."

"ત્યારે હવે તમે તમારા કાર્યમાં બિલ્કુલ વિલંબ કરશો નહિ."

"મ્હારી સલાહ એવી છે કે, આપ તથા આપના પુત્ર ભીમસિંહજી પાંચસો માણસોને લઇ મ્હારી સાથે ચાલો. અહીંથી લગભગ એક ગાઉ ગયા પછી એક જરાજીર્ણ મકાન પાસે આપણે જઇ પહોંચીશું. પ્રથમ આપણે એ મકાનને ઘેરી લેવું જોઇએ."

"એ મકાનને ઘેરી લેવાથી આપણને શો લાભ થશે ?"

"આ ખંડેરમાંની એક સુરંગ એ મકાન સુધી ગયેલી છે. વીરસિંહ પોતાના માણસો સાથે એ રસ્તેથી પલાયન કરી જાય તો એ બનવા જેવું છે. એથી આપણે જેમ બને તેમ જલ્દીથી એ મકાન ઘેરી લેવું જોઇએ. એ ઉપરાંત બીજી પણ એક વાત છે."

"શી વાત છે ?"

"એ મકાનમાં બીજી એક સુરંગ આવેલી હોઇ તે, જે ભોંયરામાં

ઈન્દ્રજીત કેદી થઈ પડેલો છે એ ભોંયરામાં ગયેલી છે. જો કે એ સુરંગમાંથી ભોંયરામાં જતાં સુધીમાં વચ્ચે પાંચ લોખંડનાં મજબૂત દ્વાર આવે છે જે સહેલાઈથી ઉઘડી શકે એવાં નથી; છતાં એ દ્વારને ઉઘાડવાની યુક્તિ હું સારી રીતે જાણું છું. ત્યાં જઈ પહોંચ્યા પછી બીજું પણ કોઈ મહત્વનું કાર્ય હું અવશ્ય કરીશ."

"ત્યારે તો આપણે પ્રથમ એ મકાન પાસે જ જઈ પહોંચવું જોઇએ." હર્ષસૂચક સ્વરે કનકસિંહે કહ્યું.

"બેશક, એમજ કરવું જોઇએ. પાંચસો સિપાહીઓ લઇ આપ મ્હારી સાથે ચાલો, પછી આપ જો જો કે હું શું શું કરૂં છું!" અરિસિંહે કહ્યું.

"આ પ્રસંગે ભીમસિંહને તકલીફ આપવી મ્હને ઠીક લાગતી નથી."

"હા, તેઓ ઘણા થાકી ગયા છે, તથા ઘણા દિવસ સુધી કેદખાનાનું દુઃખ ભોગવી નિર્બળ બની ગયા છે. અહીં દેખરેખ રાખવાનું કામ તેમને સોંપી આપ સત્વર મ્હારી સાથે પધારો." અરિસિંહે કનકસિંહના પ્રસ્તાવને સંમત થઇને કહ્યું.

પછીથી વિના વિલંબે પાંચસો સિપાહીઓને સાથે લઇ રાણો કનકસિંહ અરિસિંહ સાથે ઉત્તર તરફ રવાના થઈ ગયો. આ સમયે રાત્રિનો માત્ર એક જ પ્રહર બાકી રહ્યો હતો. ચંદ્રદેવતાએ તો જો કે પોતાનું મનોહર મ્હોં છુપાવી દીધું હતું; પરંતુ કેટલાક તારાઓ કનકસિંહ તથા તેના સાથીદારો તરફ જોઇ રહ્યા હતા.

કનકસિંહની સાથેના સઘળા સિપાહીઓ ઘોડાપર સવાર થયેલા હતા. અરિસિંહ અને કનકસિંહ બે આરબી ઘોડાઓપર બેઠેલા હોઇ તેઓ બન્ને સર્વની આગળ ચાલતા હતા. અરિસિંહની કમરપર માત્ર એક તલ્વાર જ હતી ત્યારે કનકસિંહ સંપૂર્ણ સાજસજાથી સુસજ્જિત

થયેલો હતો. કમરમાં કટાર, તલ્વાર અને હાથમાં ભાલો લઇ, લશ્કરી વેષમાં, આનંદાતિશયથી તે આગળ વધતો હતો. સડક પથરાવાળી અને ઉંચી નીચી હતી; જેથી આ લોકો બરાબર તેજીથી જઈ શકતા નહોતા. તે ઉપરાંત એક કલાક સૂધી ચાલીને એ લોકો એક જરાજીર્ણ મકાન પાસે જઈ પહોંચ્યા. એ મકાનની દિવાલ નજરે પડતાં જ તે તરફ હાથ લંબાવીને અરિસિંહે કહ્યું:—"મહારાજ! આપણે હવે યથાસ્થાને આવી પહોંચ્યા છીએ. જુઓ, એ મકાનની દિવાલ હવે જોઈ શકાય છે."

તરત જ કનકસિંહની સાથેના સિપાહીઓએ એ મકાન પાસે જઈ તેને ચોતરફથી ઘેરી લીધું. પછીથી અરિસિંહે કનકસિંહને ઉદ્દેશીને કહ્યું:—"મહારાજ! આ મકાનમાં ખજાનો છે તથા તે ક્યાં છે એ પણ હું જાણું છું!"

"ત્યારે તો એ ઘણો આનંદજનક પ્રકાર છે. આજકાલ દ્રવ્યની મ્હને અત્યંત અગત્ય છે." કનકસિંહે પ્રફુલ્લ મુખે કહ્યું.

"મ્હારી એવી ઇચ્છા છે કે, પ્રથમ આપને એકલાને જ હું એ મકાનમાં લઇ જઇને પેલી સુરંગ તથા ખંડેરમાંથી બ્હાર નીકળવાનો માર્ગ બતાવું. તે સિવાય બીજો પણ કેટલોક ભેદ હું આપને બતાવીશ. પછીથી આપણે બન્ને જણા એકબીજાની સલાહથી જેમ ઠીક લાગશે તેમ કરીશું. આપ મ્હારી સાથે એકલા આવવાને તૈયાર છો ને? આપને ડર તો લાગતો નથી ને?"

"શું તમે મ્હને ડરપોક સમજો છો? મ્હારા પાંચસો સવારોએ આ મકાનને ઘેરી લીધેલું હોવાથી અંદર એકલો આવતાં હું ડરું તેમ નથી જ." ઘમણ્ડ દર્શાવી કનકસિંહે કહ્યું.

"ના ના—આ જરાજીર્ણ મકાનમાં ભૂતપ્રેત કિંવા પિશાચનો

ભય આપના અંતરમાં ઉપજે નહિ તેથી જ મ્હેં આવો પ્રશ્ન કર્યો હતો.” હાસ્યમુખે અરિસિંહે કહ્યું.

“નાં ના–હું એવા ભયભીત વિચારો ધરાવું એવો નથી. તમે વિલંબ નહિ કરતાં સત્વર અંદર ચાલો.” કનકસિંહે અધીરતા દર્શાવતાં કહ્યું.

અરિસિંહે ચકમકની સહાયતાથી દેવતા સળગાવી મીણબત્તી ચેતાવી, તથા કનકસિંહને સાથે લઇ તેણે એ મકાનમાં પ્રવેશ કર્યો. આ સમયે એ મકાનની સ્થિતિ ઘણી ખરાબ હતી. માત્ર ત્રણ ઓરડીઓ જ સારી સ્થિતિમાં દેખાતી હતી. એ ઓરડીઓ તરફ ઇશારો કરીને અરિસિંહે કહ્યું:—“જો કે આ મકાન જરાજીર્ણ થઇ ગયું છે; પરંતુ આ ત્રણ ઓરડીઓને હજી સૂધી કશું નુકસાન પહોંચ્યું નથી. મ્હારે પણ માત્ર આ ઓરડીઓનું જ કામ છે. આ મકાનની મજબૂત દિવાલો પણ હજી બે ત્રણ વર્ષ સૂધી પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકશે એમ લાગે છે.”

“આ ત્રણે ઓરડીઓ સાથે સાથે જ આવેલી હોવાથી તેમનો એકબીજાની સાથે કાંઈ સંબંધ હોય એમ લાગે છે.” કનકસિંહે કહ્યું.

“હાજી, એમજ છે; પરંતુ આ ત્રણ ઓરડીઓથી ત્રણ પ્રકારનું કાર્ય નીકળશે.” અરિસિંહે કહ્યું

ત્યાર પછી અરિસિંહે એક ઓરડીમાં પ્રવેશ કર્યો. એમાં એક ભોંયરું આવેલું હોઇ ત્યાંથી નીચે ઉતરવાનાં પગથીઆં હતાં. કનકસિંહે કહ્યું:—“મ્હને એમ લાગે છે તમે મ્હને આ સુરંગના રસ્તેથી લઇ જશો.” આ વાકયના ઉત્તરમાં અરિસિંહે કહ્યું:—“હા, ઇન્દ્રજીતને લઇ આવવા માટે આપણને આ સુરંગમાંથી જ જવું પડશે; પરંતુ તે પૂર્વે હું આપને બીજી ઓરડીમાં લઇ જાઉં છું. એ ઓરડીમાં જ ખજાનો

ભરેલો છે. આપણે પહેલાં ખજાનો કાઢી લઇએ એવો મ્હારો વિચાર છે. આપનો શો વિચાર છે ?"

કનકસિંહે ખુશી થઈ જઇને કહ્યું:—"બરાબર છે, પહેલાં ખજાનો મેળવી લેવાની જરૂર છે. તમે કહેતા હો તો હું થે.ા ‌ ‌ ણુસોને અંદર બોલાવું."

"હમણાં કોઇને બોલાવવાની જરૂર નથી. પહેલાં આપ એકલા જ આવીને એ ખજાનો જોઈ લ્યો." અરિસિંહે કહ્યું.

"ભલે ચાલો."

બન્ને જણા બીજી એક ઓરડીમાં ગયા તો એમાં પણ એક ભોંયરું આવેલું તેમની નજરે પડયું. એમાં ઉતરવા માટે કેટલાંક પગથીઆં પણ હતાં. આ સ્થાન એવું હતું કે જો ત્યાંથી સો માણસો સાથે બૂમ બરાડા પાડે તો પણ તેમનો કંઠસ્વર કોઇ સાંભળી શકે નહિ. કનકસિંહના અંતરમાં એવી આશા હતી કે અલ્પકાળમાં જ ચગ્ગો—અખૂટ ખજાનો તેના જોવામાં આવશે; પરંતુ આ સ્થળે જે ભયંકર દેખાવ તેના જોવામાં આવ્યો તેથી ભયભીત બની જઈ તે કિંકર્ત્તવ્યવિમૂઢ થઈ ગયો. દશ હથિયારબંધ સિપાહીઓને તેણે એ સ્થળે ઉભા રહેલા જોયા. એ સિપાહીઓએ પોતાના મ્હોંપર કાળા બુરખા નાખેલા હતા. વિશેષમાં આ ઠેકાણે એક સુરંગ તરતની ખોદેલી, કનકસિંહની નજરે પડી. તે આવો ભયાનક દેખાવ જોઇ કંપી ઉઠયો. અરિસિંહે પોતાની સાથે દગો કર્યો છે એવો તેનો દૃઢ નિશ્ચય થઈ ગયો. તેણે લાચારીથી એક વખત અરિસિંહ તરફ જોઇને તેને કાંઇ કહેવાની ઇચ્છા કરી; પરંતુ ભયથી તેનું ગળું રુંધાઈ ગયું. પોતાના મુખમાંથી તે એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકયો નહિ.

પેલા દશ હથિયારબંધ સિપાહીઓએ ક્ષણ માત્રમાં જ કનક-

સિંહને પોતાનો કેદી બનાવી દીધો, તથા તેને મુસ્કેટાટ બાંધી દીધો. ત્યાર પછી અરિસિંહે એ સિપાહીઓને ઉદ્દેશીને કહ્યું:–"થયું હવે તમે સર્વ આ શયતાનને લઇ ચાલો. જો રસ્તામાં તે છુટો થવાનો કશો પ્રયત્ન કરશે તો આપણે તેનો જીવ લેતાં પણ સંકોચાઇશું નહિ." આમ કહી કનકસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું:–"જો જીવતા રહેવાની ઇચ્છા હોય તો આ સિપાહીઓ તને જ્યાં લઇ જાય ત્યાં ગુપચુપ ચાલ્યો જા."

આ સમયે અરિસિંહની આજ્ઞાનુસાર વર્ત્યા સિવાય કનકસિંહનો છુટકો નહોતો. એ સુરંગમાં ઉતર્યો, પછી લગભગ અડધા ગાઉ સુધી તેને ચાલવું પડ્યું. પછીથી તે બ્હાર નીકળ્યો તથા કનકસિંહે પોતાને એક એકાન્ત મયદાનમાં ઉપસ્થિત થયેલો જોયો. અહીં બાર ઘોડાઓને સામાન કસી કેટલાક માણસો બેઠેલા હતા. એક ઘોડાપર કનકસિંહને બેસાડવામાં આવ્યો, તથા નીચેથી તેના બન્ને પગ એક બીજાની સાથે બાંધી દેવામાં આવ્યા. બીજા ઘોડાઓપર અરિસિંહ અને પેલા દશ બુરખાવાળા સવારો બેસી ગયા, તથા કનકસિંહને સાથે લઇ તેઓ એક તરફ જવા લાગ્યા.



# પ્રકરણ ૧૬ મું.

## રાક્ષસીનો આદેશ.

યુવરાજ ઇન્દ્રજીતસિંહપર સંકટ આવી પડવાથી રાણો વીરસિંહ દુઃખિત બની જઇ તેને છોડાવવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ એ સમય દરમ્યાન કનકસિંહ ખંડેર પાસે સૈન્યસહ આવી પહોંચ્યો. એટલે તે ઘણો ચિંતાતુર બની ગયો. હમણાં તેનું સૈન્ય ઘણે દૂર હતું. તેની પાસે માત્ર બસો માણસો હતાં. એ બસો માણસોથી બે હજાર શત્રુઓપર વિજય મેળવવાનું કાર્ય ઘણું મુશ્કેલીભર્યું હતું. વળી જ્યાં સૂધી રાણો કનકસિંહ અહીં હશે ત્યાં સૂધી ઇન્દ્રજીતને છોડાવવાનો એકકે પ્રયત્ન કરી શકાશે નહિ એવા વિચારથી તે વિશેષ દુઃખિત થયો. જો એને ઇન્દ્રજીતસિંહની ફિકર ન હોત તો કનકસિંહના આગમનથી તે વિશેષ શોકાતુર બની જાત નહિ. હવે શું કરવું એના ગંભીર વિચારમાં તે પડી ગયો. સર્વથી વિશેષ ચિંતા તારાસિંહને થયા કરતી હતી; કેમ કે કુમાર ઇન્દ્રજીતના મૃતવત્ શરીરને તેણે પોતાની નજરે જોયું હતું. રાણો વીરસિંહ અને એના સાથીદારો તો પોતાની ચિંતામાં જ લીન હતા. ખંડેરના દરવાજા અને દિવાલપરથી લડવાની વ્યવસ્થા તેઓ કરી રહ્યા હતા; પરંતુ તારાસિંહ પેલી મૂર્ત્તિ નીકળી હતી તેના ચબુતરાપર ચિંતામગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. પોતાની આસપાસ શું થાય છે તે તરફ તેનું બિલકુલ ધ્યાન નહોતું. મધ્યરાત્રિ વીતી ગઇ; છતાં તે જ્યાં બેઠો હતો ત્યાં જ બેસી રહ્યો. રાણો વીરસિંહ વિવિધ કાર્યોમાં ગુંથાયલો હોવાથી તારાસિંહને તેણે ટોકયો નહિ, અને તેને કશું કાર્ય સોંપ્યું નહિ. તેને

એમજ લાગતું હતું કે, તારાસિંહ, ચબુતરાપરની એ મૂર્ત્તિ સંબંધી કશી ચિંતા કર્યા કરે છે !

અમે ગયા પ્રકરણમાં લખી ચુકયા છીએ કે, એ ઠેકાણે સાફ-સુફ કરવામાં આવતાં એક પીત્તળની મૂર્ત્તિ નીકળેલી હોઇ તેનો ભાવ એવો હતો કે, એક હરિણનો સિંહે શિકાર કર્યો હતો, તથા હરિણ-ની ગરદનનો અડધો ભાગ સિંહના મ્હોંમાં હતો. એ મૂર્ત્તિ ઘણી મનોહારિણી હતી.

મધ્યરાત્રિ થયા પછી એ મૂર્ત્તિમાંથી એક પ્રકારની ચમક દેખાવા લાગી, તથા ધીમે ધીમે એ પ્રકાશ એટલો બધો વૃદ્ધિંગત થઇ ગયો કે, એ સ્થળે સર્વત્ર પ્રકાશનો વિસ્તાર થયો. આવો પ્રકાર જોઇ સર્વ ગભરાઈ ગયા. વીરસિંહ, જ્યોતિસિંહ અને નારંગી અત્યંત વિસ્મિત બની જઈ તારાસિંહ પાસે ઉપસ્થિત થયાં. એ સમયે તારાસિંહ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી એ જ્યોતિર્મયી મૂર્ત્તિનું દર્શન કરી રહ્યો હતો.

એક કલાક વીતતાં ન વીતતાંમાં તો એમ માલૂમ પડ્યું કે, એ મૂર્ત્તિ હાલી રહી છે. એ સમયે સિંહની આંખોમાં એટલો બધો પ્રકાશ ઉત્પન્ન થયો હતો કે એ તરફ સ્થિરતાથી જોઇ શકાતું નહિ. મૂર્ત્તિને હાલતી જોઇ સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ, તથા સર્વને એમજ લાગ્યું કે, હવે થોડા સમયમાં જ એ ખંડેરનો કોઇ ગુપ્ત ભેદ જાણી શકાશે.

એ મૂર્ત્તિ એકાએક ઘણા જોરથી હાલી, તથા એક ભારે અવાજની સાથે જમીનમાં ધસી ગઇ. ખંડેરમાં સર્વત્ર જે પ્રકાશનો વિસ્તાર થયો હતો તે અદૃશ્ય થઈ ગયો. એકાએક વિશેષ પ્રકાશ જોવામાં આવ્યા પછી જો એ પ્રકાશ અદૃશ્ય થઇ જાય છે તો આંખોએ

વિશેષ ઝાંખ વળે છે અને અંધકારનું પ્રાબલ્ય વિશેષ લાગે છે. ખંડેરમાંના સર્વ માણસોની પણ આવી જ સ્થિતિ થઈ. થોડા સમય સુધી એ લોકોને કાંઈ સૂઝયું નહિ. ત્યાર પછી જે ખાડામાં મૂર્ત્તિ ઉતરી પડી હતી એ ખાડો સર્વના જોવામાં આવ્યો. હવે એ ખાડામાં પણ થોડો પ્રકાશ દેખાવા લાગ્યો, તથા જોતજોતાંમાં એક ભયંકર રાક્ષસી હાથમાં ચમકતો ભાલો લઇ ખાડામાંથી બ્હાર નીકળી આવી. એ રાક્ષસીને વાંચકબંધુઓએ શ્યામગઢના કબરસ્થાનમાં જોઇ છે.

વીરસિંહે તથા તેના બહુરૂપીઓએ એ રાક્ષસીને કેટલીક વખત જોઇ હતી, તથા એ રાક્ષસી સ્ત્રીએ તેમનાપર ઉપકાર સુદ્ધાંએ કર્યો હતો. આવા સંકટ સમયે તેને પોતાની પાસે ઉપસ્થિત થયેલી જોઇ સર્વને અપાર આનંદ થયો. તેમને એમજ લાગ્યું કે, હવે એ રાક્ષસી સ્ત્રી તેમને સહાયતા કરશે; એટલું જ નહિ પણ તેની સહાયતાથી આ ભેદભરમોથી ભરેલા ખંડેરનો થોડો ઘણો ભેદ સુદ્ધાં જાણી શકાશે.

એ રાક્ષસીએ પોતાનો ભાલો હલાવ્યો. ભાલો હાલતાં જ ચમક ઉત્પન્ન થઇ, અને સમસ્ત ખંડેરમાં પ્રકાશ ફેલાઇ ગયો. પછી તેણે વીરસિંહ પાસે આવીને કહ્યું:—"આપને એક પ્રહરનો સમય આપવામાં આવે છે. એ સમય દરમ્યાન આ ખંડેરના જે સ્થાનનો રસ્તો આપને માલૂમ હોય ત્યાં આપ અનાયાસે જઈ શકો તેમ છો. જે શાહી દરવાજો બંધ હતો તેને મ્હેં આપના માટે જ ખુલ્લો કરી નાખ્યો છે. એક પ્રહર સૂધી એ દરવાજો ખુલ્લો રહેશે; તેથી જો આપ આપનો આ અત્યંત મૂલ્યવાન્ સમય વ્યર્થ ગૂમાવશો તો ભયંકર અનર્થ થશે."

આટલું કહીને એ રાક્ષસી પેલા ઉંડા ખાડામાં કૂદી પડી અદૃશ્ય

થઇ ગઈ; તેથી એ ઉંડા ખાડામાં સુરંગ આવેલી હોય એમ લાગ્યું. હવે વીરસિંહ, આનન્દસિંહ વગેરેના અંતરમાં ઇન્દ્રજીતના મિલનની આશા ઉપજી. વીરસિંહે કહ્યું:—"આ અદ્ભુત સ્ત્રી કોણ છે એ સમજી શકાતું નથી. આપણે જો કે એને ઓળખતા નથી; પરંતુ એ અદ્ભુત સ્ત્રી અપાર સામર્થ્ય ધરાવતી હોય એમ મ્હને લાગે છે."

"જ્યાં સુધી એ પોતે તેની હકીકત આપણને નહિ કહે ત્યાં સુધી આપણે તેને ઓળખી શકીશું નહિ." તારાસિંહે કહ્યું.

"પરંતુ એનો દેખાવ ઘણો ભયાનક છે!" નારંગીએ કહ્યું.

"તેણે પોતાના મૂળ વેષને બદલી નાખ્યો હોય તો એ બનવા જેવું છે." જ્યોતિસિંહે કહ્યું.

"કદાચ એમ પણ હોય; હવે આપણે સત્વર ભોંયરામાં જઇને ઇન્દ્રજીત વગેરેનો ઉદ્ધાર કરવો જોઇએ. એક પ્રહર સુધીમાં તો આપણે આપણું સઘળું કાર્ય કરી શકીશું; પરંતુ કનકસિંહ માટે શું કરીશું? જો એ આ ખંડેરમાં પ્રવેશ કરી યુદ્ધનો આરંભ કરી દેશે તો એક પ્રહરનો આપણને પ્રાપ્ત થયેલો અમૂલ્ય સમય વ્યર્થ ચાલ્યો જશે." વીરસિંહે કહ્યું.

"આપનું કહેવું બરાબર છે. આવા સમયે એ શયતાન અહીં આવી પહોંચ્યો છે એ ઘણું ખોટું થયું છે." આમ કહીને જ્યોતિસિંહ વિચારમાં પડી ગયો, તથા હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. એવામાં ખંડેરના મુખ્ય દ્વાર તરફથી સિપાહીઓનો કોલાહલ થઈ રહેલો સાંભળવામાં આવ્યો. યુદ્ધનો આરંભ થઈ ગયો હશે એવી આ સમયે સર્વની ધારણા થઈ ગઈ.

જે સમયે રાણો કનકસિંહ ખંડેર તરફ સૈન્યસહ આવી ચઢે છે એવા સમાચાર ગુપ્તદૂતદ્વારા જાણવામાં આવ્યા હતા ત્યારે રાણા

વીરસિંહે પચાસ હથિયારબંધ સિપાહીઓને શત્રુઓને અટકાવવા માટે પ્રવેશદ્વારપર રાખ્યા હતા. એ સિપાહીઓએ પોતાના અંતરમાં એવો નિશ્ચય કરી રાખ્યો હતો કે, પોતાનામાંથી એક પણ સિપાહી જીવતો હશે ત્યાં સૂધી તેઓ શત્રુને ખંડેરમાં પ્રવેશ કરવા દેશે નહિ. પ્રવેશદ્વારપર થતો કોલાહલ સાંભળી જ્યોતિસિંહ અને તારાસિંહ એ તરફ દોડી ગયા. થોડા સમયમાં જ ત્યાંથી પાછા આવી હર્ષાતિશયથી જ્યોતિસિંહે કહ્યું:—"બેશક, પ્રવેશદ્વાર પાસે યુદ્ધ ચાલૂ થઈ ગયું છે; પરંતુ કોણ જાણે કે કયા બહુરૂપીએ કનકસિંહને કેદ કર્યો છે! કનકસિંહ કેદ પકડાયલો હોવાથી તેના સૈનિકો નિરુત્સાહિત બની ગયા છે. તેના થોડા સિપાહીઓ પ્રવેશદ્વાર પાસે આવીને લઢે છે અને કેટલાક પલાયન કરી જાય છે. મ્હેં એક સિપાહીને પૂછ્યું તો માલૂમ પડ્યું કે, એ સિપાહી પોતાના સાથીદારોસહ પ્રવેશદ્વારપર પહેરો ભરી રહ્યા હતો એવામાં કેટલાક સવારો એ તરફથી મયદાન તરફ નાઠા તથા તેઓ ઉચ્ચ સ્વરે એમ બોલતા ગયા કે, "તમે લોકો નાસી છુટીને તમારો જીવ બચાવો. તમારો કનકસિંહ કેદ પકડાયો છે. હવે તમે કોઇ પણ રીતે એને છોડાવી શકો તેમ નથી જ." આથી બીજા સિપાહીઓ પણ નાસી જવા લાગ્યા છે. જે થોડા સિપાહીઓ પ્રવેશદ્વાર પાસે આવેલા છે તેઓ જ માત્ર યુદ્ધ કરે છે."

જ્યોતિસિંહની વાત સાંભળી વીરસિંહે કહ્યુ:—"ત્યારે જે લોકો યુદ્ધ કરે છે તેમને પણ આપણે હાંકી કાઢવા જોઇએ." આમ કહીને તે પ્રવેશદ્વાર તરફ આગળ વધ્યો.

હવે અરિસિંહ કનકસિંહને તેના પાંચસો સિપાહીઓસહ પોતાની સાથે લઇ ગયો ત્યાર પછી આ તરફ શું બન્યું તે આપણે જોઇએ.

તેમના ગયા પછી ભીમસિંહે બે કલાકના અંતરે પોતાના સાથીઓને તૈયાર થવાની અને ઘોડા કસવાની આજ્ઞા કરી. આ પ્રકારથી કનકસિંહના બહુરૂપીઓને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમણે ભીમસિંહને આવી આજ્ઞાનું કારણ પૂછ્યું. એના ઉત્તરમાં ભીમસિંહે માત્ર એટલું જ કહ્યું કે:—"અમે શું કરીએ છીએ તે હમણાં જ તમે સર્વ જાણી શકશો." જ્યારે ઘોડાઓ તૈયાર થઇ ગયા ત્યારે પોતાના સાથીઓને ગુપ્ત સંકેત કરી ભીમસિંહ ઘોડેસવાર થઇ ગયો, તથા મિયાનમાંથી તલવાર બ્હાર ખેંચી કાઢી, કનકસિંહના માણસોનો સંહાર કરતો, એવું કહેતો કહેતો મયદાન તરફ નાઠો કે, "તમે લોકો નાસી જઇને તમારો જીવ બચાવો. તમારો કનકસિંહ કેદ પકડાયો છે. હવે તમે તેને કોઈ પણ રીતે છોડાવી શકો તેમ નથી." આ સમયે કનકસિંહના બહુરૂપીઓની આંખો ઉઘડી. તેમનો નશો સર્વાંશે ઉડી ગયો. તેઓ સમજી ગયા કે તેમને સજ્જડ ભૂલથાપ આપવામાં આવી છે. ભીમસિંહ, વીરસિંહનો કોઇ ચાલાક બહુરૂપી જ હોવો જોઇએ એમ તેમને લાગ્યું.

આ સમયે કનકસિંહનું સૈન્ય હરેક પ્રકારે ગાફિલ અને બેફિકર હતું. કનકસિંહના બહુરૂપીઓના હુકમથી કેટલાક માણસોએ ઘોડાઓની નાગી પીઠપર ચઢી વેષધારી ભીમસિંહનું અનુસરણ કર્યું; પરંતુ હવે શું થાય તેમ હતું. ઉલટું આ પ્રકારનું પરિણામ એ આવ્યું કે, પોતાના સૈન્યના માણસો પલાયન કરી જાય છે એમ ધારી બીજા માણસો પણ પલાયન કરી જવા લાગ્યા. બહુરૂપીઓએ તેમને રોકવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તે તરફ એ લોકોએ ધ્યાન આપ્યું નહિ. મહા મુશ્કેલીથી જે થોડા માણસો રોકાયા, તેમણે ખંડેરના પ્રવેશદ્વાર પાસે જઇને હુલ્લડ મચાવ્યું; પરંતુ આ સમયે એમની હિમ્મત જતી રહી

હતી. બહાદુર વીરસિંહ, આનન્દસિંહ, જ્યોતિસિંહ અને તારાસિંહ જ્યારે આવીને તેમનાપર તૂટી પડયા ત્યારે તેમના ભયનો પાર રહ્યો નહિ. થોડા સમયમાં જ કનકસિંહના સઘળા સિપાહીઓ ' જીવની માયા ડુંગર જેવડી, મરણુ પગલાંને હેઠ ' એ સૂત્રનું સ્મરણ કરી પલાયન કરી ગયા.

આ યુદ્ધ એક કલાક સૂધી ચાલ્યું. એમાં રાણા વીરસિંહના દશ માણસો માર્યા ગયા અને વીશ જખ્મી થયા. કનકસિંહના ચાળીસ માણસો માર્યા ગયા અને સાઠ જખ્મી થયા. એ ઘાયલ થયેલા માણસોને પૂછી રાણા વીરસિંહે, કનકસિંહ કેવી રીતે કેદ પકડાયો એ હકીકત જાણી લીધી; છતાં કોણે તેને કેવી રીતે કેદ પકડયો એ પ્રકાર તે જાણી શકયો નહિ.

મૃતદેહોને ખસેડવા અને જખ્મીઓની સેવા ચાકરી કરવા માટે વીરસિંહે પોતાના કેટલાક માણસોને રોકયા. ત્યાર પછી તેણે યુવરાજ ઇન્દ્રજીતસિંહને છોડાવવા માટે ખંડેરમાં જવાનો ઈરાદો કર્યો. જે ભોંયરામાં યુવરાજ ઇન્દ્રજીત હતો એ ભોંયરાની હકીકત પહેલાં કેટલીક વખત અમે લખી ચુકયા છીએ; તેથી તેનો અત્રે પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી. જે આલમારી ઉઘાડી ભોંયરામાં જઇ શકાતું હતું એ આલમારી, શાહી દરવાજો બંધ થવાથી બંધ થઇ ગઇ હતી; પરંતુ પેલી રાક્ષસીએ એ ઉઘાડયાના સમાચાર જણાવેલા હોવાથી વીરસિંહ, જ્યોતિસિંહ, તારાસિંહ વગેરેને લઇ, એ આલમારી ઉઘાડીને ભોંયરામાં ઉતર્યો. તારાસિંહે પોતાના હાથમાં એક સળગતી મશાલ લીધેલી હોવાથી અંદર સહેલાઇથી ઉતરી શકાતું હતું.

ભોંયરામાં ઉતર્યા પછી રાણા વીરસિંહ, જ્યોતિસિંહ વગેરેએ આસપાસ જોવા માંડયું; પરંતુ એકકે મનુષ્ય તેમની નજરે પડયું

નહિ. વળી ઈન્દ્રજીત, તેજસિંહ, બંસરીબાલા વગેરે ક્યાં ગૂમ થઇ ગયાં હશે એ સમજી શકાય એવું એક પણ ચિહ્ન ત્યાં જોવામાં આવ્યું નહિ. જે પેટીમાં ઇન્દ્રજીતનો દેહ હતો એ પેટી પણ હમણાં ત્યાં નહોતી. પેલો સિપાહી પણ અદૃશ્ય થઇ ગયો હતો!

વીરસિંહે ચિંતાતુર બની જઇ તારાસિંહ તરફ જોઇને કહ્યું:—" અહીં તો કોઇ નથી. શું તમે એ લોકોને બીજા ભોંયરામાં રાખ્યાં હતાં ? "

" ના જી, એમને સર્વને આ સ્થળે રાખીને જ હું બહાર નીકળ્યો હતો. " આમ કહી તારાસિંહે પેલી ઓરડી તરફ હાથ લંબાવીને કહ્યું:—" પહેલાં આ ઓરડીમાં જ બંસરીબાલા છુપાઇ રહ્યાં હતાં. "

" એ ઓરડીનું દ્વાર ઉઘાડું છે. એની અંદર જઇને કોઇ છે કે નહિ તે જુઓ. "

નારંગીએ ઓરડીમાં ડોકીઉં કરીને જોયું. પછીથી અંદર જઇને તેણે આનન્દસિંહ અને તારાસિંહને બોલાવ્યા. તે સાથે એમણે બન્નેએ પણ એ ઓરડીમાં પ્રવેશ કર્યો.

નારંગી, આનન્દસિંહ અને તારાસિંહને ઓરડીમાં ગયાને લગભગ અડધી ઘડી થઈ ગઇ; છતાં તેઓમાંથી કોઇ જ્યારે બ્હાર પાછું આવ્યું નહિ ત્યારે શંકાશીલ બની જઇ જ્યોતિસિંહે તેમને હાંક મારી; પરંતુ ઉત્તર નહિ મળવાથી હાથમાં મશાલ લઇ જ્યોતિસિંહ પોતે એ ઓરડીમાં જઇ તેમને શોધવા લાગ્યો.

એ ઓરડી ઘણી ન્હાની અને સંગીન હતી. ચારે તરફની પત્થરની મજબૂત દિવાલમાં એકકે ગુપ્ત બારી બારણું જોવામાં આવતું

નહોતું. દિવાલના ઉપરના ભાગમાં એક કાણું હતું; કિન્તુ એ કાણું એટલું ન્હાનું હતું કે, તેમાંથી કોઇ પણ માણસનું માથું બહાર નીકળી શકે નહિ. વળી દિવાલની સાથે પગ મૂકવાનું એવું કોઈ સાધન નહોતું કે જેનાપર ચઢી કોઈ માણસ પોતાનો હાથ એ કાણા સુધી પહોંચાડી શકે. આવી ઓરડીમાં નારંગી, આનન્દસિંહ અને તારાસિંહ ગૂમ થઇ ગયાં તેથી જ્યોતિસિંહ ઘણો વિસ્મિત બની ગયો. પોતાની અક્કલ આ સમયે તેને બિલ્કુલ ઉપયોગી થઇ પડી નહિ. વીરસિંહ પણ ઓરડીમાં ગયો તથા તલ્વાર ઠોકીને ચોતરફની દિવાલ કોઇ ઠેકાણેથી પોલી છે કે કેમ તે જોવા લાગ્યો; પરંતુ એથી કાંઇ વળ્યું નહિ. થોડા સમય સુધી બન્ને જણા વિહ્‌વળ દૃષ્ટિથી આસપાસ જોઇ રહ્યા; એવામાં કોઇનો અવાજ સાંભળી તેઓ ચમકી ઉઠયા. તેઓ બન્ને ધ્યાન દઇને પેલા કાણા તરફ જોઇ રહ્યા. વિના વિલંબે તેઓ એવું સાંભળી શક્યા કે, "તમે તમારાથી બની શકે તેટલી ત્વરાથી આ ભોંયરાના બહાર નીકળી જાઓ; નહિ તો વિના કારણ તમારો બન્નેનો જીવ ચાલ્યો જશે. જો તમે બચતા હશો તો બન્ને કુમારોને છોડાવવાનો ઉદ્યોગ કરી શકશો. હું પેલા વિજળીના જેવા પ્રકાશવાળા ભાલાને હાથમાં રાખનારી સ્ત્રી છું. હું લાચાર છું કે, આ સમયે મ્હારાથી તમને કોઇપણ પ્રકારની મદદ થઈ શકે તેમ નથી. હવે તમે લોકો જેટલી બની શકે તેટલી ત્વરાથી શ્યામગઢ ચાલ્યા જાઓ. એ સ્થળે આવીને હું તમને પુનઃ મળીશ, તથા તમને સઘળી હકીકત ખુલાસાથી કહી સંભળાવીશ. હવે હું અહીંથી વિદાય થાઉં છું; કેમ કે હમણાં મ્હારો જીવ જોખમમાં છે."

આ વાક્યો સાંભળવામાં આવતાં બન્ને જણા આશ્ચર્યચકિત

અને વિસ્મિત બની ગયા, તથા થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને પછી તેઓ ભોંયરાની બ્હાર નીકળી પડયા.

ચિંતાતુર ચિત્તે વિલાપ કરતો કરતો રાણો વીરસિંહ શ્યામગઢ તરફ વિદાય થયો. કેદીઓ તેમજ તેના સાથીદારોને તેણે પોતાની સાથે લીધા હતા; પરંતુ જ્યોતિસિંહ વીરસિંહને કાંઇ કહીને કિંવા સમજાવીને શ્યામગઢ ન જતાં એ સ્થળે જ રહ્યો. જ્યારે રાણો વીરસિંહ સઘળા માણસોની સાથે શ્યામગઢ તરફ વિદાય થઈ ગયો ત્યારે તેજસિંહે દક્ષિણ તરફના માર્ગે આગળ વધવા માંડયું. આ પ્રસંગ બન્યા પછી કેટલાક મહિના વીતી ગયા તથા એ સમય દરમ્યાન એવો કોઇ મહત્વનો બનાવ બન્યો નહિ કે જેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર રહે.

## પ્રકરણ ૧૭ મું.

### ભેદ ભરેલાં ખંજર.

હવે અમે અમારા વાંચકબંધુઓને પુનઃ પેલા મયદાનની વચ્ચે આવેલા અદ્‌ભુત મકાનમાં લઇ જઇએ છીએ, કે જે મકાનમાં ઇન્દ્રજીતસિંહ, લક્ષ્મણસિંહ, શેરસિંહ તથા પદ્માવતીના માણસો ફસાઈ પડયા હતા. અમે જણાવી ચુકયા છીએ કે, એ સઘળા માણસો ફસાઇ પડયા ત્યારે કોણ જાણે કે શા કારણથી પદ્માવતી સ્વગત હસી તથા પોતાની સહચરી રતિસુંદરી કે જે બહુરૂપીની વિદ્યામાં ચતુર હતી તેને સાથે લઇ ત્યાંથી રવાના થઇ.

રતિસુંદરીની સાથે વાતચિત કરતી કરતી પદ્માવતી દક્ષિણ દિશાએ

તરફ જવા લાગી. એ તરફ ધીચ જંગલ આવેલું હોઇ તેનો પ્રાકૃતિક દેખાવ ઘણો મનોરંજક હતો. લગભગ બે ગાઉ ગયા પછી એ જંગલ વિશેષ રમણીય જણાયું. ચોતરફથી જંગલી પુષ્પોની સુગંધિ હરી લઇ વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. થોડા વખતમાં રતિસુંદરીની સાથે પદ્માવતી એક સ્વચ્છ જળવાળા ઝરા પાસે જઇ પહોંચી. એ ઝરાનું જળ બીલોરી કાચના જેવું સ્વચ્છ–નિર્મળ જણાતું હતું. એ ઝરાની બન્ને બાજૂના કિનારાપર ઘણે દૂર સૂધી મોલસરીનાં વૃક્ષો આવેલાં હતાં. આ ઝરાની પહોળાઇ આશરે દશ હાથ જેટલી હતી, તથા ઉંડાઇમાં તે બે હાથથી વધારે હોય એમ લાગતું નહોતું. અહીંની જમીન પત્થરીઆ તથા પહાડી હતી.

હવે પદ્માવતી એ ઝરાના કિનારે કિનારે રતિસુંદરીને લઇ જવા લાગી. જેમ જેમ તેઓ આગળ જતી હતી તેમ તેમ ઉંચી જમીન આવતી હતી, તેથી એ રસ્તો કોઈ પહાડપર જતો હોય એવો ભાસ થતો હતો. લગભગ અડધો ગાઉ ગયા પછી એ બન્ને જણીઓ એવા સ્થળે જઇ પહોંચી કે જ્યાં ઝરાની બન્ને બાજૂએ કિનારાપર આવેલાં મોલસરીનાં વૃક્ષ નમી પડીને એકબીજાંને મળી ગયાં હતાં; આમ હોવાથી એ સ્થાને ઝરાનો દેખાવ ઘણો મનોહર લાગતો હતો. આ ઠેકાણે ઝરાના કિનારાપર જ એક ન્હાનો ચબુતરો હતો. એ ચબુતરાપર એક એવી પીંડી હતી કે તેને જોતાં તે કોઇ સાધુની સમાધિ હોય એવો સ્વાભાવિક રીતે જ ભાસ થતો હતો.

આ સ્થળે ગયા પછી બન્ને જણીઓ રોકાઇ, તથા ઘોડાપરથી નીચે ઉતરી પડી. રતિસુંદરીએ પોતાના ઘોડાનો સામાન ઉતાર્યો નહિ; તેણે તેને એવી જ સ્થિતિમાં છોડી દીધો; પરંતુ પદ્માવતીએ પોતાના

ઘોડાનો સામાન છોડી તેમજ ઉતારી નાખ્યો. પછી તેણે તેની લગામ સુદ્ધાં કાઢી લઇને છોડી દીધો. પ્રથમ તો ઘોડો ઝરાના કિનારાપરથી નીચે પાણીમાં ઉતર્યો, અને પાણી પીધા પછી થોડે દૂર જઈ પ્રસન્નતાપૂર્વક ચરવા લાગ્યો. રતિસુંદરીએ પોતાના ઘોડાને સજેલી સ્થિતિમાં જ પાણી પાઈ એક ઝાડ સાથે બાંધી દીધો. પછીથી પદ્માવતી અને રતિસુંદરી ઝરાના કિનારાપર પડેલી એક પાષાણશિલાપર બેસીને વાતચિત કરવા લાગી.

"બસ, હવે આ સ્થળેથી જ હું ત્હારાથી જૂદી થઇશ." પદ્માવતીએ કહ્યું.

"અફસોસ! આ દુશ્મનાવટ હવે હદ કરતાં વધી જવા લાગી છે." રતિસુંદરીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું.

"ત્યારે હવે શું કરવું? તું જ કહે કે આમાં મ્હારી શી કસૂર છે?" પદ્માવતીએ કહ્યું.

"તમને હું કોઇ પણ પ્રકારનો દોષ દેતી નથી. મહારાણી પોતાની જાતે જ પોતાના પગપર કુહાડી મારે છે એમાં કશો સંદેહ નથી." રતિસુંદરીએ કહ્યું.

"સઘળાં લક્ષણોપર ધ્યાન આપવાથી મહારાણીનો પણ એવો નિશ્ચય થઇ ગયો છે કે, એ બન્ને ભાઇઓ જ તિલિસ્મી મકાનના માલિક થશે; આમ હોવા છતાં એ માટે દુરાશાનું પોષણ કરવું તથા એ બન્ને ભાઇઓનો જીવ લેવાનો પ્રયત્ન કરવો એ ભૂલ કરવા જેવું જ છે." પદ્માવતીએ કહ્યું.

"બેશક એમજ છે, તથા મહારાણીને પોતાની ગંભીર ભૂલની ભયંકર સજા પણ ભોગવવી પડશે. તમે સારું થયું કે, તેમનો સંબંધ

છોડી દીધો. એના બદલામાં તમારી ઇચ્છા જરૂર સફળ થશે." આમ કહીને રતિસુંદરીએ સ્મિતહાસ્ય કર્યું.

પદ્માવતીએ એક નિઃશ્વાસ મૂકીને કહ્યું:–" જોઇએ છીએ કે શું થાય છે!"

" થવાનું શું હતું? એમની આંખોએ જ એમના અંતરની વાત તમને નથી કહી દીધી કે?" રતિસુંદરીએ કહ્યું.

" એ તો ઠીક; પરંતુ આ સમયે એક મ્હોટી મુશ્કેલી આવી પડી છે. જેમ બને તેમ જલ્દીથી એમનું રક્ષણ કરવું જોઇએ." પદ્માવતીએ ચિંતાતુર ચિત્તે કહ્યું.

" પરંતુ તેમને છોડાવવાનો કશો પ્રયત્ન નહિ કરતાં તમે અત્રે ચાલ્યાં આવ્યાં તેથી મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે." રતિસુંદરીએ વિસ્મયનું દર્શન કરાવ્યું.

" શું તું જાણતી નથી કે, કૃષ્ણલાલે મ્હને આ ઠેકાણે જ મળવાનો વાયદો કર્યો છે? તથા જ્યારે મળવું હોય ત્યારે અત્રે જ આવવાને તેણે કહ્યું હતું."

" હા હા, બરાબર છે, એ વાત મ્હને હમણાં જ યાદ આવી. આજ એ જવ્યા છે કે?"

" હા."

" પરંતુ આજે તમે એટલી બધી ત્વરાથી અહીં આવ્યાં છો કે, આ રસ્તાથી તમે સર્વ પ્રકારે જાણીતાં હો એમ મ્હને લાગે છે."

" બરાબર છે; પહેલાં પણ કેટલીક વખતે હું અત્રે આવી ચુકી છું. વળી આ ઠેકાણાનો પહેલ વહેલો પત્તો કૃષ્ણલાલને પણ મ્હેં જ આપ્યો હતો, તથા આ ઠેકાણાનો થોડો ભેદ સુધ્ધાં જણાવ્યો હતો."

" અફસોસનો વિષય એ છે કે, આજ સૂધી તમે મ્હને એ ભેદ જણાવ્યો નથી ! "

" જો કે તું બહુરૂપિણી છે અને હું તને ચ્હાઉં છું; પરંતુ તિલિસ્મી કાયદા પ્રમાણે મ્હારા ભેદોને તું જાણી શકે તેમ નથી. "

" એ તો હું પણ સમજું છું; પરંતુ અફસોસ એ વાતનો જ છે કે, આ ભેદ તમે મ્હારાથી છુપાવ્યો અને કૃષ્ણલાલને જણાવી દીધો. કોણ જાણે કે શાથી તમે કૃષ્ણલાલપર પ્રસન્ન થઇ ગયાં છો ! "

પદ્માવતીએ સહજ હસી રતિસુંદરીના ગાલપર ધીમેથી તમાચો મારીને કહ્યું:—" વાહરે લુચ્ચી ! કૃષ્ણલાલપર હું પ્રસન્ન થઈ ગઇ છું એમ તું શા ઉપરથી કહે છે ? "

" ત્યારે પછી તમે એમ કેમ કર્યું ? "

" અરે, મ્હારે એની પાસેથી પેલી ઓરડીની કુંચી જોઇએ છીએ કે, જે ઓરડીમાં લોહીથી લખાયલું પુસ્તક રક્તગ્રંથ છે. "

" જ્યારે એમ છે ત્યારે તમે કુંચી લેતાં પહેલાં અહીંનો ભેદ તેને કેમ જણાવી દીધો ? જો એ હવે તમને કુંચી નહિ આપે તો ? "

" એમ થઈ શકે તેમ નથી; કેમ કે પિશાચપતિએ મ્હને કુંચી મેળવી આપવાની ખાત્રી આપી છે, તથા હમણાં તે પિશાચપતિના પંઝામાં ફસાઈ પડેલો છે. "

બરાબર આ સમયે એ બન્ને જણીઓ એવું વાક્ય સાંભળી શકી કે, " હા હા, એ મ્હારા પંઝામાં જ ફસાઈ પડેલો છે. " પદ્માવતી અને રતિસુંદરીએ પાછળ દૃષ્ટિ ફેરવી તો તેમણે પિશાચપતિને પોતાના તરફ આવતો જોયો. તેને જોતાંની સાથે જ પદ્માવતીએ કહ્યું:—" પધારો પધારો પિશાચપતિ ! તમે ક્યાં હતા ? કૃષ્ણલાલ ક્યાં છે ? ઘણા સમયથી હું અહીં બેસી રહી છું. "

પિશાચપતિએ પદ્માવતી પાસે આવી એક બાજૂ તરફ આંગળી કરીને કહ્યું:–"જુઓ, કૃષ્ણલાલ પણ આવે છે "

અલ્પ કાળમાં કૃષ્ણલાલ પણ આવી પહોંચ્યો, તથા પદ્માવતીને સલામ કરી તે તેની સ્હામે ઉભો રહ્યો. પદ્માવતીએ કહ્યું:–" કેમ કૃષ્ણલાલજી, કહો જોઇએ કે હવે વચન પાળવામાં કેટલી વાર છે ? "

" વાર છે જ નહિ. હું મ્હારું વચન પાળવાને તૈયાર છું; પરંતુ આપ પણ આપનું વચન પાળો, તથા આ સમાધિપર હાથ મૂકીને સોગન ખાઓ. " કૃષ્ણલાલે કહ્યું.

" હા હા, લ્યો હું મ્હારું વચન પાળું છું. " પદ્માવતી બોલી.

" મ્હારું પણ ધ્યાન રાખજો. " પિશાચપતિએ વચમાં કહ્યું.

" જરૂર. " પદ્માવતીએ કહ્યું, તથા સમાધિ પાસે જઇને તેણે નમ્રતાથી પોતાનું શિર ઝુકાવ્યું અને સમાધિપર હાથ મૂકીને કહ્યું.— " એ મહાત્મા કે જેઓ નિરભિમાની હતા, સકળ શાસ્ત્રોને જાણતા હતા, પૂર્ણ યોગી. ભૂત, ભવિષ્ય અને વર્તમાનના જાણનાર તેમ જ ઈશ્વરના એકનિષ્ઠ ભક્ત હતા. તેમની સમાધિને હસ્તસ્પર્શ કરી હું મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને બંધાઉં છું. વિશ્વાસ છે કે, તેઓ સજીવ છે તેમજ નિરંતર મ્હારું રક્ષણ કરવાનું ધ્યાનમાં રાખે છે. તેમને હું મ્હારી પ્રતિજ્ઞા નિભાવવાની પ્રાર્થના કરું છું. " આટલું બોલી બન્ને હાથ જોડી પ્રણામ કર્યા પછી સમાધિપર હસ્ત મૂકીને પુનઃ તેણે કહ્યું:—" જો કૃષ્ણલાલ મ્હને એ કુંચી આપશે તો કદાપિ હું તેનાથી દગો કરીશ નહિ તેને હું મ્હારા ભાઇ સમાન સમજીશ, તથા તે પ્રસન્ન રહે એવો જ ઉદ્યોગ હું કરીશ. વળી જે પુરષે પોતાનું નામ પિશાચપતિ રાખ્યું છે તેમના માટે પણ હું એવા સોગન ખાઉં છું કે, તેમને પણ હું મ્હારા સહોદર સમજીશ

તથા જ્યાં સૂધી તેઓ મ્હારું અનિષ્ટ નહિ કરે ત્યાં સૂધી તેમનું કલ્યાણ કરીશ."

આમ કહીને પદ્માવતી સમાધિ પાસેથી ખસી ગઈ. કૃષ્ણલાલે એક ન્હાની ડબ્બી પદ્માવતીના હાથમાં આપી, તથા તે તેના ચરણોમાં નમી પડ્યો. પદ્માવતીએ તેનો બરડો થાબડી તેને ઉઠાડી ઉભો કર્યો, તથા પેલી ડબ્બીને માનપૂર્વક મસ્તકપર ધરી પછીથી એ ચારે જણાં પેલી પાષાણુશિલાપર બેસીને વાતચિત કરવા લાગ્યાં.

પિશાચપતિએ કહ્યું:—"જ્યારે આપે કૃષ્ણલાલને તેમજ મ્હને આપના ભાઇ ગણ્યા છે ત્યારે પછી મ્હારે આપને જે કાંઈ કહેવાનું છે તે હું દિલ ખોલીને કહું છું, તથા જે વસ્તુની મ્હને જરૂર હોય તે હું માગી શકું તેમ છું. પછી તે આપને આપવી હોય યા ન આપવી હોય એ આપની ઇચ્છાની વાત છે."

"હા હા, કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય તમારે જે કહેવું હોય તે કહો અને જે વસ્તુ જોઇતી હોય તે માગી લ્યો." પદ્માવતીએ અનુમતિ તેમજ સંમતિ આપી.

"એમાં કાંઈ શક નથી કે આપની પાસે એક કરતાં બીજી વધી જાય એવી બહુમૂલ્ય વસ્તુઓ હશે. હવે મ્હને તથા કૃષ્ણલાલને કોઇ એવી વસ્તુ આપો કે જે યથા સમયે ઉપયોગી થઇ પડે અને શત્રુઓને ધમકાવવા તથા તેમનાપર વિજય મેળવવામાં તે સહાયક થઈ પડે." પિશાચપતિએ માગણી કરી.

"આવો પ્રસ્તાવ કરવાની જરૂર જ નહોતી. મ્હારો જ વિચાર એવી કોઇ ઉપયોગી વસ્તુ તમને તથા કૃષ્ણલાલને આપવાનો હતો. હશે, રહો જોઇએ, હું હમણાં જ એવી વસ્તુ લાવી આપું છું." આમ કહી પાષાણુશિલાપરથી ઉઠી પદ્માવતી ઝરાના પાણીમાં કૂદી

પડી. એ ઠેકાણે પાણી વિશેષ હોવાથી પદ્માવતી ક્યાં જતી રહી એ કોઇને માલૂમ પડયું નહિ. પદ્માવતીના આવા કાર્યથી સર્વને અતિ આશ્ચર્ય ઉપજ્યું. પિશાચપતિ, કૃષ્ણલાલ અને રતિસુંદરી એકાગ્રદૃષ્ટિથી ઝરાના પાણી તરફ જોઇ રહ્યાં.

લગભગ અડધા કલાક પછી પદ્માવતી પાણીમાંથી બહાર નીકળી. તેના એક હાથમાં કપડાંની ન્હાની પોટલી અને બીજા હાથમાં સાંકળ હતી. જો કે પદ્માવતી પાણીમાંથી બહાર આવેલી હોવાથી તેણે પહેરેલાં વસ્ત્રો ભીંજાઇ ગયાં હતાં, છતાં અતિ આશ્ચર્યનો વિષય એ હતો કે, તેના હાથમાં કપડાંની જે પોટલી હતી તે પાણીથી બિલકુલ ભીંજાયલી નહોતી !

પદ્માવતીએ કપડાંની પોટલી પાષાણશિલાપર મૂકી દીધી, તથા લોઢાની સાંકળ પિશાચપતિના હાથમાં આપીને તેણે કહ્યું:—" આ સાંકળને તમે બન્ને જણા મળી બે બાજૂએથી ખેંચો." એ સાંકળની સાથે એક ન્હાની તેમજ હલકી લોઢાની પેટી બાંધેલી હતી, જેને પિશાચપતિ અને કૃષ્ણલાલે ખેંચીને બહાર કાઢી.

પદ્માવતીએ એક કળ દબાવીને પેટી ઉઘાડી તો તેમાં ચાર ખંજર, એક ભાલો અને પાંચ મુદ્રિકાઓ હતી. પદ્માવતીએ પ્રથમ એક મુદ્રિકા ઉંચકીને પોતાની આંગળીમાં પહેરી લીધી. પછીથી એક ખંજર હાથમાં લઇ, પિશાચપતિ, કૃષ્ણલાલ અને રતિસુંદરીને ઉદ્દેશીને તે કહેવા લાગી:—" જુઓ જોઇએ કે, આ ખંજરની ધાતુ કેટલી બધી ઉત્તમ છે !"

" બેશક, ઘણી ઉત્તમ છે." ખંજર તપાસીને પિશાચપતિએ કહ્યું.

" હવે એના ગુણ સાંભળો. આ ખંજર જે વસ્તુપર પડશે તેના બે કડકા કરી નાખશે; પછી એ વસ્તુ પત્થર, લોઢું, અષ્ટધાતુ

કિંવા પોલાદની ભસેને બનેલી હોય. તે ઉપરાંત જ્યારે તમે એનો હાથો દબાવશો ત્યારે એમાંથી વૈદ્યુતિક પ્રકાશનો આવિર્ભાવ થશે. એવા સમયે જો સેંકડો શત્રુઓએ તમને ઘેરી લીધેલા હશે તો પણ એ વૈદ્યુતિક પ્રખર પ્રકાશથી તેમની સર્વની આંખો બંધ થઇ જશે. જો કે, હમણાં દિવસ છે અને કોઇ પણ પ્રકારનો પ્રકાશ સૂર્યપ્રકાશની સમાનતા કરી શકતો નથી; તથાપિ આ ખંજરના અદ્ભુત પ્રકાશનો અનુભવ હું તમને હમણાં જ કરાવું છું.” આમ કહીને પદ્માવતીએ ખંજરનો હાથો દબાવ્યો. એકાએક એમાંથી એટલા બધા પ્રખર પ્રકાશનો આવિર્ભાવ થયો કે, દિવસનો વખત હોવા છતાં એમની ત્રણે જણાંની આંખો બંધ થઈ ગઈ. જાણે કે સ્હામે વૈદ્યુતિક જ્યોતિપૂર્ણ નેત્રો પ્રકાશતાં હોય એવો જ તેમને ભાસ થયો. પદ્માવતી પુનઃ કહેવા લાગીઃ—“ એ સિવાય જે કોઇ વ્યકિત આ ખંજરને સ્પર્શ કરશે કિંવા જેના શરીરને સ્પર્શ કરવામાં આવશે તેના શરીરમાં એક પ્રકારની વિદ્યુતનો સંચાર થશે તથા તે બેહોશ બની જઇ પૃથિવીપર ઢળી પડશે. લ્યો. તમે પણ એને સ્પર્શ કરી જુઓ. આ અદ્ભુત ખંજર હું તમને આપીશ.”

આમ કહી પદ્માવતીએ એ ખંજર પિશાચપતિ પાસે મૂક્યું. પિશાચપતિએ તેને ઉંચકી લેવાની ઇચ્છા કરી; પરંતુ ઉંચકતાની સાથે જ તેના હાથ કંપી ઉઠ્યા. ખંજરનો સ્પર્શ થતાં જ તે બેહોશ બની ધરાપર ઢળી પડયો પછી પદ્માવતીએ પોતાની આંગળીમાં જે મુદ્રિકા પહેરી લીધી હતી તે મુદ્રિકાનો પિશાચપતિના અંગ સાથે સ્પર્શ કર્યો. એ મુદ્રિકાનો સ્પર્શ થતાં જ તે શુદ્ધિમાં આવ્યો. તેણે ઉઠી બેઠા થઇને કહ્યું:—“ વાહ ! ઘણી ઉત્તમ વસ્તુ છે, પરંતુ તેને સ્પર્શ કરી શકાય તેમ નથી.”

પદ્માવતીએ પેટીમાંથી બીજી મુદ્રિકાઓ બ્હાર કાઢીને કહ્યું:— " પહેલાં આ મુદ્રિકાઓ તમે સર્વ પહેરી લ્યો. પછીથી તમે અડચણ સિવાય આ ખંજરને હાથમાં લઇ શકશો, તથા તેનો પ્રખર પ્રકાશ પણ તમારાં નેત્રોપર વિશેષ અસર કરી શકશે નહિ. જે કોઇ તમારી સાથે લઢાઇ કરવા આવે તેની નજરે એ પ્રકાશ પડતાં તેનાં નેત્રો બંધ થઈ જશે, કિન્તુ તમારાં નેત્રો ખુલ્લાં રહેશે, તથા તમે સહેલાઈથી શત્રુપર વિજય મેળવી શકશો " આમ કહી એ ત્રણે જણાંની આંગળીમાં પદ્માવતીએ એક એક મુદ્રિકા પહેરાવી દીધી, અને ત્યાર પછી તેણે એ ત્રણે જણાંને એક એક ખંજર સોંપ્યું. રતિસુંદરી, કૃષ્ણલાલ અને પિશાચપતિ આવાં અદ્‌ભુત ખંજરોની પ્રાપ્તિથી અત્યંત આનંદિત થયાં, તથા વારંવાર તેનો હાથો દબાવી તેના પ્રખર પ્રકાશને અનુભવવા લાગ્યાં.

પદ્માવતીએ કહ્યું:-" હવે જે ખંજર અને મુદ્રિકા રહેલાં છે તે યુવરાજ ઈન્દ્રજીતસિંહને અર્પણ કરવા માટે હું મ્હારી પાસે રાખીશ. જે સમયે એમની સાથે મ્હારી મુલાકાત થશે એ સમયે આ બન્ને વસ્તુઓ હું તેમને આપીશ. વળી જે મુદ્રિકા મ્હેં પહેરેલી છે તે તથા આ ભાલો હું મ્હારી પાસે રાખીશ. એ ભાલામાં પણ ખંજરના જેવા જ ગુણ છે. ફર્ક માત્ર એટલો જ છે કે ખંજર કરતાં આ ભાલાનો વૈદ્યતિક પ્રકાશ વિશેષ પ્રખર છે.

એ ભાલાના ચાર કકડા હતા જેને પેચ સાથે ફેરવી ભાલો એકત્ર કરી શકાતો હતો. પદ્માવતીએ એ ચારે કકડાને પેચમાંથી જોડી દઇ ભાલો આખો કરી નાંખ્યો. પિશાચપતિએ કહ્યું:-" આપે અમને અદ્‌ભુત અને બહુમૂલ્ય વસ્તુ આપી છે એમાં કાંઇ શક નથી. આ વસ્તુની સહાયતાથી અમે લોકો અત્યંત મહત્વનાં કાર્યો સહેલાઇથી

કરી શકીશું એવો મ્હને દૃઢ વિશ્વાસ ઉપજ્યો છે. ”

પછીથી પદ્માવતીએ પેલી કપડાંની પોટલી છોડી તો એમાંથી એક કાળા રંગની સાડી, એક ચોળી અને એક શીશી નીકળી. પદ્માવતીએ એ ત્રણે વસ્તુઓ લઈ સમાધિની પાછળ જઇ પોતાનાં પ્રથમનાં વસ્ત્રો કાઢી નાંખી પોટલીમાંની સાડી અને ચોળા પહેરી લીધી. પછી તે પાછાં યથાસ્થાને આવીને બેઠાં. એ સાડી તથા ચોળી રેશમી હોઇ એના પર એક પ્રકારનો રોગાન ચઢાવેલો હતો. એથી એ કપડાપર પાણીની કશી અસર થઈ શકતી નહિ. પદ્માવતીએ પોતાની ભીંજાઇ ગયેલી સાડી અને ચોળી રતિસુંદરીને આપતાં કહ્યું:— “ આને નીચોવીને તું વૃક્ષપર સુકવી દે. પછીથી તું એ સાડી તેમજ ચોળી પહેરી મ્હારો વેષ ધારણ કરીને જા અને તળાવમાં આવેલા મ્હારા અજાયબગૃહમાં જઇને રહે; જેથી મ્હારા અદૃશ્ય થવાના સમાચાર નોકરો જાણી શકશે નહિ. તને પાછી ફરેલી જોઈ તેઓ એમજ ધારશે કે, હું પાછી ફરી છું અને તું કોઇ કાર્યાર્થે અન્યત્ર ગયેલી છે ”

“ બહુ સારુ; પરંતુ હવે તમે ક્યાં જશો ? ” રતિસુંદરીએ સંમતિ દર્શાવીને પૂછ્યું.

“ મ્હારું કાંઇ ઠેકાણું નથી. હજી મ્હારે ઘણાં કાર્યો કરવાનાં છે. ” આમ કહી પદ્માવતીએ પિશાચપતિ તથા કૃષ્ણલાલને ઉદ્દેશીને કહ્યું:—“ હવે તમે બન્ને જાઓ અને વીરસિંહનું કલ્યાણ થાય એવાં કાર્યો કરો. ”

“ બહુ સારું, પરંતુ મ્હારી એક વાતનો કૃપા કરીને ખુલાસો કરો. ” કૃષ્ણલાલે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું.

" તમારે જે વાતનો ખુલાસો કરાવવાનો હોય તે કરવાને હું તૈયાર છું. " પદ્માવતીએ કહ્યું.

" આવા પ્રકારનાં ખંજર એ લોકોની પાસે છે કે નહિ ? " કૃષ્ણલાલે પૂછ્યું.

પદ્માવતીએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:–" શું પુનઃ તેમની પાસે જવાની તમારી ઇચ્છા છે ? તમે તમારી યશોદાનું દર્શન કરવાની અભિલાષા રાખો છો ? "

" હા, પ્રસંગ પ્રાપ્ત થાય તો મ્હારી એવી અભિલાષા છે. " કૃષ્ણલાલે ઉત્તર આપ્યો.

" વારૂં, તમે ભલે તેમની પાસે જાઓ. આવી કોઇ પણ વસ્તુ એ લોકોની પાસે નથી તેમજ આવી વસ્તુનો પત્તો પણ તેમને મળી શકે તેમ નથી. આમ હોવા છતાં તમે જે કાંઇ કરો તે ઘણી જ હોશિયારી અને સાવધાનતાથી કરજો. " આમ કહી પદ્માવતીએ પેલી શીશી કે જે પેલાં વસ્ત્રોની પોટલીમાંથી નીકળી હતી તે ઉઘાડી. એ શીશીમાં એક પ્રકારનો અર્ક હતો. સમાધિની પાછળ જઇને પદ્માવતીએ એ અર્ક પોતાના શરીરપર ચોપડયો. એથી એનું સર્વાંગ તદ્દન કાળું બની ગયું. પછીથી રતિસુંદરી પાસે આવી તેની પાસેથી બે મ્હોટા દાંત લઇ તે તેણે પોતાના મ્હોંમાં લગાડયા, તથા પેલો ભાલો હાથમાં લઇ તે ઉભી થઈ ગઈ.

રતિસુંદરીએ પણ પોતાનો વેષ બદલી પદ્માવતીનું સ્વરુપ ધારણ કર્યું. આ કાર્યમાં પિશાચપતિએ તેને સહાયતા કરી. પદ્માવતીની આ- થી પેલી લોઢાની પેટી તથા સાંકળ ઝરનાં પાણીમાં ફેંકી દેવામાં આવી. પછી પદ્માવતીએ પોતાના ઘોડાને પોતાની પાસે બોલાવ્યો.

જો કે તે થોડે દૂર પ્રસન્નચિત્તથી ચર્યા કરતો હતો; કિન્તુ પોતાની અધીશ્વરીનો અવાજ સાંભળી ત્વરાથી તે તેની પાસે આવ્યો. રતિસુંદરીએ તેની સાજાસજા બરાબર કરી તથા તે તેનાપર સવાર થઇ ગઇ. પદ્માવતી રતિસુંદરીના ઘોડાપર સવાર થઇ. અંતે ચારે જણાં કશો નિર્ણય કરીને છુટાં પડયાં, તથા ચારે જણાંએ પોત પોતાના માર્ગે જવા માંડ્યું.

ઘટના બન્યા પછીથી જ કેટલાક દિવસના અંતરે પદ્માવતી રાક્ષસીના વેષમાં હાથમાં ચમકતો ભાલો લઇને, શ્યામગઢમાં આવેલા કબરસ્થાનમાં નારંગીને મળી હતી. એણે જ રાણા વીરસિંહ વગેરેને કેદમાંથી છોડાવ્યા હતા, તથા પછીથી પણ કેટલીક વખતે તેણે તેમને મદદ કરી હતી એ સઘળી હકીકત અમે પાછળ લખી ચુક્યા છીએ.

# પ્રકરણ ૧૮ મું

## ભયંકર આજ્ઞા.

સમયનું પરિવર્ત્તન થઈ ગયું તે સાથે ઋતુમાં પણ પરિવર્ત્તન થઈ ગયું. શીતકાળ પસાર થઈ ગયો હતો. જે શીતળ હવાથી પહેલાં શરીર ઠંડીથી કંપતું હતું, જીવ અસ્વસ્થ રહેતો હતો તે જ શીતળ હવા આનંદદાયિની જણાવા લાગી. જો કે હજી આસમાનમાં વાદળાંઓ જોવામાં આવતાં નહોતાં તો પણ સંધ્યા સમયે મયદાન, બાગ અને સરોવર વગેરેની શીતળ હવા ખાવાની ઈચ્છા થતી હતી.

સંધ્યાનો સમય થયો હતો. થોડા વખતમાં જ વસુંધરાપર અંધકારનો વિસ્તાર થઇ જવાનો હતો તો પણ અમે આવા સમયે અમારા વાંચક બંધુઓને બે ગગનચુંબિત પહાડોની વચ્ચે આવેલા મયદાનમાં લઇ જઇ તેમને એક અપૂર્વ પ્રકાર બતાવવાને ઇચ્છીએ છીએ.

ત્રણ તરફ ઉંચા ઉંચા પહાડ તથા વચ્ચે ગાઉઓ સુધીનું લાંબુ મયદાન આવેલું હતું. રાત્રિનો સમય લગભગ ઉપસ્થિત થયેલો હોવાથી એ રમણીય મયદાન ઘણું ભયાનક ભાસતું હતું. સૂર્યાસ્ત થવામાં સહજ વિલંબ હતો; પરંતુ ઉંચા ઉંચા પહાડો, પશ્ચિમાકાશમાં નમી પડેલા અને રંગબેરંગી બની ગયેલા પ્રભાકરનાં કિરણોને આંતર્ભાગમાં પ્રવેશ કરવા દેતા નહિ. ચોતરફ નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું હતું. દૃષ્ટિ જ્યાં સુધી જઇ શકે ત્યાં સુધી એકે માણસ જોવામાં આવતું નહિ; માત્ર પશ્ચિમ તરફ આવેલા પહાડની નીચે એક ન્હાનો ચામડાનો તંબૂ આવેલો નજરે પડતો હતો. આ સમયે આપણે એ તંબૂની તપાસ કરવાની જ જરૂર છે, તથા તેના દરવાજા પાસે જઇ આપણે આપણું કાર્ય કરવાનું છે.

એ તંબૂના દરવાજાપર માત્ર એક જ માણસ કમરપટ્ટામાં ખંજર રાખી ફર્યા કરતો હતો તથા ચિંતાપિશાચિનીના પ્રાબલ્યથી તે દુર્બળ બની ગયો હતો; કિન્તુ સ્ફુર્તિ, મજબૂતી અને બહાદુરીએ હજી સુધી તેનો સંબંધ છોડી દીધો નહોતો. એ મનુષ્યના મુખમંડળ, વેષ વગેરે સંબંધી અમે કાંઈ લખવાને ઇચ્છતા નથી; કેમ કે, અમારા વાંચકબંધુઓ એને હવે સારી રીતે ઓળખી શકે તેમ છે, તથા જાણે છે કે, એ પુરુષનું નામ પિશાચપતિ છે.

ઘણા સમય સુધી પિશાચપતિ એ તંબૂ પાસે ફર્યા કર્યો. કોણ જાણે કે આજે તે શા ગંભીર વિચારમાં લીન બની ગયો હતો! નીચી દૃષ્ટિ રાખી આમ તેમ ફરવા ઉપરાંત આસપાસ દૃષ્ટિ ફેરવવાની પણ હમણાં જાણે કે તેને ફુરસદ નહોતી. માત્ર ક્વચિત્ કત્રચિત્ તે પોતાનું મસ્તક સહજ ઉંચું કરી ઉત્તર દિશા તરફ જોતો હતો; પરંતુ કાંઈ નજરે નહિ પડતાં મસ્તક નમાવી ચિંતામગ્ન સ્થિતિમાં તે પાછો યથાસ્થાને ફર્યા કરતો હતો.

હવે સૂર્ય ભગવાન્ પશ્ચિમાકાશમાં સર્વાંશે અદૃશ્ય થઇ ગયા. પિશાચપતિએ બેચેન બની જઈ ઉત્તર દિશા તરફ જોઇ મૃદુસ્વરે સ્વગત કહ્યું:—“ હવે તો ઘણો વિલંબ થઇ ગયો છે! કેવા પ્રસંગે જીવ સંકટમાં સપડાયો છે?!”

પિશાચપતિના મુખમાંથી માત્ર આટલા જ શબ્દો બ્હાર નીકળ્યા હશે એવામાં ઉત્તર તરફથી ઘોડો દોડાવતો એક સવાર પોતાના તરફ આવતો તેની નજરે પડયો. એ સવાર પાસે આવતાં તે સ્ત્રી હોવાની ખાત્રી થઇ. એ સ્ત્રીએ સિપાહીના જેવો ઠાઠ કરેલો હોઇ તેની કમરપર તલ્વાર અને પીઠપર ઢાલ જોવામાં આવતી હતી. આ સ્ત્રીની ઉમ્મર આશરે ચાળીસેક વર્ષની હતી. તેના મુખમંડળ અને શરીરના

અવયવોપરથી એવો ભાસ થતો હતો કે યુવાવસ્થામાં તે ઘણી રૂપ-સુંદરી તેમજ મનમોહિની હોવી જોઇએ. જોતજોતાંમાં પિશાચપતિ પાસે આવી પહોંચી, ઘોડાપરથી નીચે ઉતરી તંબૂના ખીલા સાથે ઘોડાને બાંધી તેણે કહ્યું:—" શાહબાશ પિશાચપતિ! તમે વાયદા તેમજ વચનના તો સાચા છો એવી આજે મ્હારી ખાત્રી થઈ છે."

"છતાં હજી સુધી હું સમજી શકયો નથી કે તમે મ્હારી સાથે દોસ્તી રાખો છો કે દુશ્મનાવટ?" પિશાચપતિએ કહ્યું.

આવેલા સ્ત્રીએ હસીને કહ્યું:—"જો તમે એવા બુદ્ધિશાળી હોત તો જીવતા જાગતા અને નિરોગી હોવા છતાં તમારી ગણના પ્રેતપિશાચમાં શા માટે થાત?"

"હશે જે થયું તે ખરું. હવે તમારે મ્હારી પાસેથી શું જોઇએ છીએ?"

"હું તમારી પાસે એક કાર્ય કરાવવાને ઇચ્છું છું."

"એવું કયું કાર્ય છે કે જે તમારાથી નથી થઈ શકતું?"

"માત્ર એ એક જ કાર્ય છે."

આશ્ચર્યદર્શક મુખે ગરદન હલાવીને પિશાચપતિએ કહ્યું:— "હશે, મ્હને તમે કહો તો ખરાં. જો મ્હારાથી થાય એવું કાર્ય હશે તો હું કરીશ."

"હું સારી રીતે જાણું કે, એ કાર્ય તમે સહેલાઇથી કરી શકો તેમ છો!"

"ત્યારે પછી કહેવામાં વિલંબ કેમ કરો છો?"

"જુઓ સાંભળો, એટલું તો તમે પણ જાણો છો કે, પદ્માવતીને ઇશ્વરે અદ્‌ભુત બળ આપેલું છે."

"હા, એનામાં કોઈ દૈવી શક્તિ છે. જે ઇચ્છામાં આવે એ કાર્ય તે કરી શકે તેમ છે. જે કોઈ તેને ઓળખે છે તે એમજ કહેશે કે, પદ્માવતીને કોઇ જીતી શકે તેમ નથી."

"બરાબર છે, પણ હું ચોક્કસ જાણું છું કે, પદ્માવતી કરતાં તમે વિશેષ શક્તિસામર્થ્ય ધરાવો છો."

પિશાચપતિએ ચમકી ઉઠીને કહ્યું:—"આ વાત સાથે તમારે શી મતલબ છે?"

"એજ કે જો તમે ઇચ્છો તો એને મારી નાખી શકો તેમ છે."

"પરંતુ મ્હારે એમ શા માટે કરવું જોઇએ?"

"મ્હારી આજ્ઞા પાળવા માટે."

આ ઉત્તર સાંભળવામાં આવતાં જ પિશાચપતિનું મ્હોં મલિન બની ગયું. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેનું માથું દુર્બળ બની જઈ ભમવા લાગ્યું. અંતે તે આત્મસંવરણ નહિ કરી શકવાથી ગભરાઇ જઈ જમીનપર બેસી ગયો. જાણે કે, એ અબળાના છેવટના શબ્દોએ તેના શરીરનું સઘળું લોહી ચુસી લીધું હોય એમજ લાગતું હતું. તે નિડર, સાહસિક હોવા છતાં એક અબળા સમક્ષ આવો દુર્બળ કેમ બની ગયો તેની કશી કલ્પના કરી શકાતી નહોતી. પિશાચપતિની આવી સ્થિતિની પેલી સ્ત્રીના મનપર કાંઇ અસર થઇ નહિ. તે પણ સ્મિતમુખે કાંઈ વિચાર કરીને એ ઠેકાણે જ ઘાસપર બેઠી. થોડા સમય પછી જ્યારે પિશાચપતિનો જીવ સ્વસ્થ થયો ત્યારે તેણે એ સ્ત્રી તરફ જોઈ હાથ જોડીને કહ્યું:—"શું તમે મ્હારાપર આવો હુકમ ચલાવો છો?"

"હા હા, તમારે પદ્માવતીનું મસ્તક લઇ મ્હારી પાસે હાજર થવું પડશે. આ કાર્ય તમારા સિવાય બીજા કોઇથી બની શકે તેમ

નથી; કેમ કે એ માત્ર તમારાપરજ વિશ્વાસ રાખે છે." પેલી સ્ત્રીએ કહ્યું.

પિશાચપતિએ કાંઇ વિચાર કરીને કહ્યું:—"ના ના, મ્હારાથી આ કાર્ય બની શકશે નહિ. હું જે કાંઈ કરી ચુકયો છું એના પ્રાયશ્ચિત્તમાંથી હજી સુધી મ્હારો છુટકો થયો નથી."

"શું તમે મ્હારી આજ્ઞા અમાન્ય કરો છો? તમારામાં એટલી તાકત છે?"

એ સ્ત્રીના આ પ્રશ્નો સાંભળી પિશાચપતિ ઘણો બેચેન બની ગયો. તે ઉઠી ઉભો થયો, તથા મસ્તક નમાવી આમ તેમ ફરવા લાગ્યો અને ધીમે ધીમે એમ કહેવા લાગ્યો કે:—"અરેરે! મ્હારા જેવો કમભાગ્ય પણ સમસ્ત વિશ્વસંસારમાં બીજો કોઇ નહિ હોય! ઘણા કાળ સૂધી એક પ્રેત પિશાચ તરીકે હું સર્વત્ર ઓળખાયો છું. હવે હું મ્હને જીવતો જાગતો સાબિત કરી શકું એવો સમય ઉપસ્થિત થયો હતો; પરંતુ અફસોસ કે સઘળી મહેનત વૃથા થવા બેઠી છે. અરેરે! જે માણસ ઘણું ભલું છે તેની સાથે હું બુરાઇ કરું? એની સાથે બુરાઇ કરનારનું કદાપિ કલ્યાણ થઇ શકે તેમ છે કે? ના ના—હું પણ શા માટે એની સાથે બુરાઇ કરું? પરંતુ જો હું એમ નહિ કરું તો મ્હારો જીવ કેવી રીતે બચાવી શકીશ? આની આજ્ઞા અમાન્ય કરવી એ મ્હારી શક્તિ બ્હારનો પ્રકાર છે. અરેરે! એક વખતની ભૂલ જીવનપર્યંતને માટે દુઃખદાયિની થાય છે. શેરસિંહ સાચું કહેતો હતો. એની વાતોનો વિચાર કરી એણે મ્હારું નામ કાળ રાખ્યું હતું તથા તેને મ્હારા પર ઘણો તિરસ્કાર ઉપજ્યો હતો. વળી પાછો થોડા સમય સૂધી ચુપ રહીને તે કહેવા લાગ્યો:—"હું વિના કારણ વિચારમાં પડયો છું; અંતે જીવતો જશે જ. આની આજ્ઞા

માનીશ તો પણ માર્યો જઇશ અને જો નહિ માનું તો પણ મ્હારો જીવ જશે અને આખી દુનિયામાં મ્હારું નામ કલંકિત થશે. અરેરે! મ્હને શું થઇ ગયું......" આટલું કહી ચમકી ઉઠીને પિશાચપતિએ એ સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું:—"ઠીક, હું પદ્માવતીને મારી નાખવાને તૈયાર છું; કિન્તુ એ કાર્યના બદલામાં મ્હને શું મળશે?"

"ઇનામ મેળવવા જેટલી યોગ્યતા ત્હારામાં નથી." એ સ્ત્રીએ હસીને ઉત્તર આપ્યો.

"શું મ્હારું એટલું બધું અધઃપતન થયું છે?"

"બેશક."

"ના ના—કદાપિ નહિ. જાઓ, હું તમારી આજ્ઞા માનતો નથી. હું જોઇશ કે, તમે મ્હને શું કરી શકો છો!"

"પિશાચપતિ! જે બોલે તે પૂરતો વિચાર કરીને બોલજે. જો જે, પાછળથી ત્હારે પશ્ચાત્તાપ કરવો ન પડે!"

"કાંઇ ચિંતા નહિ. તું પણ ત્હારાથી થાય તે કરી લેજે."

પિશાચપતિનો આ છેવટનો ઉત્તર સાંભળવામાં આવતાં એ સ્ત્રીને ઘણો ક્રોધ ઉપજ્યો. ક્રોધની વિશેષતાથી તે કંપવા લાગી. તેના ઓષ્ઠ કંપતા હતા. થોડા સમય સૂધી તે કાંઇ બોલી શકી નહિ.

આ સમયે ચોતરફ અંધકાર છવાઇ ગયો હતો, અર્થાત્ રાત્રિ ઘણી થઇ હતી. થોડા વખત માટે બન્ને જણાં ચુપ થઇ ગયાં હતાં. એવામાં ઘણે દૂરથી આવતો ઘોડાના પગની ખરીઓનો અવાજ પિશાચપતિએ સાંભળ્યો. તે સાથે પેલી સ્ત્રી પણ બોલી ઉઠી:—"ઠીક છે, ત્હારા દુરાગ્રહનું ત્હારે કેવું ફળ ભોગવવું પડે છે એ હવે હું તને થોડા સમયમાં જ બતાવું છું!"

પ્રથમ તો પિશાચપતિ સહજ ગભરાયો; પરંતુ તરત જ તેણે આત્મસંવરણ કર્યું, તથા કમરપટ્ટામાંથી ખંજર બ્હાર ખેંચી કાઢી તે એ સ્ત્રીની સ્હામે ઉભો થઇ ગયો. આ ખંજર એ જ હતું કે, જે પદ્માવતીએ આપ્યું હતું. ખંજરનો હાથો દબાવતાં જ તેમાંથી વિજળીના જેવો પ્રકાશ નીકળ્યો. એ પ્રકાશથી એ સુંદરીની આંખો બંધ થઈ ગઇ, તથા તે આકુળ વ્યાકુળ બની ગઇ. પછીથી પિશાચપતિએ એ સ્ત્રીના શરીર સાથે ખંજરનો સ્પર્શ કર્યો ત્યારે તો એ સ્ત્રીને બિલ્કુલ શુદ્ધિ રહી નહિ; તે બેહોશ બની જઇ પૃથિવીપર પડી ગઇ.

પિશાચપતિએ ઘણી હોશિયારીથી બેહોશ બની ગયેલી એ સ્ત્રીને પોતાના ઘોડાપર નાખી, તથા તે પણ ઘોડાપર સવાર થઇ મયદાનમાં માર્ગક્રમણ કરવા લાગ્યો. થોડે દૂર ગયા પછી બેશુદ્ધિની તે જ દવા તેણે એ સ્ત્રીને સુંઘાડી દીધી; જેથી ઘણા સમય માટે એ સ્ત્રી મુર્દા જેવી બની ગઈ. જે ઘોડાઓની ખરીઓનો અવાજ પિશાચપતિના સાંભળવામાં આવ્યો હતો તેમનાપર બેસીને કોણ આવતું હતું તે જાણવાની આપણને જરૂર નથી. હમણાં તો આપણે પિશાચપતિની સાથે જઇએ છીએ કે, જેથી એ સ્ત્રીનો અને તેનો ભેદ આપણે જાણી શકીએ.

જો કે રાત્રિ અંધકારમયી હતી તેમજ રસ્તો પહાડી હતો તો પણ પિશાચપતિએ ઘણી ત્વરાથી માર્ગ કાપવા માંડ્યો. વારંવાર ઘોડો ઠોકર ખાતો હતો તેથી પેલી બેહોશ સ્ત્રીને ઘણી મુશ્કેલીથી પકડી રાખી પિશાચપતિ આગળ વધતો હતો; પરંતુ ઘણા સમય સુધી તેને આવી મુશ્કેલી વેઠવી પડી નહિ; કેમકે એક પ્રહર પછી આસમાની આકાશમાં ચંદ્ર તથા ચાંદની ચમકવા લાગી. ચોતરફ ચંદ્રકિરણોનો ફેલાવો થઇ ગયો તથા અંધકાર ઘણા અંશે દૂર થયો. આવી સ્થિતિમાં પિશાચપતિએ માર્ગમાં રોકાવું વ્યાજબી વિચાર્યું નહિ.

તેણે સ્હવાર થતાં સુધી પોતાના ઘોડાને ઘણી તેજીથી ચલાવ્યો. જ્યારે પૂર્વાકાશમાં સૂર્યકિરણો પ્રકાશિત થવા થવા લાગ્યાં ત્યારે ઘોડો હિમ્મત હારી ગયો. દશ ડગલાં ભરવાની શકિત સુદ્ધાં તેનામાં રહી નહિ. લાચારીથી પિશાચપતિએ ઘોડાપરથી નીચે ઉતરી પેલી સ્ત્રીને પણ નીચે ઉતારી. આ સમયે ઘોડો જમીનપર પડી ગયો; પરંતુ પિશાચપતિએ તેની બિલ્કુલ પરવાહ કરી નહિ. કમરપર બાંધેલી ચાદર છોડી તેણે એ સ્ત્રીની ગાંસડી બાંધી. પછી એ ગાંસડીને પીઠ-પર નાખી તેણે આગળનો રસ્તો લીધો.

એક પ્રહર સુધી માર્ગ કાપ્યા પછી પિશાચપતિ એક એવા પહાડ પાસે જઇ પહોંચ્યો કે જેની ઉંચાઈ વિશેષ નહોતી. એ પહા-ડની અંદર ગુફા હોય એવો ભાસ થતો હતો. પહાડની ઉપર તથા નીચે સુંદર વૃક્ષો આવેલાં હતાં. એક મ્હોટા વૃક્ષની ઉંચામાં ઉંચી ડાળ સાથે એક લાલ ધ્વજા બાંધેલી હોઇ વાયુના જોરથી તે ફરકતી હતી. એ નિશાન પદ્માવતીએ આ સ્થાને રાખેલું હતું, તથા એવો નિશ્ચય કરેલો હતો કે, તેઓ ચારમાંથી જેની જ્યારે જેને મળવાની ઇચ્છા થાય ત્યારે તેણે આ ચોક્કસ કરેલા સ્થળે આવવું, અને જો કદાચ કોઇની સાથે મુલાકાત ન થાય તો પેલી ધ્વજાને નમાવી દેવી તથા તેઓ ચારેમાંથી જે કોઇ એ ધ્વજાને નમી ગએલી જુએ તે તરત જ એ ગુફા પાસે આવે, અને ચોક્કસ કરવામાં આવેલા સ્થળે પોતાના સાથીદારને શોધે. એ ધ્વજા ઘણે દૂર સુધી દેખાતી હતી. તથા આ પહાડી ગુફા શ્યામગઢ અને ગયાજી વચ્ચેના પ્રદેશમાં આવેલી હતી.

પેલી સ્ત્રીને પીઠપર નાખી પિશાચપતિ પહાડપર ચઢવા લાગ્યો. લગભગ બસો કદમ ચઢયા પછી રસ્તો છોડીને તે જમણી તરફ વળ્યો

કે, જ્યાં ન્હાનાં ન્હાનાં જંગલી વૃક્ષોની ઝાડી ઘણે દૂર સુધી આવી રહેલી હતી. એ ઝાડીમાં મનુષ્ય સહેલાઇથી છુપાઈ શકે તેમ હતું; અર્થાત્ એ ઝાડીનાં વૃક્ષો જો કે ન્હાનાં હતાં; પરંતુ મનુષ્યની ઉંચાઈ કરતાં એ વૃક્ષોની ઉંચાઇ સહજ વધારે હતી. પિશાચપતિ બન્ને હાથથી વૃક્ષોની ડાળીઓને હઠાવીને થોડે દૂર ચાલ્યો ગયો. અંતે એક એવી ગુફા તેના જોવામાં આવી કે જે ગુફાનું મ્હોં જંગલી લતાઓથી સર્વાંશે ઢંકાઇ ગયેલું હતું. પિશાચપતિ એ ગુફામાં ચાલ્યો ગયો તથા પેલી સ્ત્રીની ગાંસડીને ગુફામાં રાખી તે બહાર નીકળી આવ્યો, અને પાછો જે સ્થળે વૃક્ષપર એ લાલ ધ્વજા હતી તે સ્થળે આવી વૃક્ષપર ચઢી જઇ તેણે પેલી ધ્વજાને નમાવી દેવાનો વિચાર કર્યો; કિન્તુ બરાબર એ સમયે જ પદ્માવતી તેની નજરે પડી. પદ્માવતી પણ એ ધ્વજા નમાવવાના ઉદ્દેશથી જ વૃક્ષપર ચઢેલી હતી. આ સમયે તે રાક્ષસીના વેષમાં હતી. પિશાચપતિ પદ્માવતીને જોતાંની સાથે જ ઓળખી ગયો તથા પદ્માવતી પિશાચપતિને ઓળખી ગઇ. વૃક્ષપરથી નીચે ઉતર્યા પછી પદ્માવતીએ કહ્યું:—“સારું થયું કે, તમે આવી પહોંચ્યા. હું તમને મળવાને જ ઇચ્છતી હતી, તથા એટલા માટે ધ્વજા નમાવી દેવાને હું વૃક્ષપર ચઢી હતી.”

“હું પોતે પણ તમને મળવાને ઇચ્છતો હતો, અને એટલા માટે જ અહીં સુધી આવ્યો છું. જો આ સમયે તમારી મુલાકાત ન થઇ હોત તો વૃક્ષપરની ધ્વજા હું નમાવી દેત.” પિશાચપતિએ કહ્યું.

“કહો જોઇએ કે શો બનાવ બન્યો છે, અને મ્હને મળવાની શી જરૂર પડી છે ?” પદ્માવતીએ પૂછ્યું

“પ્રથમ તમે જ કહો કે, તમે શા હેતુથી મ્હને મળવાની ઇચ્છા રાખતાં હતાં ?” પિશાચપતિએ પ્રતિપ્રશ્ન કર્યો.

"ના ના–પ્રથમ હું તમારી જ હકીક્ત સાંભળી લઇશ. ત્યાર પછી તમને હું મ્હારો ઉદ્દેશ જણાવીશ. કહો–સત્વર કહો જોઇએ કે, એવો તે શો બનાવ બન્યો છે કે, જેના પરિણામે તમારું મુખમંડળ મલિન તેમજ ચિંતામગ્ન બની ગયું છે ?" પદ્માવતીએ કહ્યું.

"બેશક, ઘણો માઠો બનાવ બન્યો છે. હું તમારી સાથે અંતિમ મુલાકાત કરવાના ઉદ્દેશથી અત્રે આવેલો છું; કેમ કે હવે મ્હારું જીવન બચી શકે એવી આશા નથી, તથા હું જાણી જોઇને અંતિમકાળે મ્હારા નામને બદનામ કરવાને ઇચ્છતો નથી." પિશાચપતિએ ઉત્તર આપ્યો.

"ત્યારે તમે ત્વરાથી કહોને કે એવું તે શું સંકટ આવી પડેલું છે ?" પદ્માવતીએ વિસ્મિત બની જઇને પૂછ્યું.

"તમે મ્હારી સાથે પહાડની નીચે ચાલો. હું એક સ્ત્રીને કેદ કરી લાવ્યો છું, જે પેલી ગુફામાં છે. પ્રથમ એને તમે જોઈ લ્યો ત્યાર પછી મ્હારી સઘળી હકીકત હું તમને કહી સંભળાવીશ." પિશાચપતિએ ઉત્તરમાં કહ્યું.

"ભલે ચાલો ત્યારે એમ કરો." પદ્માવતીએ સંમતિ દર્શાવી. પછીથી પિશાચપતિની સાથે સાથે પદ્માવતી પહાડની પાસે આવેલી પેલી ગુફાના મ્હોં પાસે જઇને બેસી ગઈ કે, જે ગુફામાં પિશાચપતિએ પેલી સ્ત્રીને કેદ કરી રાખી હતી. પિશાચપતિ ગુફામાં જઇ પેલી બેહોશ સ્ત્રીને બહાર લઇ આવ્યો. પદ્માવતી એ સ્ત્રીનું દર્શન થતાં તત્કાળ ચમકી ઉઠી તથા ઉભી થઇ ગઈ.

"આ સ્ત્રીને લીધે જ મ્હારી જીંદગીનો અંતકાળ ઉપસ્થિત થયો છે; પરન્તુ તમે એને જોઇને શા માટે ચમકી ઉઠયાં ? આ

આને તમે ઓળખો છો કે શું ?" પિચાશપતિએ આશ્ચર્ય પામીને કહ્યું.

"હા, હું એને પિછાનું છું. આ એવી કાળી નાગણ છે કે, જેને તે દંશ દે છે તેના જીવનનો નાશ થઇ જાય છે. તમે એની સાથે દુશ્મનાવટ કરવામાં ડહાપણ વાપર્યું નથી." ભયસૂચક સ્વરે પદ્માવતીએ કહ્યું.

"મ્હેં જાણી જોઇને એની સાથે દુશ્મનાવટ કરી નથી. તમે સારી રીતે જાણો છો કે હું એના તાબામાં છું. મ્હારાથી તેની આજ્ઞાનું ઉલ્લંઘન કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી જ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ગઈ કાલે તેણે મ્હને જે કાર્ય કરવાને કહ્યું છે તે હું કોઇ પણ રીતે કરી શકું તેમ નથી, તથા ઇન્કાર કરવાની પણ મ્હારામાં હિમ્મત નથી. લાચારીથી પેલા ખંજરની સહાયતાથી હું તેને બેહોશ બનાવી અત્રે ઉપાડી લાવ્યો છું. હવે કોઇ એવી યુક્તિ શોધી કાઢો કે જેથી મ્હારા જીવનનું સંરક્ષણ થાય, તથા મહારાણા વીરસિંહજીને મ્હોં બતાવવા માટે હું લાયક થાઉં." પિશાચપતિએ કહ્યું.

"તમે શું કહો છો એ હું સમજી શકતી નથી. તમે એના પંઝામાં કેવી રીતે ફસાઇ પડેલા છો એ સંબંધી હું કાંઇ જાણતી નથી ! આજ સુધીમાં આ વિષય સંબંધી તમે મ્હને એક એક શબ્દ સુદ્ધાં કહ્યો નથી." પદ્માવતીએ કહ્યું.

"એની હકીકત હું તમને કહી ચુકયો છું, તથા તે સાથે મ્હેં એમ પણ જણાવી દીધું છે કે, આ સ્ત્રીને લીધે જ મ્હારે મરવું પડયું છે. તમ એના પંઝામાંથી ચિરકાળને માટે મ્હારો ઉદ્ધાર કરવાનું

મ્હને આશ્વાસન સુદ્ધાં આપ્યું હતું." પિશાચપતિએ પૂર્વકથાનું સ્મરણ કરાવતાં કહ્યું.

"એટલી વાર્તા તો મ્હને યાદ છે; પરંતુ તમે તો શ્યામાનું નામ લીધું હતું." પદ્માવતીએ કહ્યું.

"ઠીક છે, એ શ્યામા જ છે." પિશાચપતિએ કહ્યું.

પદ્માવતીએ હસીને કહ્યું:—"એનું નામ શ્યામા નહિ; પરંતુ મનોરમા છે. હું એનો સઘળો ઇતિહાસ જાણું છું. એણે તમારી પાસે પોતાનું ખરું નામ પણ છુપાવ્યું છે. ખેર, હવે એમ માલૂમ પડ્યું છે કે, એણે તમને બરાબર સતાવી રાખ્યા છે. તમારા હાથનો લખેલો દસ્તાવેજ એની પાસે છે, અને તેથી તમે એને જીવથી મારી શકો તેમ નથી જ. એણે મ્હને પણ કેટલીક વખતે ફસાવવાના પ્રયત્ન કર્યા હતા; પરન્તુ હું ક્યાં એના પંઝામાંફસાઇ પડું એવી છું.?! વારું, હવે એ તો કહો કે, કાલે એણે તમને શું કાર્ય કરવાને કહ્યું હતું?"

"એણે મ્હને એવી આજ્ઞા કરી હતી કે, "તમે પદ્માવતીનું શિર કાપી નાખી મ્હારી પાસે લઇ આવો. આ કાર્ય તમારાથી સહેલાઇથી બની શકશે; કેમ કે એ તમારાપર પૂર્ણ વિશ્વાસ રાખે છે."" પિશાચપતિએ ઉત્તર આપ્યો.

પદ્માવતીએ થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:—"હશે, કાંઇ ચિંતા નહિ; પહેલાં તો મ્હને એ સંબંધીની કાંઇ ચિંતા નહોતી; પરંતુ હવે એની સાથે ગયા સિવાય કાર્ય ચાલી શકે તેમ નથી. તમે જુઓ તો ખરા કે હું એને કેવી રીતે ઠેકાણે લાવું છું, તથા તમારા દસ્તાવેજને પણ કેવી રીતે સ્વાધીન કરું છું!"

"પરંતુ એ કાર્યમાં હવે વિલંબ નહિ જ કરવો જોઇએ."

"ના ના, વિલંબ નહિ જ કરવામાં આવે; કેમ કે, યુવરાજ ઇન્દ્ર

જીતસિંહને છોડાવવા માટે પણ મ્હારે એના મકાને જવું પડશે. બન્ને કાર્ય એક સાથે જ થઇ જશે.” પદ્માવતીએ કહ્યું.

“ઠીક, ત્યારે હવે શું કરવું?”

પદ્માવતીએ હસ્તસંકેત કરીને ઉત્તર આપ્યો કે:—“તમે આ ઝાડીમાં છુપાઇ જાઓ. હું એને શુદ્ધિમાં લાવી એની સાથે કેટલીક વાતચિત કરીશ. આજે એ કોઇ પણ પ્રકારે મ્હને ઓળખી શકે તેમ નથી જ.”

તરત જ પિશાચપતિ ઝાડીમાં છુપાઈ ગયો. પદ્માવતીએ પોતાના વાટવામાંથી પેલી સ્ત્રીને શુદ્ધિમાં લાવવાનું ઔષધ બ્હાર કાઢયું, તથા તે ઔષધ તેને સુંઘાડીને તે તેને શુદ્ધિમાં લાવી. મનોરમા જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે તેણે પોતાની સ્હામે એક ભયંકર વેષધારિણી સ્ત્રીને ઉભી રહેલી જોઈ. તેણે ગભરાઇ જઇ ઉઠી બેઠી થઇને કહ્યું—“તમે કોણ છો અને હું અત્રે કેવી રીતે આવી ચઢી છું?”

“હું અરણ્યવાસિની ભીલ સ્ત્રી છું. તમને એક લંબાકૃતિ પુરુષ પોતાની પીઠપર નાખીને ચાલ્યો જતો હતો. હું આ જંગલમાં સુઅરનો શિકાર કરી રહી હતી. જ્યારે એ પુરુષ મ્હારી પાસે આવી પહોંચ્યો ત્યારે મ્હેં તેને બોલાવીને પૂછયું કે—“આ પીઠપર તું કોને ઉંચકી જાય છે?” કિન્તુ મ્હારા આ પ્રશ્નનો જ્યારે તેણે કશો ઉત્તર આપ્યો નહિ ત્યારે લાચારીથી મ્હેં મ્હારા આ ઝેરી ભાલાથી તેને ઘાયલ કર્યો. તે બેહોશ બની જમીનપર પટકાઇ પડયો. પછીથી તેની પીઠપરની ગાંસડી છોડી જોતાં તમે મ્હારી નજરે પડયાં તેમજ હું તમને અત્રે ઉંચકી લાવી શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી. હવે તમે જ કહો જોઇએ કે એ પુરુષ કોણ હતો, તથા શા ઉદ્દેશથી

તમને આવી રીતે ઉંચકી જતો હતો ?" પદ્માવતીએ સર્વથા અસત્ય વચનો ઉચ્ચાર્યાં.

"હું મ્હારી હકીકત તમને અવશ્ય કહીશ, કિન્તુ પ્રથમ એ કહો જોઇએ કે એ પુરુષ તમારા આ ઝેરી ભાલાના આઘાતથી જીવતો છે કે મરી ગયો છે ?" મનોરમાએ પૂછ્યું.

"એ મૃત્યુ પામ્યો છે, તથા મ્હારા સાથીદારો તેના મૃતદેહને અગ્નિસંસ્કાર કરવા લઇ ગયા છે." ગંભીરતાસૂચક સ્વરે પદ્માવતીએ કહ્યું.

મનોરમાએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:—"અફસોસ ! જો કે તેણે મ્હારી સાથે ઘણો ખરાબ વ્યવહાર ચલાવ્યો હતો તો પણ એની મહબ્બત મ્હારા મનમાંથી કોઇ પણ રીતે દૂર થઇ શકે તેમ નથી જ. સુંદરિ ! એ પુરુષ મ્હારો પ્રાણાધિક પતિ હતો. અફસોસ ! અફસોસ ! એના હાથમાંથી તમે મ્હને વૃથા છોડાવી છે !"

પાઠકબંધુઓ ! ઝાડીમાં છુપાઇ રહેલો પિશાચપતિ પણ મનોરમાનાં આ વચનો સાંભળી રહ્યો હતો. મનોરમાએ જે હકીકત પદ્માવતીને કહી એ સાંભળવામાં આવતાં કોણ જાણે કે શા કારણથી પિશાચપતિનું કાળજું કંપવા લાગ્યું, તથા તેની આંખોએ ચક્કર આવવા લાગ્યાં. મહામુશ્કેલીથી આત્મસંવરણ કરીને તે પાછો પદ્માવતી અને મનોરમા વચ્ચે ચાલતી વાતચિત સાંભળવા લાગ્યો.

પદ્માવતીએ થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:—"તમે જે કહો છો તે સાચું છે એમ હું કેવી રીતે માની શકું ?"

"ત્યારે મ્હારે પણ શા માટે તમારી પાસે જૂઠું બોલવું જોઇએ ?" મનોરમાએ કહ્યું.

"એનાં ઘણાં કારણ હોવાનો સંભવ છે. સર્વથી મ્હોટું કારણ

તો એ છે કે, તમારો ભેદ ખુલી જવાનો તમારા મનમાં ભય રહેલો છે. જે પુરુષ તમને ઉંચકી જતો હતો તે તમારો પતિ હોય એમ હું માની શકતી નથી! વળી જો એ તમારો પતિ હોય તો તમને બેગદ્ધ બનાવી પીઠપર નાખીને શા માટે ઉંચકી જાય?!" પદ્માવતીએ કહ્યું.

"સુંદરિ! સમસ્ત વિશ્વસંસારમાં સંશયનું ઔષધ છે જ નહિ. હજી પણ હું તમને એમજ કહું છું કે, એ પુરુષ સંબંધી મ્હેં તમને જે કાંઇ કહ્યું છે તે તદ્દન સાચું જ છે."

"ભલે-તમારું કહેવું કદાચ સાચું હશે-એ સાથે મ્હારો કાંઇ સંબંધ નથી. ગમે તો એ પુરુષ તમારો પતિ હોય યા ન હોય પરંતુ તે હવે મૃત્યુ પામ્યો છે. તે હવે પાછો ફરીથી કોઇ પણ રીતે જીવતો થઈ શકે તેમ નથી જ. તમે મ્હને કહો જોઇએ કે, હવે શું કરવાનો તમારો વિચાર છે? તમે કયાં જવાને ઇચ્છો છો?' પદ્માવવતીએ પૂછ્યું.

"મ્હારાં માબાપ ગયાજીમાં રહેતાં હોવાથી ત્યાં જવાનો મ્હારો વિચાર છે. તમે મ્હને ગયાજીનો રસ્તો બતાવો." મનોરમાએ કહ્યું.

"ઠીક છે, પહાડ નીચે ચાલો. હું તમને ગયાજીનો રસ્તો બબતાવી દઉં છું. હં, પણ હું તમારું નામ પૂછતું તો ભૂલી ગઇ છું." પદ્માવતીએ કહ્યું.

"મ્હારું નામ ઇમામન છે."

પદ્માવતીએ આ નામ સાંભળી મ્હોટેથી હસીને કહ્યું:—"તમે કોને ઠગો છો તેનું તમને જ્ઞાન છે?"

મનોરમાએ પદ્માવતીના આપાદ મસ્તકનું દર્શન કરીને કહ્યું:—"મ્હને તમારાપર શક ઉપજ્યો છે."

"એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. માત્ર શક ઉપજવાથી શું થઇ શકે તેમ છે? આજ સુધીમાં પૂર્વે તમે મ્હને કદાપિ જોઇ નથી તેમજ ભવિષ્યમાં જોઇ શકવાનાં પણ નથી." પદ્માવતીએ કહ્યું.

"ત્યારે તો હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, તમે પદ્માવતી છો!"

"ના ના, હું પદ્માવતી નથી; પરંતુ તેને હું પિછાનું છું ખરી; કેમકે તે મહારાણા વીરસિંહજી વગેરેના પક્ષમાં હોવાથી મ્હારી દુશ્મન છે!" પદ્માવતીએ કહ્યું.

"હવે હું તમારાં વચનપર બિલકુલ વિશ્વાસ મૂકી શકતી નથી."

"ભલે ન મૂકશો; એથી મ્હને કાંઇ અડચણ નથી." બરાબર આ સમયે કોઇનાં પગલાંને અવાજ સાંભળવામાં આવ્યાથી આવનાર વ્યક્તિ તરફ જોઇને પદ્માવતીએ મનોરમાને ઉદ્દેશીને કહ્યું:—"લ્યો જુઓ, હવે હું સાચી ઠરી કે? જુઓ પદ્માવતીજ આ તરફ આવે છે."

સંયોગવશાત્ આ સમયે રતિસુંદરી પણ ત્યાં આવી પહોંચી, કે જે પદ્માવતીનો વેષ ધારણ કરી તેની સૂચનાનુસાર કાર્ય કર્યા કરતી હતી. પદ્માવતીએ છુપી રીતે રતિસુંદરીને સંકેત કરી દીધો કે, જેની મતલબ રતિસુંદરી સહેલાઇથી સમજી શકી. તેણે ત્યાંથી પદ્માવતી અને મનોરમા પાસે આવી પહોંચી કૃત્રિમ કર્કશ કંઠે કહ્યું:—"આ સમયે તમે બન્ને જણીઓ સારા વખતે એક સાથેજ મ્હને મળી ગઇ છો. આજે મ્હારો મનોરથ પૂર્ણ થયો છે. હવે હું તમારા બન્નેના વૈરનો બદલો લીધા સિવાય અહીંથી પાછી ફરવાની નથી."

રતિસુંદરીનાં આ વચનો સાંભળી પદ્માવતી જાણી જોઇને કંપવા લાગી. મનોરમા પણ એકાએક પદ્માવતીને પોતાની પાસે ઉપસ્થિત થયેલી જોઇ ભયભીત બની ગઇ. તે સિવાય રતિસુંદરીના હાથમાં ચમકતું

ખંજર જોવામાં આવતાં તેની એવી ખાત્રી થઈ ગઇ કે, હવે કોઇ પણ રીતે જીવનનું રક્ષણ કરી શકાશે નહિ; કેમ કે, એવા જ પ્રકારનું ખંજર પિશાચપતિના હાથમાં તેણે જોયું હતું, તથા તેના પ્રબળ પ્રતાપનો અનુભવ સુદ્ધાં તેને થયો હતો. તે સાથે એ વાર્ત્તાનો પણ તેને વિશ્વાસ થઇ ગયો કે, રાક્ષસી [ પદ્માવતી ] કે જેણે પિશાચપતિના પંઝામાંથી તેને છોડાવી હતી તે તેનું કલ્યાણ ઇચ્છનારી જ કોઇ પ્રબળા સ્ત્રી છે.

પદ્માવતીએ પુનઃ રતિસુંદરીને કશો સંકેત કર્યો, એ સંકેતનો વિષય મનોરમા જાણી શકી નહિ. રતિદસુંરીએ તરત જ પોતાના હાથમાંના ખંજરનો મનોરમાના અંગ સાથે સ્પર્શ કર્યો; જેથી વાતમાંને વાતમાં બેશુદ્ધ બની જઇ તે જમીનપર પડી ગઈ. આ સમયે ઝાડીમાં છુપાઇ રહેલો પિશાચપતિ પણ બ્હાર નીકળી ત્યાં આવી પહોંચ્યો, તથા પદ્માવતીને ઉદ્દેશીને તેણે કહ્યું:—' ગઇ એમ હોય પરંતુ હજી સૂધી મ્હારું કામ બિલ્કુલ થયું નહિ. ”

“ તમે ઘણા બુદ્ધિશાળી છો એમાં કાંઈ શક નથી; છતાં દિલગીરીની વાત છે કે, કેટલીક વખત તમારી અક્કલ પણ હવા ખાવાને ચાલી જાય છે. શું હવે તમે એમ નથી જાણતા કે, તમારું કામ સંપૂર્ણ થઇ ગયું છે. એકાએક રતિસુંદરીનું આગમન થવાથી તમારું ભાગ્ય તેજોમય છે એમજ હું ધારું છું. જો રતિસુંદરી ન આવી પહોંચી હોત તો મ્હારે ઘણું કષ્ટ ઉઠાવવું પડત.” પદ્માવતીએ કહ્યું.

“તમારાં વચનોનું તારતમ્ય હું સમજી શકતો નથી. કૃપા કરી સઘળો સ્પષ્ટ ખુલાસો કરો તો સારું.” પિશાચપતિએ પ્રથમના જેવા

"તમે મ્હારી પાસે બેસો એટલે સઘળી હકીકત હું તમને સ્પષ્ટતાથી સમજાવું છું." આમ કહી રતિસુંદરી તરફ જોઇને પદ્માવતીએ પૂછ્યું:—"સખિ! હવે કહે જોઇએ કે, ત્હારું આગમન અત્રે કેવી રીતે થયું છે?"

"મ્હારા માથાપર એક એવું કાર્ય આવી પડ્યું છે કે, જે તમારી મુલાકાત કર્યા સિવાય પાર પડી શકે તેમ નહોતું; તેથી જ લાચારીથી માર્ગનું દુઃખ વેઠીને હું તમારી પાસે આવી પહોંચી છું." રતિસુંદરીએ ઉત્તર આપ્યો.

"સારું થયું કે તું આવી પહોંચી. આ સમયે ત્હારા આગમનથી ઘણો લાભ થયો છે. ઠીક, હવે તું પણ નીચે બેસીને હું જે કાંઈ કહું તે સાંભળ." પદ્માવતીએ કહ્યું.

ત્યાર પછી પદ્માવતી, પિશાચપતિ અને રતિસુંદરી વચ્ચે ઘણા સમય સુધી વાતચિત થઈ. એ વાતચિતને અત્રે લખવી અમે ઉચિત કિંવા આવશ્યક ધારતા નથી; કેમ કે એ ત્રણે જણાંએ જે જે કાર્યો કરવાનો આ પ્રસંગે વિચાર કર્યો તે તે કાર્યો ક્રમાન્વયે આપણે જાણી શકવાના છીએ.

વાતચિતનો અંત આવ્યા પછી મનોરમાને ઉંચકી લઈ ત્રણે જણાં પહાડની નીચે ઉતર્યાં. મનોરમાને એક વૃક્ષના થડ સાથે મજબૂતાઈથી બાંધી દેવામાં આવી. ત્યાર પછી પદ્માવતીએ પણ પોતાને એક વૃક્ષ સાથે બાંધી દેવાની રતિસુંદરી તથા પિચાશપતિને સૂચના કરી. તેમણે બન્નેએ તેની સૂચનાનુસાર તેને પણ બાંધી દીધી. આટલું કાર્ય થઈ ગયા પછી પદ્માવતીએ પિચાશપતિ તથા રતિસુંદરીને ત્યાંથી ચાલ્યાં જવાની આજ્ઞા કરી. તેઓ બન્ને દૂર ઝાડીમાં જઈ છુપાઈ

ગયાં, હવે શું બને છે એ જાણવાની ઉત્કટ ઇચ્છા તેમના અંતરમાં ઉત્પન્ન થઈ હતી.

થોડા સમય પછી મનોરમા શુદ્ધિમાં આવી તથા પોતાને બંધનયુક્ત સ્થિતિમાં જોઈ તે આસપાસ દૃષ્ટિ ફેરવવા લાગી. તરત જ પાસેના વૃક્ષના થડ સાથે બંધાયલી પદ્માવતીપર તેની નજર પડી. આ સમયે પદ્માવતી તરફ જોઈ શોકસૂચક સ્વરે તેણે કહ્યું:—"ખરેખર, તમે સાચાં ઠર્યા છો. તમારાપર મ્હેં શક કરેલો હોવાથી મ્હારી એ ભૂલ માટે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે."

"હશે, થયું તે ખરું; તમારા લીધે હવે મ્હારે પણ દુઃખ ભોગવવું પડે છે!" પદ્માવતીએ કૃત્રિમ શોકનું સૂચન કર્યું.

"ખરું છે."

"જો કે તમે છુટી શકો એમ બનવું એ સર્વથા અશક્ય છે; છતાં હું તો કોઇ પણ રીતે લુચ્ચાઇથી છુટી જઇશ. પછીથી એ પદ્માવતીને હું જોઇ લઇશ. તેનો જીવ લીધા સિવાય મ્હારા અંતરમાં સળગી ઉઠેલો પ્રચંડ ક્રોધાગ્નિ શાન્ત થાય તેમ નથી."

"એ તમારી પણ શત્રુ છે; તેથી કેવી રીતે તે તમને છુટાં કરશે."

"મ્હારી અને એની દુશ્મનાવટ અંતરની છે—બહારની નથી. વળી ખાસ કરીને એક એવું કારણ છે કે જેથી હું છુટી થઇ શકીશ, પછીથી હું તમને છોડાવવાનો પ્રયત્ન પણ કરીશ."

"એવું શું કારણ છે તે મ્હને જણાવશો કે?"

"એ હમણાં તમને હું કહી શકતી નથી. થોડા વખતમાં આપોઆપ એ કારણ તમારા જાણવામાં આવશે." આમ કહી ચો તરફ દૃષ્ટિ ફેરવીને પદ્માવતીએ કહ્યું:—"પરંતુ એ દુષ્ટા ક્યાં ગઇ?"

" એ ક્યાં ગઇ છે તે તમે પણ જાણતાં નથી કે ?! "

" ના ના—હું જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે મ્હને માલૂમ પડ્યું કે, હું પણ તમારી માફક બંધાયલી છું. "

" એ જ્યાં હશે ત્યાંથી અહીં આવશે જ. "

" જો એ અત્રે આવે તો તેની સાથે થોડી વાતાચેત કરીને જ હું છુટી થઇ શકું તેમ છું. છુટી થયા પછી તમને છોડાવવાનો પ્રયત્ન પણ હું અવશ્ય કરીશ. વળી હું એકલી હોવાથી તમને છોડાવવામાં વિલંબ થવાની સંભાવના છે તેથી નજીકમાં કોઈ તમારું મદદગાર હોય તો મ્હને જણાવો; જેથી તેની મદદ મેળવી હું જલ્દીથી તમને છોડાવી શકું ! " પદ્માવતીએ પ્રપંચની બાજી બરાબર રમવા માંડી.

" જો તમે એમ કરશો તો જીવનપર્યન્ત હું તમારા ઉપકારના ઋણમાં રહીશ. એક એવું માણસ છે કે જે મ્હારું નામ તથા મ્હારા સંકટની હકીકત સાંભળશે તો મ્હને છોડાવવાના કાર્યમાં તે તમને ઘણી મદદ કરશે. " રતિસુંદરીએ પદ્માવતીનાં વચનોપર વિશ્વાસ મૂકીને કહ્યું.

" ઠીક, ત્યારે હવે એ માણસનું નામ તથા પત્તો જણાવવામાં વિલંબ ન કરો. " પદ્માવતીએ ઉત્સુકતાથી કહ્યું.

" જુઓ, લક્ષ્યપૂર્વક સાંભળો. કાશીમાં જે ત્રિલોચનેશ્વર મહાદેવ છે તેની પાસે જ મ્હારું લાલ રંગનું મકાન આવેલું છે. એ મકાનની આસપાસ બગીચો આવેલો છે. વળી મ્હારી સખીનું નામ નાગર છે; સમજ્યાં કે ? " મનોરમાએ કહ્યું.

" સમજી તો ખરી; પરંતુ એમને મ્હારી વાર્ત્તાનો વિશ્વાસ

કેવી રીતે લાગશે ? ” પદ્માવતીએ પોતાના માર્ગને સર્વથા નિષ્કંટક કરવાના ઉદ્દેશથી કહ્યું.

“ એમાં વિશ્વાસની કાંઇ જરૂર નથી. હું સંકટમાં સપડાયેલી છું એમ જાણવામાં આવતાં તે આકુળ વ્યાકુળ બની જશે, અને જરૂર તમને મદદ કરશે. ”

“ પરંતુ મ્હારે સર્વ પ્રકારે સાવધાન રહેવું જોઇએ. કદાચ તે એમ સમજે કે હું તેને છેતરવાનો પ્રયત્ન કરું છું તો પછી મ્હારે એની એવી સમજ કેવી રીતે દૂર કરવી ? ”

થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને મનોરમાએ કહ્યું: “ હા, તેને એવો સંશય ઉપજે એ બનવા જેવું છે. ઠીક છે, હું તમને એક સંકેત બતાવું છું. એ વાર્ત્તા જ્યારે તમે તેના કાનમાં કહેશો ત્યારે તે તમારાપર પૂર્ણ વિશ્વાસ રાખશે; પરંતુ એ સંકેત બીજું કોઇ જાણી શકે નહિ એ માટે તમે પૂરતી સાવધાનતા રાખજો. જો સાવધાનતા નહિ રાખો તો તેથી મ્હારો છુટકારો થવાને બદલે મ્હારા જીવનનો અંત આવી જશે. ”

“ એ માટે તમે સર્વથા નિશ્ચિંત રહો. હવે જલ્દી એ સંકેત મ્હને કહો. ” પદ્માવતીએ કહ્યું.

મનોરમાએ પદ્માવતી તરફ ઝુકીમે ધીમેથી કહ્યું:—“ તમે માત્ર ‘ પ્રિઅટક ’ શબ્દ કહેજો. એ શબ્દ સાંભળવામા આવતાં તે તમારાપર સંપૂર્ણ વિશ્વાસ રાખશે, અને તમને મ્હારાં વિશ્વાસપાત્રી સમજશે. ”

“ ઠીક છે; હું બની શકશે તેટલી ત્વરાથી તમારાં સખી પાસે જઇશ, અને કાર્યોદ્ધાર કરીશ. ” પદ્માવતીએ કહ્યું.

“ પ્રથમ તો મ્હારે એ જોવું છે કે, પદ્માવતી તમને કેવી રીતે છુટાં કરે છે ? ” મનોરમાએ વિષણ્ણવદને કહ્યું, તથા પુનઃ તેણે

કહ્યું:—" જો તમે છુટી શકશો તોજ મ્હારા છુટકારાની આશા હું રાખી શકીશ. "

પદ્માવતીએ હસીને કહ્યું:—અરે, તમારા દેખતાં જોતજોતાંમાં હું છુટી થઇ શકીશ. "

પછીથી પદ્માવતીએ એક સીટી વગાડી. સીટીનો અવાજ સાંભળવામાં આવતાં પિશાચપતિ અને રતિસુંદરી કે, જેઓ ઝાડીમાં છુપાઇ રહ્યાં હતાં તેઓ પદ્માવતી પાસે આવી પહોંચ્યા. પદ્માવતીએ તેમના તરફ જોઈ સ્મિત હાસ્ય કરીને કહ્યુ:—" મ્હને છોડી ઘો. "

પિશાચપતિએ પદ્માવતીના બંધ છોડી નાખ્યા, પદ્માવતીએ ઉઠી મનોરમા પાસે આવીને કહ્યું:—" કેમ, હું મ્હારા કહેવા પ્રમાણે છુટી ગઈ કે નહિ ? "

પદ્માવતીની ચાલાકીની સાથે સાથેજ પિચાશપતિને એ સ્થળે ઉપસ્થિત થયેલો જોઇને મનોરમા વિસ્મિત, આશ્ચર્યચકિત અને ભયભીત બની ગઈ. તે એકાગ્ર દ્રષ્ટિથી તેમની ત્રણેની મુખમુદ્રા તરફ જોઈ રહી. આ સમયે પિચાશપતિના મ્હોંપર ઉદાસીનતાના બદલે પ્રસન્નતા જોવામાં આવતી હતી. પિચાશપતિએ હસીને મનોરમા તરફ જોઇને કહ્યું:—" કેમ, હજી પણ આ પિચાશપતિ ત્હારા કબ્જામાં છે કે ? જો હોય તો કહે કે જેથી હમણાંજ પદ્માવતીનું શિર કાપી હું ત્હારી પાસે રાખું; કેમ કે પદ્માવતી પણ હમણાં અત્રે હાજર છે. "

મનોરમાએ ક્રોધાવેશથી દાંતથી ઓષ્ઠ પીસ્યા, તથા પોતાનું મસ્તક તેણે નીચું નમાવી દીધું. થોડા સમય સૂધી કાંઈ વિચાર કર્યા પછી તેણે કહ્યું:—" અફસોસ! હું પ્રપંચજાળમાં ફસાઈ પડી છું ! "

પદ્માવતીએ રતિસુંદરીને ઉદ્દેશીને કહ્યું:—" હવે વખતને વ્યર્થ ગૂમાવવો વ્યાજબી નથી. આ હરામજાદીને તમે લઈ જાઓ, તથા

ત્યાં લઈ જઇને તેને લોખંડી ભોયરામાં કેદ કરજો. પછીથી જોઈ લેવાશે." આટલું કહ્યા પછી પોતાના હાથમાંનો ભાલો જોઇને તેણે કહ્યું:—"આ ભાલાને તમે તમારી પાસે રાખી ખંજર મ્હને આપો. હવે ભાલાને બદલે ખંજર રાખવું જ હું ઉત્તમ સમજું છું. જો કે મ્હારી પાસે એક ખંજર છે; પરંતુ તે યુવરાજ ઈન્દ્રજીતસિંહજી માટે છે."

"હું પણ તમને એમજ કહેવાની હતી. જ્યારે ભાલા તથા ખંજરમાં સમાન ગુણ છે ત્યારે પછી મ્હોટો ભાલો ફેરવવાની તકલીફ શા માટે ઉઠાવવી જોઇએ ? લ્યો, આ ખંજર જ તમે તમારી પાસે રાખો." રતિસુંદરીએ કહ્યું.

પદ્માવતીએ પિચાશપતિને ઉદ્દેશીને કહ્યું:—"તમે પણ રતિસુંદરીની સાથે જાઓ. આ હરામજાદીને મ્હારા મકાને પહોંચાડી જેમ બને તેમ જલ્દીથી પાછાં આવજો. તમે પાછાં આવશો ત્યાં સૂધી હું અત્રે તમારી રાહ જોતી રોકાઈશ. તમે આવશો એટલે આપણે સાથે સાથે જ કાશી જઈશું. પ્રથમ તમારું કાર્ય કરીને જ હું યુવરાજ ઈન્દ્રજીતસિંહજીને મળીશ, તથા મહારાણી તેમજ તેના મંડળને જહન્નમમાં પહોંચાડી દઈશ ! જાઓ, હવે વિલંબ ન કરો."

"જેવી આજ્ઞા," કહી પિચાશપતિ અને રતિસુંદરી મનોરમાને બંધનયુક્ત સ્થિતિમાં જ પોતાની સાથે લઈ પેલા અજાયબગૃહ તરફ જવા લાગ્યાં.

# પ્રકરણ ૧૯ મું.

## સંશયનું સમાધાન.

મધ્યરાત્રિ વીતી ગઈ હતી. ચોતરફ ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થઈ ગયું હતું, ક્વચિત્ ક્વચિત્ કૂતરાંઓના ભુંકવાના અવાજ સિવાય બીજો કોઈ પણ પ્રકારનો અવાજ સાંભળવામાં આવતો નહોતો. આવા સમયે કાશીની સાંકડી ગલીઓમાં એક સ્ત્રી અને બીજો પુરુષ ફર્યા કરતાં હતાં, એ બન્ને પિચાશપતિ તથા પદ્માવતી હતાં તેઓ ત્રિલોચનેશ્વર મહાદેવ તરફ મનોરમાના મકાનને શોધી કાઢવા માટે ત્વરિત ગતિથી જતાં હતાં. જ્યારે તેઓ બન્ને એક ચોકમાં થઇને બીજી તરફ વળ્યાં એવામાં ડાબી બાજૂની એક બીજી ગલીમાંથી એક માણસ પીઠપર ગાંસડી ઉંચકીને તેઓ જતાં હતાં તે તરફ જ આવવા લાગ્યો. આવો પ્રકાર જોઈ પદ્માવતીએ મૃદુસ્વરે પિચાશપતિને કહ્યું:—" આ માણુસ જે ગાંસડી ઉંચકીને આવે છે તેમાં કોઈ માણુસ હોવું જોઇએ."

" બેશક એમજ છે. એ માણુસની ચાલપર પણ મ્હને શંકા ઉપજી છે. કદાચ એ મનોરમાનો નોકર હોય તો તે બનવા જેવું છે."

" તમારી શંકા સત્ય હોય એમ લાગે છે; કેમકે, તમે ઘણા દિવસ સુધી મનોરમાના મકાનમાં રહેલા છો, તથા ત્યાંના પ્રત્યેક મનુષ્યને તમે સારી રીતે જાણો છો—" પદ્માવતીએ કહ્યું.

" જો તમે કહેતાં હો તો હું એને રોકું?" પિશાચપતિએ પૂછ્યું.

" હા હા. એને રોકવો જ જોઇએ." પદ્માવતીએ રજા આપી.

પિશાચપતિએ તરત જ એ માણસ પાસે જઇ પોતાની કમરપરથી ખંજર કાઢી તેની સ્હામે ચમકાવ્યું. એ પ્રકાશમાં પિશાચપતિ તથા પદ્માવતીએ માણસને પિછાની શકયાં; પરંતુ એ માણસ પોતાનો માર્ગ રોકનારને બરાબર જોઈ શકયો નહિ; કેમકે ખંજરના પ્રખર પ્રકાશથી તેનાં નેત્રો બંધ થઇ ગયાં હતાં. તે ગભરાઇ જઈ બેસી ગયો. પિશાચપતિએ હાથમાંના ખંજરનો તેના શરીર સાથે સ્પર્શ કર્યો. આમ થવાથી એ માણસ એક વખત કંપી ઉઠી બેહોશ બની જઈ જમીનપર ગબડી પડયો. પિશાચપતિએ તેને એવી સ્થિતિમાં છોડી દીધો, તથા તેણે ગાંસડી છોડી તો તેમાં એક અત્યંત રૂપવતી સુંદરી તેની નજરે પડી. પદ્માવતીની આજ્ઞાથી એ ગાંસડી પાછી બાંધી દઇ તેને પીઠપર નાખી પિશાચપતિએ મનોરમાના મકાન તરફ નહિ જતાં ગંગાકિનારા તરફ જવા માંડયું. પદ્માવતી પણ તેની સાથે સાથે જવા લાગી.

અલ્પકાળમાં જ તેઓ બન્ને ગંગાકિનારાપર જઈ પહોંચ્યા. આ સમયે નિશાનાથના પ્રકાશનો વસુંધરાપર વિસ્તાર થયેલો હતો. એક એકાન્ત સ્થળે બેઠા પછી પિશાચપતિએ ફરીથી એ ગાંસડી છોડી તો ચંદ્રદેવના પ્રકાશમાં તેણે પેલી સ્ત્રીને જોઇને કહ્યું:– "અરે! આ તો નારંગી છે!"

વિના વિલંબે નારંગી શુદ્ધિમાં આવી. પછી જ્યારે તેની નજર પિશાચપતિપર પડી ત્યારે તે એકદમ કંપી ઉઠી. જે દિવસે ખંડેરના ભોંયરામાં પોતાના કાકા શેરસિંહ પાસે નારંગીએ પિશાચપતિને જોયો હતો તે દિવસની વાર્ત્તાનું તેના મનમાં સ્મરણ થઇ આવ્યું. તેને એમજ લાગ્યું કે, પિશાચપતિની આજ્ઞાથી જ પોતાને બેહોશ બનાવી ઉપાડી લાવવામાં આવી હશે! પછીથી નારંગીની નજર પદ્માવતીપર પડી; પરંતુ તે તેને પિછાની શકી નહિ. જો કે નારંગી શ્યામગઢના પહાડ-

પર પદ્માવતીને જોઇ ચુકી હતી; પરંતુ આ સમયે પદ્માવતી એ દિવસના જેવા રાક્ષસી વેષમાં નહોતી. તેનો રંગ કાળો હતો; પરંતુ આ સમયે પેલા લાંબા લાંબા દાંત તેના મ્હોમાં નહોતા. તેથી જ નારંગી તેને ઓળખી શકી નહિ.

નારંગીને જયારે ગભરાઇ ગયેલી જોઇ ત્યારે પદ્માવતીએ ધીમેથી તેનો એક હાથ પકડીને કહ્યું:- "નારંગી! તું ડરીશ નહિ. અમે હમણાં જ તને શત્રુના પંઝામાંથી બચાવી છે."

"હવે મ્હારો જીવ સ્વસ્થ થયો. મ્હને એવી આશા છે કે, તમારા તરફથી મ્હારે કોઈપણ પ્રકારનું કષ્ટ વેઠવું પડશે નહિ; પરંતુ તમારો પરિચય પ્રાપ્ત કરવા માટે હું ઘણી આતુર બની ગઇ છું."

"જેવી રીતે તું અમારો પરિચય પ્રાપ્ત કરવાને આતુર બની ગઇ છે તેવી જ રીતે તને ઘણી હકીકત પૂછવાની આતુરતા મ્હારા મનમાં ઉત્પન્ન થઈ છે; છતાં જરૂરી કાર્યને લીધે ચાર પાંચ કલાક માટે હું ત્હારાથી છુટી પડું છું ત્યાં સુધી તું મ્હારા આ સાથીદાર પાસે રહે. મનમાં બિલ્કુલ ભય રાખીશ નહિ. પ્રભાતકાળના અરસામાં હું તને આવી મળીશ તથા ત્હારી સાથે વાતચિત કર્યા પછી યુવરાજ ઈન્દ્રજીતસિંહને છોડાવવાના ઉદ્યોગમાં હું પ્રવૃત્ત થઇશ." પદ્માવતીએ કહ્યું.

"તમારી આજ્ઞાનુસાર વર્તવાને હું પ્રતિક્ષણે તત્પર છું. તમારા તરફથી હું હરેક પ્રકારની ભલાઈની જ આશા રાખું છું; કેમ કે તમે મ્હને એક એવા ભયંકર શત્રુના સપાટામાંથી બચાવી છે કે જે શત્રુની ભયંકરતાને માત્ર હું જ જાણું છું." નારંગીએ કૃતજ્ઞતાસૂચક સ્વરે કહ્યું.

"ઠીક, ત્યારે હવે વખતને વ્યર્થ ગૂમાવવો વ્યાજબી નથી. આમ કહી પિશાચપતિ તરફ જોઇને પદ્માવતીએ કહ્યું:–" પિશાચપતિ! અહીં ન્હાની મ્હોટી ઘણી નૌકાઓ છે. નારંગીની સાથે એક નૌકામાં બેસી તમે ગંગાના સ્હામેના કિનારે ચાલ્યા જાઓ. હું મનોરમાને ઘેર જાઉંછું; ત્યાં મ્હારું કાર્ય પાર ઉતારી પ્રભાતકાળ થાય તે પૂર્વે જ તમારી પાસે આવી પહોંચીશ."

આ વાક્યો સાંભળી ચમકી ઉઠીને નારંગીએ કહ્યું:–" શું નામ લીધું ? મનોરમા? ! અરેરે ! એ તો ઘણી લુચ્ચી છે, અમારાપર એણે ઘણો અત્યાચાર કર્યો છે. શું તમે તેને........"

વચ્ચે જ પદ્માવતીએ કહ્યું:—" તું ભય પામીશ નહિ. વખત વિશેષ પસાર થઇ ગયેલો હોવાથી હું હવે વિદાય થાઉં છું. પાછી આવ્યા પછી હું નિશ્ચિંત જીવે વાતચીત કરીશ."

આમ કહી પદ્માવતી ત્યાંથી રવાના થઈ તથા થોડા સમયમાં જ મનોરમાએ તેને જે બગીચાનું ઠેકાણું આપેલું હતું તે બગીચા પાસે જઈ પહોંચી. એ બગીચાના મધ્યભાગમાં જ મનોરમાનું મકાન આવેલું હતું. મકાનના પ્રવેશદ્વાર પાસે દરવાન ઉભો રહ્યો હતો. મનોરમાએ બાગના પ્રવેશદ્વાર પાસેની એક લોઢાની સાંકળ ખેંચી જેથી મકાનના પ્રવેશદ્વાર પાસે ઘંટનો અવાજ થયો. તરતજ દરવાન બગીચાના દરવાજા પાસે આવ્યો તથા તેણે પદ્માવતીને એકલી જોઇ, દરવાજો ઉઘાડી અંદર આવવા દીધી. પછીથી પાછો તેણે દરવાજો બંધ કરી દીધો તથા પદ્માવતીને પૂછ્યું.—

" તમે કોણ છો અને શા હેતુથી અત્રે આવ્યાં છો ?"

" મ્હને મનોરમાએ પત્ર આપી પોતાનાં સખી નાગર પાસે

મોકલી છે. તમે જેમ બને તેમ જલ્દીથી મ્હને નાગર પાસે લઇ જાઓ." પદ્માવતીએ કહ્યું.

"તેઓ અહીં હાજર નથી. બીજા કોઇ ઠેકાણે ગયેલાં છે." દરવાને કહ્યું.

"ક્યારે આવશે ?"

"એ સંબંધી હું કાંઇ ચોકકસ ઉત્તર આપી શકતો નથી."

"તેઓ આજે પાછાં આવવાનાં છે કે કાલે, એટલું પણ તમે કહી શકો તેમ નથી કે ?"

"તેઓ ચાર પાંચ દિવસ સૂધી આવવાનાં નથી એટલું હું જાણું છું. પછીથી મરજી પડે ત્યારે આવે !"

"અફસોસ કે બિચારાં મનોરમાસુંદરીને હવે બચાવી શકાય તેમ નથી !"

દરવાને આ વાકય સાંભળી ચમકી ઉઠીને પૂછ્યું:—"શું તેઓ કોઇ સંકટમાં સપડાયાં છે કે ?"

"એ વાર્ત્તા એટલી બધી ગુપ્ત છે કે, હું તમને કહી શકું તેમ નથી; છતાં એટલું કહેવામાં હરકત નથી કે, જો ત્રણ દિવસ સૂધીમાં તેમને બચાવવાનો ઉદ્યોગ નહિ કરવામાં આવે તો ચોથા દિવસે કાંઇ થઇ શકશે નહિ. તેઓ અવશ્ય માર્યા જશે !"

"અફસોસ ! જો તમે એક દિવસ માટે અત્રે રોકાઓ તો હું નાગર પાસે જઈ તેમને બોલાવી લાવું. તમને અહીં કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડશે નહિ."

પદ્માવતીએ થોડા સમય સૂધી સ્વગત કાંઈ વિચાર કરીને કહ્યું— "મ્હારે એક જરૂરી કામ કરવાનું હોવાથી હું અત્રે રોકાઈ શકું

તેમ નથી; કિન્તુ કાલે સંધ્યાકાળના અરસામાં મ્હારું કાર્ય કરી નાખી પુનઃ હું અત્રે આવી શકું તેમ છું. "

" ભલે તમે તેમ કરો; પરંતુ પાછાં બીજા કોઈ સ્થળે વધારે સમય માટે રોકાશો નહિ. જો તમારું કાર્ય અમારાથી થઇ શકે એવું હોય તો તે અમને કહો. જેથી તેનો સઘળો બંદોબસ્ત કરવામાં આવશે. "

" ના ના—મ્હારા પોતાના ગયા સિવાય એ કામ થઇ શકે તેમ નથી જ. તમે ચિંતા રાખશો નહિ. કાલે સ્હાંજ સુધીમાં હું જરૂર આવી પહોંચીશ. "

" જેવી ઇચ્છા. તમારી મેહેરબાનીથી જો અમારાં અધીશ્વરીનો જીવ બચી જશે તો અમે લોકો જીવનમાં કદાપિ તમારો ઉપકાર ભૂલીશું નહિ."

" હું કાલે સ્હાંજે અવશ્ય આવીશ, તથા મનોરમાસુંદરીને બચાવવાનો હરેક ઉદ્યોગ જરૂર કરીશ. તમે અહીંથી જતી વખતે એટલો બંદોબસ્ત કરતા જજો કે, જો હું તમારા પહેલી અહીં આવું તો મ્હારે કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડે નહિ. "

" એ માટે તમે બેફિકર રહો. હું સઘળો યથોચિત બંદોબસ્ત કરીને જ અહીંથી જઇશ, તથા નાગરને જલ્દીથી બોલાવી લાવીશ. "

પછીથી બગીચાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો. પદ્માવતી ત્યાંથી વિદાય થઇ ગઇ. તે પંદર વીશ પગલાં પણ નહિ ગઇ હાય એવામાં એક માણસ વ્યાકુળતાથી દોડતો દોડતો બગીચાના દરવાજા પાસે જઈ પહોંચ્યો, તથા દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેને જોતાંની સાથે જ પદ્માવતી સમજી ગઈ કે તેણે તથા પિચાશપતિએ જે માણસના પંઝામાંથી નારંગીને બચાવી

હતી તે જ એ માણુસ હતો. પદ્માવતી એ માણુસ દરવાજામાં જાય ત્યાં સૂધી એટલામાં છુપાઈ રહી. પછી પોતાના મન સાથે કશો વિચાર કરતી કરતી ત્યાંથી રવાના થઈ. જ્યારે તે નારંગી અને પિચાશપતિ પાસે જઈ પ્હોંચી ત્યારે માત્ર થોડી રાત્રિ બાકી હતી. નારંગીને તથા પિચાશપતિને, પદ્માવતીને જલ્દી પાછી આવી પહોંચેલી જોઈ ઘણું આશ્ચર્ય ઉપજ્યું. પિચાશપતિએ કહ્યું:—“આજે કાંઈ કામ નહિ થવાથી તમે જલ્દી પાછાં આવ્યાં હો એમ લાગે છે.”

“હા–આ વખતે નકામો જ ફેરો પડયો છે; છતાં આપણું કામ થઈ જશે એ ચોક્કસ છે. આજે નાગર ઘેર નહોતી. એનો માણુસ એને બોલાવી લાવવા માટે ગયો છે. કાલે રકાજે પુનઃ ત્યાં જવાનો વાયદો કરીને હું અત્રે આવી છું. મ્હારી ઇચ્છા તો જો કે ત્યાં રોકાવાની જ હતી. જો મ્હેં તેમ કર્યું હોત તો કામ જલ્દી પાર પડે એવી આશા પણ હતી; પરંતુ નારંગીને લીધે મ્હારે પાછું આવવું પડયું છે. મ્હારો વિચાર નારંગીને શ્યામગઢ મોકલી દેવાનો છે; કેમ કે એના મુખેથી કેટલીક હકીકત સાંભળવામાં આવતા, મહારાણા વીરસિંહજીના અંતરમાં હિમ્મત આવશે, તથા યુવરાજના ગૂમ થવાની ચિંતા ઓછી થશે.” આમ કહીને પદ્માવતીએ નારંગીને તેનો વિચાર પૂછ્યો.

“તમે જેવી આજ્ઞા કરો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું; પરંતુ આ સમયે ઘણા વિષયોનો ખરો ભેદ જાણવા માટે હું વ્યાકુળ બની ગઈ છું. તમારા સિવાય બીજું કોઈ મ્હારા મનનું સમાધાન કરી શકે તેમ નથી.” નારંગીએ કહ્યું.

“કાંઈ ચિંતા નહિ, હું એમ નથી કહેતી કે, તું હમણાં ને હમણાં ચાલી જા. ત્હારે જે જે હકીકત મ્હને પૂછવી હોય તે બેલા-

શક પૂછ. હું હરેક રીતે ત્હારા મનનું સમાધાન કરવાને તૈયાર છું." પદ્માવતીએ કહ્યું.

આ સમયે નારંગી પિશાચપતિ તરફ જોવા લાગી. પદ્માવતી સમજી ગઈ કે તે પિશાચપતિ સંબંધી પોતાને કાંઈ પૂછવાને ઈચ્છે છે, તેણે પિશાચપતિને ત્યાંથી દૂર ચાલ્યા જવાની આજ્ઞા કરી. તેના ત્યાંથી ચાલ્યા ગયા પછી નારંગીએ કહ્યું:—"તમારી કેટલીક હકીકત પિશાચપતિ પાસેથી મ્હેં સાંભળી છે; પરંતુ તેથી મ્હારા મનનું સમાધાન થતું નથી. મ્હને એવો ચોક્કસ પત્તો મળ્યો હતો કે, યુવરાજ ઈન્દ્રજીતસિંહ તમારા જ મકાનમાં કેદી થઈ પડેલા છે; છતાં તમે તેમની સાથે કેવો વ્યવહાર ચલાવ્યો તથા તેઓપર કેવું સંકટ આવી પડયું એ હું સમજી શક્તી નથી. જો કે એ સમયે અમે સર્વ તમારાથી ડરતાં હતાં; પરંતુ તમે અમારી સાથે કેટલીક વખત ભલાઈ કરેલી હોવાથી તેમજ આજે બનેલા બનાવથી એ ડર દૂર થઈ ગયો છે; કિન્તુ હજી સુધી યુવરાજ ઈન્દ્રજીતસિંહ સંબંધીનો સંશય દૂર થયો નથી."

"જો સાંભળ, હું તને સઘળી અથેતિ હકીકત કહું છું. તને એટલું તો માલૂમ પડયું છે કે, હું પદ્માવતી છું."

"હા, એ તો હું પિશાચપતિના મુખે સાંભળી શકી છું, તથા એમના મુખે વિશેષમાં મ્હેં એમ પણ સાંભળ્યું છે કે, શ્યામગઢમાં આવેલા પેલા કબરસ્થાનમાં તમેજ હાંથમાં ચમકતો ભાલો લઇનેઅમને મદદ કરી હતી, તથા એ શુદ્ધ બનાવી દઇ અમને શ્યામગઢના કિલ્લામાં પહોંચાડી દીધાં હતાં. બીજી વખતે શ્યામગઢના ભોંયરામાંથી મહારાણા વીરસિંહજી વગેરેને તમે જ છોડાવ્યા હતા. ત્રીજી વખતે પેલા ખંડેર-

માં એકાએક વિચિત્ર રીતે અમે તમને આવી પહોંચેલાં જોયાં હતાં." નારંગીએ કહ્યું.

" જો કે કેટલાક લોકોએ ઇર્ષ્યાવૃત્તિથી મ્હારા નામને બદનામ કર્યું છે; પરંતુ વાસ્તવિક રીતે હું એવી નથી. ભલા માણુસ સાથે હમ્મેશાં હું ભલાઈજ કરું છું, તથા દુષ્ટ માણુસોને તેમની દુષ્ટતાનો યથાયોગ્ય બદલો પણ આપું છું. યુવરાજ ઇન્દ્રજીતસિંહજીનું મ્હેં કોઇ પણ રીતે અનિષ્ટ કર્યું નથી; ઉલટું મ્હેં તેમની સાથે ભલાઈ કરીને તેમને એક શત્રુના હાથમાંથી છોડાવ્યા છે. જ્યારે તેઓ તમને મળી પોતાની સઘળી કર્મકથા કહેશે ત્યારે તમને મ્હારાં આજનાં વચનોની સત્યતા માલૂમ પડશે. "

ત્યાર પછી પદ્માવતીએ, ઇન્દ્રજીતસિંહનું પોતાના લશ્કરથી ગૂમ થવું, તેને શત્રુના હાથમાંથી છોડાવવો, થોડા દિવસ સુધી તેને પોતાના મકાનમાં રાખવો, માધવીને કેદ પકડવી, માયાસુંદરીનું શ્યામગઢના ભોંયરામાંથી નીકળી ધનપતિના પંઝામાં ફસાવું, રતિસુંદરીના આવ્યા પછી યુવરાજ ઇન્દ્રજીતસિંહ સાથે માયાસુંદરીનો સંકટમાંથી ઉદ્ધાર કરવા જવું, રસ્તામાં શેરસિંહજી તથા લક્ષ્મણસિંહજી સાથે મુલાકાત થવી, અગ્નિદત્તના મૃતદેહનું દર્શન થવું, તથા પેલા ભેદી મકાનમાં સર્વનું કૂદી પડી અદૃશ્ય થવું વગેરે સઘળી હકીકત નારંગીને કહી સંભળાવી. ઘણું આશ્ચર્ય પામતાં નારંગીએ એ સઘળી હકીકત સાંભળી, તથા પદ્માવતીપર તેને સંપૂર્ણ વિશ્વાસ બેઠો.

" પછીથી માયાસુંદરી અને ઇન્દ્રજીતસિંહજી પેલા ખંડેરના ભોંયરામાં કેવી રીતે જઈ ચમકયાં હતાં ? ", નારંગીએ પૂછ્યું.

"એ ખંડેર એક ન્હાનું તીલિસ્મી મકાન છે, તથા તે પેલા શ્યામગઢના મ્હોટા ભેદી ભોંયરા સાથે સબંધ ધરાવે છે. એક સુંદરી કે,

જેને સર્વ માયાવિનીના નામથી બોલાવે છે કે, તથા જેની હકીકત થોડા દિવસમાં જ તને માલૂમ પડશે તે એ તિલિસ્મીની અધિશ્વરી છે. હું એની સગી બ્હેન છું. અમારી તિલિસ્મી ચોપડીપરથી એવું સાબિત થાય છે કે, યુવરાજ ઇન્દ્રજીતસિંહજી અને રાજકુમાર આનન્દસિંહ-દ્વારા એ તિલિસ્મો તૂટશે; કેમકે તિલિસ્મી તોડનારનાં જે જે લક્ષણોનું એ ચોપડીમાં વર્ણન છે તે સઘળાં લક્ષણો બન્ને રાજકુમારોમાં છે. માયાવિનીના એવી ઇચ્છા છે કે, એ તિલિસ્મી રાજકુમારોને હાથે તૂટે નાહ; તેથી જ તે બન્ને રાજકુમારોને ચિરકાળ માટે પોતાની કેદમાં રાખવા અથવા તો તેમને મારી નાખવાને ઇચ્છે છે. મ્હેં એને અનેક રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. છતાં તેણે મ્હારાં વચનો કિંવા ઉપદેશ તરફ ધ્યાન આપ્યું નથી. તે છેવટે મ્હારી સાથે પણ દુસ્મનાવટ કરી બેઠી છે, તેથી લાચારીથી મ્હારે તેની સોબત છોડી દેવી પડી. પછીથી પેલું તળાવના મધ્યભાગમાં આવેલું મકાન મ્હેં કબજે કર્યું, તથા હું એમાં જ રહેવા લાગી. એ મકાનમાં હું નિશ્ચિંત જીવે રહી શકી છું. માયાવિનીનાં જે માણસો પ્રામાણિક અને ભલાં હતાં તેમણે તેનો ત્યાગ કરી મ્હારી આધીનતા સ્વીકારેલી છે. વળીએ તિલિસ્મીનો જેટલો ભેદમાયાવિની જાણે છે તેટલો જ ભેદ હું પણ જાણું છું. આમ હોવાથી જ માયાવિની, મહારાણા વીરસિંહજી તથા તેમના રાજકુમારો વગેરે સાથે શત્રુતાચરણ આચરે છે, અને હું તેમનું હિત કરવા તરફ લક્ષ્ય આપું છું. પેલા મકાનમાં પ્રથમથી જ માયાવિનીએ કપટતંત્રની યોજના કરી રાખેલી હોવાથી તેમાં યુવરાજ તેમજ મ્હારા માણસો હસતા હસતા કૂદી પડયા હતા. વળી પેલા ખડેરમાં જે કાંઈ તમારા જોવામાં આવ્યું છે તેમાં પણ માયાવિનીનો જ હાથ હતો. હું તમને ત્યાં મદદ કરવા આવી પહોંચી હતી; પરંતુ અફસોસ કે, ગુપ્ત રસ્તેથી

માયાવિનીના ઘણા માણસો આવી પહોંચેલા હોવાથી હું કાંઇ કરી શકી નહિ. હશે, કાંઈ ચિંતા નહિ. યુવરાજ ઈન્દ્રજીતસિંહ, રાજકુમાર આનન્દસિંહ, માયાસુંદરી તથા બંસરીબાલા વગેરેનું માયાવિની કાંઇ અનિષ્ટ કરી શકે તેમ નથી જ; કેમકે તેમની અસલ જમાપુંજી જે કાંઇ હતી તે મ્હારા હાથમાં આવી ગઇ છે. એ વાતનો ખુલાસો હમણાં હું કરી શકતી નથી; છતાં હું એટલી પ્રતિજ્ઞા કરું છું કે, હવે જેમ બને તેમ જલ્દીથી તેમને સર્વને હું કેદમાંથી છોડાવીશ."

"જે મકાનમાં યુવરાજ ઈન્દ્રજીતસિંહજી વગેરે હસતા હસતા કૂદી પડયા એ પણ તિલિસ્મી હોવું જોઇએ એમ હું ધારું છું." નારંગીએ કહ્યું.

"ના—ના, એ મકાનનો તિલિસ્મી સાથે કશો સંબંધ નથી. એ તદ્દન નવીન બનાવવામાં આવ્યું છે. મ્હને એ વિષયની માહિતી નહિ હોવાથી હું પણ છેતરાઈ ગઈ. પાછળથી પત્તો મેળવતાં માલૂમ પડયું કે, એ પણ માયાવિનીનું જ કારસ્થાન હતું !" પદ્માવતીએ કહ્યું.

"હવે મ્હારા મનનું સમાધાન થયું છે, તથા મ્હારા અંતરમાં એવી આશા ઉપજી છે કે, તમારી સહાયતાથી મ્હારાં પ્યારાં સખી માયાસુંદરી, યુવરાજ ઈન્દ્રજીતસિંહજી વગેરે છુટાં થશે, તમારી કૃપાથી હું એક વખત માયાવિનીને પણ જોઈ શકીશ એવી મ્હને આશા છે." નારંગીએ કહ્યું.

"એ માટે ઉતાવળ કરવામાં કલ્યાણ નથી. હું તને આજે કે કાલે જ માયાવિની પાસે લઇ જઈ શકું તેમ છું; કેમ કે જેમ બને તેમ ત્વરાથી મ્હારે ત્યાં જવાનું છે; પરંતુ હમણાં તો તું મ્હારી સાથે નહિ આવતાં શ્યામગઢ જાય એજ ઉત્તમ છે; કેમકે જીવનાધિક પુત્રોના વિયોગથી મહારાણા વીરસિંહજી ઘણું દુઃખ

અનુભવતા હશે. તું તેમની પાસે જઇશ એટલા તેમના મનમાં હિમ્મત આવશે, તથા મ્હારા મુખે જે કાંઈ ત્હેં સાંભળ્યું છે તે તું તેમને કહી સંભળાવીશ એટલે તેમના અંતરમાં આશા પણ ઉપજશે. હં, પણ હજી મ્હારે તને બીજી પણ એક વાત કહેવાની છે." પદ્માવતીએ કહ્યું.

"જે વાત કહેવી હોય તે બેલાશક કહો."

"તું એમ કહે છે કે, માયાવિનીને જોવાની ત્હારી ઇચ્છા છે તો શું હજી સૂધી ત્હેં એને જોઈ નથી? એના માણસો જ તને કેદ કરીને લઈ ગયા હતા. મ્હારી માન્યતા પ્રમાણે તો તું જરૂર તેની પાસે હાજર થયેલી હોવી જોઇએ." પદ્માવતીએ કહ્યું.

"હા હા—મ્હને એક જનાના દરબારમાં લઈ જવામાં આવી હતી; છતાં હું એમ નથી કહી શકતી કે, એ માયાવિનીનો જ દરબાર હતો કે બીજી કોઇનો! વળી જો તે માયાવિનીનો જ દરબાર હોય તો—".

નારંગીનું વાક્ય પૂર્ણ થાય તે પૂર્વે જ પદ્માવતીએ કહ્યું:—
"જ્યારે તું ખંડેરની અંદર ભોંયરામાં ગઇ ત્યારે શું થયું અને તું કેવી રીતે કેદ પકડાઈ એ મ્હને પ્રથમ કહી સંભળાવ?"

"જ્યારે અમે મહારાણા વીરસિંહજીની સાથે યુવરાજને બ્હાર કાઢવા માટે એ ખંડેરના ભોંયરામાં ગયાં તો ત્યાં એકકે માણસ અમારી નજરે પડયું નહિ. દાદર નીચે એક ન્હાની ઓરડી હતી તેમાં હું ભરાઇ ગઇ. ત્યાં મ્હેં પત્થરની દિવાલમાંના એક પત્થરને નીચે પડી ગયેલો જોયો. ત્યાંથી એક માણસ અંદર જઇ શકે એવો માર્ગ નજરે પડયો. મ્હેં લક્ષ્યપૂર્વક જોયું તો એ દરવાજાની બીજી તરફ એક ઓરડી આવેલી હોઇ તેમાં દીપક સળગતો હતો. મ્હેં આનન્દસિંહ

તથા તારાસિંહને બોલાવ્યા. પછીથી અમે ત્રણે જણાં એ ઓરડીમાં ગયાં. અમે બે ત્રણ પગલાં આગળ વધ્યાં તો પાછળથી સહજ ખખ ડાટ થતો સાંભળ્યો. પાછાં ફરીને જોતાં એ રસ્તો બંધ થઈ ગયેલો જણાયો. ભયભીત અને વિસ્મિત બની જઇ હવે શું કરવું તેનો અમે વિચાર કરવા લાગ્યાં. એવામાં એક બાજૂએથી કેટલાક માણસોએ આવી પહોંચી ત્વરાથી અમારાપર એક ચાદર નાખી દીધી. એ ચાદરમાંથી એક પ્રકારની તેજ ગંધ આવતી હતી. શિરપર ચાદર પડતાં જ અમારી વિચિત્ર સ્થિતિ થઇ ગઈ. જોતજોતાંમાં અમે બેહોશ બની ગયાં. પછી અમે કયારે શુદ્ધિમાં આવ્યાં અને અમારું શું થયું એ હું જાણુતી નથી. શુદ્ધિમાં આવતાં મ્હેં મ્હને પોતાને રાત્રિના સમયે એક જનાના દરબારમાં જોઇ." નારંગીએ ઉત્તરમાં સઘળી હકીકત કહી સંભળાવી.

"એ દરબાર કેવો હતો ?" પદ્માવતીએ પૂછ્યું.

"એ દરબાર એક વિશાળ મંડપમાં હતો. રત્નજડિત સિંહાસનપર એક નવયુવતી દક્ષિણી પોષાક પહેરીને બેઠેલી હતી. હું એમ ચોક્કસ કહી શકું છું કે, માયાસુંદરી સિવાય એની બરાબરી કરી શકે એવી રૂપસુંદરી આજ સુધીમાં કોઇએ નહિ જ જોઇ હોય." નારંગીએ ઉત્તર આપ્યો.

"થયું– હવે હું સમજી ગઇ કે, એ માયાવિની જ હતી. વારું, બીજું ત્હેં શું જોયું ?" પદ્માવતીએ પૂછ્યું.

"એની જમણી બાજૂએ સોનાના બનેલા એક આસનપર એક મૃગચર્મ બિછાવી રાખેલું હતું; પરન્તુ તેનાપર કોઇ બેઠેલું નહોતું."

"એ તિલસ્મના દારોગાની જગ્યા હતી. એ દારોગો વૃદ્ધ સાં-

ધુના વેષમાં રહે છે; કિન્તુ આજકાલ એને મહારાણા વીરસિંહજીએ કેદ કરી દીધેલો છે."

નારંગીએ વિસ્મિત બની જઇને કહ્યું:—"મહારાણા વીરસિંહજીએ ક્યારે ક્યા દારોગાને કેદ કરેલો છે?"

'એ તિલિસ્મી ખંડેરમાં જ્યારે તમે સર્વ જઈ પહોંચ્યાં ત્યારે કોઇ સાધુ તમારી નજરે પડયો હતો કે?" પદ્માવતીએ પૂછ્યું.

થોડા સમય સુધી વિચાર કર્યા પછી નારંગીએ કહ્યું:—"હા હા—એક ઓરડીની અંદર બેશુદ્ધાવસ્થામાં એક વૃદ્ધ સાધુ પડી રહેલો હતો. શું એ જ દારોગો હતો કે?!"

"હા—એ જ માયાવિનીનો દારોગો છે. તે ઘણા માણસોની સાથે ઈન્દ્રજીતસિંહને ઉપાડી લાવવાના ઉદ્દેશથી ખંડેરમાં ગયો હતો; પરંતુ તારાસિંહની ચાલાકીથી તે પોતાના સાથીદારો સહિત બેહોશ બની ગયો. એ સમયે મ્હારો એક માણસ વેષ બદલીને ત્યાં હાજર હતો; છતાં તે દૂરથી સઘળો પ્રકાર જોયા કરતો હતો. ત્હારું, એ દરબારમાં ત્હેં બીજું શું શું જોયું?" પદ્માવતીએ કહ્યું.

"એક ખુરસીપર મૃગચર્મ બિછાવવામાં આવ્યું હતું, તેની સાથે ગોળાકારમાં વીસ મૂલ્યવાન્ ખુરસીઓ હતી, તથા સિંહાસનની ડાબી બાજૂએ એક ન્હાના રત્નજડિત સિંહાસનપર એક ખૂબસૂરત સ્ત્રી બેઠેલી હતી. એ પછી એ બાજૂએ પણ વીસ અથવા એકવીસ ખુરસીઓ ગોળાકારમાં ગોઠવેલી હતી. એ સઘળી ખુરસીઓપર ખૂબસૂરત નવયુવતીઓ ઘણા ઠાઠમાઠથી બેઠેલી હતી. હુ એ દરબારના દેખાવને કદાપિ ભુલી શકીશ નહિ.*" પદ્માવતીએ કહ્યું.

* આ દરબારમાં જ યશોદાનો આશક કૃષ્ણલાલ ગયો હતો.

"ઠીક હવે ત્હારે માયાવિનીને જોવાની આવશ્યક્તા રહી નથી. ઠીક પછી શું થયું ?"

"પ્રથમ તો મ્હને કહો જોઇએ કે, માયાવિનીની પાસેના ન્હાના રત્નજડિત સિંહાસનપર જે નવયુવતી બેઠેલી હતી તે કોણ હતી ?"

"એ મ્હારી ન્હાની બ્હેન હતી. અમે ત્રણ બ્હેનોમાં સર્વથી મ્હોટી માયાવિના છે, એનાથી ન્હાની હું છું અને મ્હારાથી ન્હાની એ છે. એનું નામ અલકકિશોરી છે."

"એ સિવાય તમારે બીજી કોઈ બ્હેન છે કે ?"

"ના બીજી બ્હેન નથી તેમજ ભાઈ પણ નથી. હવે તું ત્હારી હકીકત કહે જોઈએ કે, પછી શું થયું ?"

"માયાવિનીના સિંહાસન પાછળ મનોરમા ઉભી રહી હતી. એમની સર્વની વાતચીતપરથી મ્હને માલૂમ પડયું કે એ મનોરમા ઘણી દુષ્ટ સ્વભાવની છે."

"હા, બરાબર છે."

"હું તો એવો દરબાર જોઇ ગભરાઈ ગંઇ. જ્યાં જ્યાં મ્હારી નજર પડતી હતી ત્યાં એકથી એક ચઢિયાતી રત્નજડિત વસ્તુ મ્હારા જોવામાં આવતી હતી. હું તો ગંભીર વિચારમાં પડી ગઈ હતી કે, એટલી બધી દોલત એ લોકો પાસે કેવી રીતે આવી તથા એ લોકો કોણ છે ! ! હિમ્મત બની જઈ હું ચોતરફ જોવા લાગી. એવામાં એકાએક મ્હારી નજર કુમાર આનન્દસિંહ તથા તારાસિંહપર પડી. રાજકુમાર આનન્દસિંહના હાથમાં બેડી પડેલી હોઈ લાચારીથી તેઓ મ્હારી પાછળ બેસી રહ્યા હતા એમની પાસે તારાસિંહ બેઠેલા હોઈ તેમના હાથમાં પણ બેડી પડેલી હતી. ફર્ક એટલો હતો કે રાજકુમાર આનન્દસિંહ ઘાયલ થયેલા નહોતા; પરન્તુ આનન્દસિંહજીના અંગપર

ઘણા ઘા લાગેલા હતા. તેમનો પોષાક લોહીથી ભીંજાઈ ગયેલો હતો. જો કે તેમને થયેલા જખમોપર પટ્ટા બાંધી દેવામાં આવ્યા હતા; છતાં તેમના મુખમંડળની મલિનતા તેમજ શરીરની દુર્બળતાથી તેમને થયેલા આઘાતોમાંથી ઘણું લોહી વહી ગયું હોય એવો ભાસ થતો હતો. આનન્દસિંહ તથા તારાસિંહની હૃદયવિદારક શોચનીય સ્થિતિ જોઇ મ્હને ઘણો ક્રોધ ઉપજ્યો; કિન્તુ મ્હારે લાચારીથી આત્મસંવરણ કરવું પડયું. મ્હને, આનન્દસિંહને તથા તારાસિંહને ઘેરીને કેટલીક સ્ત્રીઓ હાથમાં નગ્ન તલ્વાર રાખી ઉભી રહી હતી. અમને બેશુદ્ધ હાલતમાં ત્યાં લઇ જવામાં આવેલાં હોવા છતાં તારાસિંહને જખ્મી કેમ થવું પડયું એ જાણવા માટે હું અત્યંત વ્યાકુળ બની ગઇ હતી. પછીથી માયાત્રિનીએ મનોરમા તરફ જોયું તથા કશો ઈશારો કર્યો. તરત જ મનોરમા મ્હારી પાસે આવી. એના હાથમાં એક પત્ર હતો તથા બીજા હાથમાં લેખનસામગ્રી હતી. મનોરમાએ એ પત્ર મ્હારી પાસે મૂકયો, તથા તેનાપર હસ્તાક્ષર કરવાની તેણે મ્હને આજ્ઞા કરી. મ્હેં પત્ર વાંચી જોઇ ક્રોધે ભરાઈ હસ્તાક્ષર કરવાની ના પાડી."

"એ પત્રમાં શી હકીકત લખેલી હતી ?" પદ્માવતીએ પૂછયું.

"એ પત્ર મ્હારા તરફથી જાણે કે મહારાણા વીરસિંહજીના નામપર લખવામાં આવ્યો હતો. એમાં એવા ભાવાર્થની હકીકત લખેલી હતી કે, 'આ પત્ર મળતાં જ એક બહુરૂપીની સાથે આપ બેધડક અત્રે ચાલ્યા આવો. યુવરાજ ઈન્દ્રજીતસિંહ, આનન્દસિંહ, માયાસુંદરી વગેરે આ સ્થળે કેદમાં પડેલાં છે. એમને છોડાવવાનો સંપૂર્ણ ઉદ્યોગ હું કરી ચુકી છું. માત્ર આપ આવો એટલો જ વિલંબ છે. જો આપ ત્રણ દિવસમાં અત્રે નહિ આવી પહોંચો તો એ લોકોમાંથી કોઇનો જીવ બચશે નહિ."

"ઠીક, પછી શું થયું ?"

"જ્યારે મ્હેં એ પત્ર નીચે હસ્તાક્ષર કિંવા સહી કરવાની ના પાડી ત્યારે મનોરમાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેણે ક્રોધકર્કશકંઠે કહ્યું:—"જો તું સહી નહિ કરે તો ત્હારી દૃષ્ટિ સમક્ષ રાજકુમાર આનન્દસિંહ અને તારાસિંહનું મસ્તક કાપી નાખવામાં આવશે, તથા ત્યાર પછી તને પણ શૂળીપર ચઢાવવામાં આવશે!" આ વચનો સાંભળી હું ગભરાઇ ગઈ, તથા વિચારવા લાગી કે હવે શું કરવું? એવામાં તારસિંહે મ્હારો નામોચ્ચાર કરીને કહ્યું:—"નારંગી, એ પત્રમાં જે હકીકત લખવામાં આવી છે તેની કલ્પના હું કરી શકયો છું. ખબરદાર! તું એ લોકોની ધમકીથી તેમને વશ થઈ જઈશ નહિ. ગમે તેમ થાય તો પણ એ પત્રમાં તું સહી કરીશ નહિ." તારાસિંહના આવા શબ્દો સાંભળી માયાવિનીએ તો માત્ર ભ્રુકુટી ચઢાવી; પરંતુ મનોરમા ઘણી ઉકળી ગઈ. તેણે માયાવિની તરફ જોઇને કહ્યું:— 'આપણે કમબખ્ત તારાસિંહને શૂળીપર ચઢાવી દેવો જોઇએ. એણે અહીંનો રસ્તો જોઈ લીધેલો છે તેથી તેને મારી નાંખવો જ જોઇએ. વળી આ નાલાયક નારંગીને મ્હારે સ્વાધીન કરી દ્યો. હું તેને મ્હારે ઘેર લઈ જઈશ.' માયાવિનીએ સંકેદ્વારા મનોરમાના પ્રસ્તાવને સંમતિ આપી. મનોરમાએ એક ચોપદાર સ્ત્રી તરફ જોઇને કહ્યું, 'હમણાં નારંગીને લઇ જઇને સખ્ત કેદમાં રાખો. ચાર પાંચ દિવસ પછી તેને કાશીમાં આવેલા મ્હારા મકાને મોકલી દેજો; કેમ કે હમણાં મ્હારે એક જરૂરી કામે જવું છે; ત્યાં કદાચ મ્હારે ત્રણ-ચાર દિવસ સૂધી રોકાવું પણ પડે.' આ આજ્ઞા થતાં મ્હારાપર એક ચાદર નાખવામાં આવી. એની ચાદરમાંથી આવતી તેજી ગંધથી વિના વિલંબે હું બેશુદ્ધ બની ગઈ. પછીથી શુદ્ધિમાં આવતાં મ્હેં મ્હને

એક અંધકારમયી ઓરડીમાં જોઇ. કેટલાક દિવસ સુધી હું એ ઓરડીમાં કેદી તરીકે રહી એ સમય દરમ્યાન મ્હારે જે દુઃખ ભોગવવું પડ્યું એનું વર્ણન કરવું નિરુપયોગી છે. અંતે એક દિવસે ભોજન સાથે મ્હને બેહોશીનું ઔષધ આપવામા આવ્યું. બેહોશ બની ગયા પછી જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે મ્હેં મ્હને તમારા કબજામાં આવેલી જોઈ. કોણ જાણે કે, હમણાં યુવરાજ ઇન્દ્રજીતસિંહ, આનન્દસિંહ, માયાસુંદરી તથા તેમના બહુરૂપીઓપર કેટલી બધી મુશિબત આવી પડી હશે! એમની પરિસ્થિતિનો વિચાર કરતાં હજી પણ મ્હારું હૃદય કંપી ઉઠે છે."

આટલું બોલીને નારંગી ચુપ રહી; પરંતુ તેનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થયા કરતી હતી. પદ્માવતી પણ ઘણા ધ્યાનથી તેમજ અફસોસ સહિત તેની હકીકત સાંભળી રહી હતી. સઘળી હકીકત સાંભળી રહ્યા પછી તેણે કહ્યું:—"નારંગી, તું બિલ્કુલ ગભરાઇશ નહિ. હું શત્રુઓને હવે મ્હારો સપાટો બરાબર બતાવીશ. જો માયાવિનીના માયાપ્રાબલ્યનો હું નાશ ન કરી નાખું તો મ્હારું જીવન વૃથા ગયેલું જ હું સમજીશ. તિલિસ્મ મકાનમાં જ્યારે યુવરાજ ઇન્દ્રજીતસિંહ વગેરે હસતા હસતા કુદી પડયા હવા ત્યારે તેમના પહેલાં મ્હે મ્હારા કેટલાક માણસોને એ મકાનમાં કુદાવ્યા હતા. એ સઘળી હકીકત એક વખત હું તને કહી ચુકી છું. મ્હેં મ્હારા માણસોને કાંઈ જાણી જોઇને કારણ વગર માયાવિનીની પ્રપંચજાળમાં ફસાવા દીધા નથી. પૂરતો વિચાર કરીને જ મ્હેં એમ કર્યું હતું. એ લોકો કાંઈ સામાન્ય મનુષ્ય નહોતા. એ લોકોએ શાં શાં કાર્યો કર્યા છે તે કદાચ થોડા સમયમાં જ તું જાણી શકીશ."

"તમારી પાસેથી ઘણી વાતો સાંભળવામાં આવ્યાથી આજે

મ્હારા મનનું ઘણું સમાધાન થયું છે. તમારા જેવાં મદદગાર મળી આવ્યાથી હું પણ મ્હારી અંતરેચ્છા પાર ઉતારવાની અભિલાષા રાખું છું, તથા—"

"ના ના—આ સમયે બીજી કોઇ ઇચ્છા નહિ રાખતાં તું શ્યામગઢ ચાલી જા ત્હારા ત્યાં જવાથી બે કાર્યો થઇ શકે તેમ છે. ત્હારા મુખે ઘણીખરી હકીકત સાંભળવાથી મહારાણા વીરસિંહજીના મનમાં હિમ્મત તેમજ સાહસનો સંચાર થશે. વળી તું એક વાતમાં હોશિયાર રહેજે તથા અન્ય સર્વેને હોશિયાર રહેવાની સૂચના કરજે કે, પેલો તિલિસ્મા દારોગો અર્થાત્ વૃદ્ધ સાધુ લુચ્ચાઇથી પલાયન ન કરી જાય. એને છોડાવવા માટે માયાવિનીએ પોતાના કેટલાક અનુચરોને શ્યામગઢ મોકલ્યા હશે એવી મ્હારી ખાત્રી છે." નારંગીને બોલતી અટકાવીને પદ્માવતી કહ્યું.

"ઘણું સારું હું તમારી સૂચનાનુસાર શ્યામગઢ જાઉં છું, તથા પેલા વૃદ્ધ કમબખ્તથી હું ઘણી સાવધાન રહીશ; કિન્તુ હજી સુધી એક વાતનો ભેદ હું સમજી શકી નથી. જો તમે ધારો તો એ ભેદ મ્હારા સમક્ષ ખુલ્લો કરી શકો તેમ છો," નારંગીએ કહ્યું.

"શી વાતનો ભેદ ત્હારે જાણવો છે?" પદ્માવતીએ પૂછ્યું.

નારંગીએ પિશાચપતિ તરફ ઇશારો કરીને કહ્યું:—"આ કોણ છે? એનો ખરો ભેદ મ્હને જણાવો?"

પદ્માવતીએ હસીને કહ્યું:—"પિશાચપતિ સંબંધી તું હરેક પ્રકારના તર્કવિતર્ક કરતી હોઇશ એ હું સારી રીતે જાણું છું; પરંતુ હું લાચાર છું કે, આ સમયે એનો અસલ ભેદ હું તને જણાવી શકતી નથી. થોડા દિવસમાં જ એની સઘળી હકીકત માત્ર તને તો

શું પરંતુ સર્વને માલૂમ પડી જશે. હાલ તો હું એટલું જ કહું છું કે, ત્હારા કાકા શેરસિંહજીની માફક ત્હારે એનો ભય રાખવાની બિલકુલ જરુર નથી. એ તને કોઈ પણ પ્રકારે દુઃખી કરશે નહિ; પરંતુ હરેક રીતે તને સહાયતાજ કરશે."

પદ્માવતી તરફથી પોતાને સંપૂર્ણ ઉત્તર નહિ મળવાથી નારંગી ચુપ થઈ ગઈ, તથા પદ્માવતીની આજ્ઞાનુસાર તેને એ સમયે જ શ્યામગઢ તરફ વિદાય થવું પડયું.



## પ્રકરણ ૨૦ મું.

### અદ્‌ભુત દેખાવ !

બીજે દિવસે સંધ્યાકાળ વીતી ગયા પછી પદ્માવતી પુનઃ મનોરમાના મકાન પાસે જઈ પહોંચી બાગના દરવાજા પાસે જ પેલો દરવાન કે જેની સાથે ગઇ કાલે તેણે વાતચિત કરી હતી તે ફરતો તેની નજરે પડયો. આ સમયે બગીચાનો દરવાજો ખુલ્લો હતો, તથા પેલા દરવાન સિવાય બીજા કેટલાક સિપાહીઓ પણ ત્યાં હાજર હતા દરવાન પદ્માવતીને જોતાં જ પ્રસન્નતાપૂર્વક આગળ વધીને કહેવા લાગ્યો:—"પધારો પધારો—હું કયારનોય તમારી રાહ જોઈ રહ્યો છું. નાગરને આવ્યાને બે કલાક જેટલો સમય થઈ ગયો છે. તેઓ તમને મળવા માટે આકૂળ વ્યાકુળ બની ગયાં છે."

દરવાનની સાથે સાથે જ પદ્માવતી બગીચાની અંદર ગઈ તથા પદ્માવતીના આલીશાન મકાનમાં જઈ પહોંચી. આ મકાનના 'ઓર-

ડાઓ, ઓરડીઓ, મેડકખાનાં, ભોંયરાંઓ વગેરેનું જો અથેતિ કિંવા સંપૂર્ણ વર્ણન અમે કરવા બેસીએ તો વાંચકોનો ઘણો સમય નષ્ટ થાય તેમ છે. એ મકાનમાં ઘણે ઠેકાણે અદ્ભુત કારિગીરી જોવામાં આવતી હતી. જો વાંચકોને ત્રણ ચાર વખત આ મકાનમાં આવવું પડશે તથા એકાદ રાત્રિ પર્યંત એમાં રહેવું પડશે તો તેઓ આ મકાનનો ઘણો ખરો ભેદ જાણી શકશે.

એક ઓરડામાં અસ્થિર ચિત્તે નાગર ફર્યા કરતી હતી, પદ્માવતીને પોતાની પાસે ઉપસ્થિત થયેલી જોઇને તેણે કહ્યું:—“ તમે મ્હારી સખી મનોરમાનો સંદેશો લઇને અત્રે આવેલાં છો કે શું ?”

“ હા, ” પદ્માવતીએ ઉત્તર આપ્યો.

નાગર:—તમે કોણ છો તથા ક્યાંનાં રહેવાસી છો ? પૂર્વે કોઈ પણ સમયે મ્હેં તમને જોયાં નથી.

પદ્માવતી:—બરાબર છે, આપણી આ પહેલી જ મુલાકાત છે; છતાં તમને હું કોઈ પણ રીતે મ્હારી ઓળખાણ આપી શકું તેમ નથી.

નાગર:—જ્યારે તમે તમારી ઓળખાણ આપી શકો તેમ નથી ત્યારે પછી તમારા કહેવાપર કેવી રીતે હું વિશ્વાસ મૂકી શકું ?

પદ્માવતી:—તમે કદાચ મ્હારા કહેવાપર વિશ્વાસ નહિ મૂકો તો તેથી મ્હારું કાંઈ બગડવાનું નથી. જો કાંઈ બગડશે તો તે તમારાં સખી મનોરમાનું જ બગડશે. જ્યારે મનોરમાએ મ્હને તમારી પાસે મોકલી ત્યારે તમે મ્હારા કહેવાપર કદાચ વિશ્વાસ નહિ મૂકો એવી શંકા મ્હારા મનમાં ઉત્પન્ન થઈ હતી. એ શંકાનો મનોરમા સમક્ષ મ્હેં જ્યારે સ્ફોટ કર્યો ત્યારે તેમણે કહ્યું કે, ‘ બ્હેન ! તમારા સિવાય મ્હારું બીજું કોઇ હિતૈષી અત્રે નથી, જો તમે નાગર પાસે જઈ

મ્હને છોડાવવાનો પ્રયત્ન નહિ કરો તો કોઈ પણ રીતે મ્હારા જીવનનું રક્ષણ થઇ શકે તેમ નથી. છતાં નાગરની શંકાનું સમાધાન કરવા માટે હું તમને એક માર્ગ બતાવું છું. હુ તમને એક શબ્દ કહું છું જે નાગર સિવાય બીજા કોઇને પણ તમે કહેશો નહિ. વળી જે સમયે નાગર તમારા મુખે એ શબ્દ સાંભળશે એજ સમયે એની શંકા દૂર થઇ જશે તથા તે તમારા કહેવા પ્રમાણે કરશે.'

થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા પછી નાગરે પૂછ્યું:—"ઠીક, એ શબ્દ કયો છે?"

પદ્માવતીએ ચોતરફ દ્રષ્ટિ ફેરવ્યા પછી કોઇ નજરે નહિ પડતાં કહ્યું:—"વિટલ."

નાગરે પુનઃ અલ્પ કાળ સુધી કશો વિચાર કરીને કહ્યું:—"ઠીક, હવે મ્હારે તમારાપર વિશ્વાસ મૂકવો પડે છે. હવે કહો જોઇએ કે, મનોરમા કેવી સ્થિતિમાં છે તથા મ્હારે શું કરવું જોઇએ?"

પદ્માવતીએ કહ્યું:—"મનોરમા પિચાશપતિને મળવાને ગયાં હતાં; પરંતુ એની સાથે મુલાકાત થયા પછી કોણ જાણે એવો તે શો બનાવ બન્યો કે જેથી એમણે પિશાચપતિનું મસ્તક કાપી નાખ્યું."

નાગરના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર નીકળી પડ્યા કે:—"હેં! શું તેમણે પિશાચપતિને મારી નાખ્યો?!"

પદ્માવતીઃ—હા, એ સમયે હુ મનોરમાની સાથે હતી; પરંતુ થોડે દૂર ઉભી રહી સઘળો પ્રકાર જોયા કરતી હતી.

નાગરઃ—"અફસોસ! મનોરમાએ ઘણું ખોટું કામ કર્યું. આજકાલ પિશાચપતિને સ્વાધીન કરવાથી ઘણું કાર્ય થાય તેમ હતું; હશે જે થયું તે નહિ થયું થવાનું નથી; વારું, પછી શું થયું?

પદ્માવતીઃ—મનોરમાને માલૂમ નહોતું કે, મહારાણા વીરસિંહજીનો બહુરૂપી જ્યોતિસંહ આ સમયે થોડા અંતરે એક વૃક્ષ પાછળ છુપાઈ રહીને પિશાચપતિ તથા મનોરમા તરફ જોઈ રહ્યો હતો.

નાગરઃ—ઉર્‌! જ્યોતિસિંહને પિશાચપતિનું મૃત્યુ થવાથી ઘણી દિલગીરી થઇ હશે; કેમ કે, હમણાં પિશાચપતિ અંતઃકરણપૂર્વક એ લોકોને મદદ કર્યા કરતો હતો. હં, પછી?

પદ્માવતીઃ—પછીથી ઘણી જ ત્વરાથી જ્યોતિસિંહ મનોરમા પાસે જઇ પહોંચ્યો તથા તેમણે મનોરમાની છાતીપર એક એવી સખ્ત લાત મારી કે જેથી તે બેહોશ બની ગયાં. જ્યોતિસિંહે તેમને મુસ્કેટાટ બાંધી દીધાં, તથા એક સીટી વગાડી. સીટીનો અવાજ સાંભળી કેટલાક માણસો ઘટનાસ્થળે ઉપસ્થિત થયા, તથા તેમણે મ્હને તેમ જ મનોરમાને કેદ કર્યાં. બરાબર એ સમયે મનોરમાના કેટલાક સવારો દૂરથી આવતા નજરે પડ્યા; કિન્તુ તેઓ યથાસ્થળે આવી પહોંચે તે પૂર્વે જ જ્યોતિસિંહ તથા તેના સાથીદારો અમને થોડે દૂર આવેલી ઝાડીમાં લઈ જઇ છુપાઈ ગયા. બીજે દિવસે મનોરમા તેમજ મ્હને શ્યામગઢના કિલ્લામાં લઈ જવામાં આવ્યાં. મનોરમાએ મુક્ત થવા માટે ઘણા પ્રયત્ન કર્યા; પરંતુ કાંઈ વળ્યું નહિ. અંતે તેમણે જ્યોતિસિંહને કહ્યુંઃ—"પિશાચપતિ ઘણો શયતાન તેમજ ઘાતકી માણસ હતો. તેની ખરી હકીકત તમે લોકો જાણતા નથી. જો જાણતા હોત તો તમે જાતે જ તેનું ખૂન કરીને નિશ્ચિંત થાત." આ વાક્યોના ઉત્તરમાં જ્યોતિસિંહે કહ્યું, 'જો આ હકીકત તમે સાબિત કરી શકતાં હો તો હું તમને મુક્ત કરવાને તૈયાર છું' મનોરમાએ મ્હારા તરફ ઇશારો કરીને કહ્યું, 'જો આપ મ્હારાં આ સખીને મુક્ત કરી પાંચ દિવસની મુદત આપો તો હું એને મ્હારે ઘેર

મોકલી પિશાચપતિએ પોતાના હાથે લખેલા કેટલાક પત્રો મંગાવી આપું. એ પત્રો વાંચી જોવાથી મ્હારાં વચનોની સત્યતાની આપને સર્વને ખાત્રી થશે. જો હુ અસત્યવાદિની ઠરું તો આપ મ્હને આપની ઇચ્છામાં આવે એવી સખ્તમાં સખ્ત સજા કરજો.' જ્યોતિસિંહે થોડા સમય સૂધી સ્વગત કાંઇ વિચાર કરીને કહ્યું:—"મ્હારી પાસે આવો પ્રસ્તાવ કરી તમારાં સખીને તમે ઘેર મોકલીને મદદ મંગાવો તો એ સર્વથા સંભવિત છે; પરન્તુ એ વિષયની મ્હને બિલ્કુલ ચિંતા નથી. હું તમારા પ્રસ્તાવને માન્ય કરું છું, તથા તમારાં આ સખીને મુક્ત કરું છું. તમે તમારી ઇચ્છામાં આવે એવી હકીકત સમજાવીને એમને ઘેર મોકલો.' પછીથી મનોરમાએ મ્હારી સાથે એકાન્તમાં વાતચિત કરવાની જ્યોતિસિંહ પાસેથી રજા મેળવી. પછી એકાન્તમાં મ્હને સઘળી હકીકત સમજાવીને તેમણે મ્હને તમારી પાસે મોકલી છે. હવે હું તો શ્યામગઢ જવાની નથી; કેમ કે મહા મુશિબતે મ્હારા જીવનનું સંરક્ષણ થયું છે; છતાં હું તમને એવી સલાહ આપું છું કે, પિશાચપતિએ લખેલા જે કાગળપત્રો હોય તે સઘળા લઇ બની શકે તેટલી ત્વરાથી તમે મનોરમા પાસે જાઓ, તથા તેમને છોડાવવાનો આવશ્યકીય બંદોબસ્ત કરો.

પદ્માવતીનાં વચનો સાંભળી નાગર ગંભીર વિચારસાગરમાં ડૂબી ગઇ. કોણ જાણે કે, તેના મનમાં શા શા વિચારો ઉત્પન્ન થતા હતા! અડધા કલાક સૂધી વિચારમગ્ન સ્થિતિમાં જ તે બેસી રહી. પછીથી તેણે મસ્તક ઊંચું કરીને પદ્માવતી તરફ જોયું, તથા કહ્યું:— "હશે ગમે તેમ હો; પરંતુ હવે મ્હારે શ્યામગઢ જવું જ પડશે. રાત્રે સઘળી વ્યવસ્થા કરી પ્રભાતકાળે યા તો થોડો દિવસ ચઢતાં હું અહીંથી શ્યામગઢ તરફ વિદાય થઇશ."

"મ્હને સોંપવામાં આવેલું કાર્ય મ્હેં બજાવ્યું છે. હવે તમે તમને જેમ ઠીક લાગે તેમ કરો, તથા મ્હને અહીંથી મ્હારા કાર્યાર્થે જવાની રજા આપો." પદ્માવતીએ કહ્યું.

"તમે મ્હારા તેમજ મનોરમાપર મહાન્ ઉપકાર કર્યો છે. આજની રાત્રિ તમે અહીં જ રહી અમારા તુચ્છ આતિથ્યને સ્વીકારો એવી જ મ્હારી ઇચ્છા છે; વળી રાત્રે હું જે કાંઈ વ્યવસ્થા કરું તે સઘળી સ્હવારે તમને જણાવવાનો મ્હારો વિચાર છે. પછી તમે તમારી ઇચ્છા હોય ત્યાં બેલાશક ચાલ્યાં જજો." નાગરે કહ્યું.

"તમારા કાર્યમાં મ્હારે શા માટે માથું મારવું જોઇએ ? વળી તમે બુદ્ધિમતી છો, તેથી જે કાઇ કરશો તે યોગ્ય જ કરશો; છતાં તમારો અંતરાત્મા દુઃખિત થાય નહિ એ માટે તમારા પ્રસ્તાવને હું સ્વીકારું છું' પદ્માવતીએ કહ્યું.

પછીથી નાગરે પદ્માવતીને એક સુસજ્જિત ઓરડો ઉઘાડી આપ્યો, તથા તેના ખાનપાનની યથોચિત વ્યવસ્થા કરવા માટે તે પાછી મકાનમાં ચાલી ગઈ.

મધ્યરાત્રિ વ્યતીત થઇ ગઈ. પદ્માવતી માટે જે ઓરડી મુકરર કરવામાં આવી હતી તે ઓરડીમાં પલંગપર સૂઈ રહીને એ આમતેમ પાસાં ફેરવ્યા કરતી હતી. તેને આજે નિદ્રા આવતી જ નહોતી. પ્રત્યેક ક્ષણે તેના અંતરમાં અનેકવિધ તર્કવિતર્ક ઉપજતા હતા, વળી આ ઓરડીની બનાવટથી તેનું મન વિશેષ બેચેન બની ગયું હતું. ઓરડીમાં એક પલંગ કે જેનાપર પદ્માવતી સૂઇ રહી હતી તે, એક ખુરસી અને માત્ર એક દીપક હતો. એ સિવાય બીજો કશો સરસામાન એમાં નહોતો; પરંતુ વિચારમગ્ન ચિત્તે પદ્માવતી એ ઓરડીની દિવાલ

વારંવાર જોયા કરતી હતી. એ ઓરડીની ત્રણ તરફની દિવાલ સિવાય ચોથી દિવાલ કે જ્યાં બારણું આવેલું હતું તે ઇંટ અને ચુનાથી બનેલી હતી; પરંતુ બાકીની ત્રણ તરફની દિવાલ પાટીઆંની બનેલી હતી. એ દિવાલમાં જરૂર કાંઇ ભેદ હોવો જોઈએ એમ પદ્માવતીને લાગ્યું આ મકાનનો થોડો ઘણો ભેદ પદ્માવતી જાણતી હતી; કિન્તુ ત્યાંની પૂરી હકીકતથી તે માહિતગાર નહોતી. અંતે તેનાથી ચુપકીદી ધારણ કરી પલંગમાં સૂઈ રહેવાયું નહિ. તેણે ઉઠીને પ્રથમ દ્વારને અંદરથી બંધ કરી દીધું. પછીથી કમરમાંથી ખંજર કાઢી પેલી ત્રણ તરફની દિવાલપર ખંજર ઠોકીને તે તેની પરીક્ષા કરવા લાગી. આવી પરીક્ષા કરતાં એક ઠેકાણે દિવાલ પોલિ હોય એમ તેને લાગ્યું. ત્યાં તેણે ઘણા લક્ષ્યપૂર્વક તપાસ કરી; કિન્તુ કશો ભેદ તેના જાણવામાં આવ્યો નહિ. દીપકને એ પોલી દિવાલ પાસે લઇ જઇ પાછી તે એ સ્થાનનું સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરવા લાગી. થોડા સમયમાં તેની ખાત્રી થઇ ગઇ કે, એ સ્થળે એક દરવાજો હોવો જોઇએ; કેમકે એ ન્હાના દરવાજાની ચોતરફની દરાર કિંવા નિશાની ઘણા ધ્યાનથી જોતાં માલૂમ પડી આવતી હતી. એ દરારમાં પદ્માવતીએ પોતાના ખંજરની અણી ખોસી, તથા પછીથી ખંજરને તેણે બે ત્રણ વખત હલાવ્યું. આમ કરવાથી દરાર મ્હોટી થઇ અને અડધું ખંજર એમાં પેસી ગયું. પુનઃ મહેનત કરતાં પાટીઆનો એક મ્હોટો કડકો જૂદો થઇ ગયો તથા બીજી તરફ જવાનો રસ્તો નીકળ્યો.

હાથમાં દીપક લઇને જ પદ્માવતીએ આગળ વધવા માંડ્યું, તથા તે એક લાંબી તેમ જ પહોળી ઓરડીમાં જઇ પહોંચી. એ ઓરડી-ની ચોતરફની દિવાલ પણ પાટીઆંની જ બનેલી હતી. એક તરફ

એક આસનપર કેટલીક ખોપરીઓ પડી રહેલી હતી. આસનની પાસે એક ઘોડાની લાશ હતી. એ ઘોડાના ચાર પગ જમીનમાં દાટેલા ચાર ખુંટાઓ સાથે દોરડાથી બાંધી દીધેલા હતા. વળી એ ઘોડાનું પેટ ચીરી નાખી તેનાં આંતરડાં બહાર કાઢીને રાખવામાં આવ્યાં હતાં. એ ઘોડાને એજ દિવસે મારી નાખવામાં આવ્યો હોય એમ લાગતું હતું; કેમ કે, એ ઠેકાણાની જમીન લોહીથી ભીંજાયલી હતી. વળી તેની પાસે પુષ્પોનાં પાંચેક કુંડાં ગોઠવી રાખેલાં હોઇ તેની નજદીકમાં એક વૃદ્ધ માણુસ ગરદન સુધી ચાદર ઓઢીને સુઇ રહ્યો હતો. એ વૃદ્ધ જે બિછાનાપર સુઇ રહેલો હતો તે બિછાનાથી ઘોડાની લાશ સુધી જમીનપર [redacted]ાઇ માણુસનાં તાજાં લોહીથી ભીંજાયલાં પગલાં-પડેલાં હતાં. વૃદ્ધના બિછાનાપર તથા તેણે ઓઢેલી ચાદરપર પણ લો-હીના ડાઘ પડેલા જોવામાં આવતા હતા.

સૂઇ રહેલા વૃદ્ધ પુરુષને જોઈ પદ્માવતી ચમકીને ઉભી રહી. જો કદાચ તે જાગતો હશે તો પોતાના શિરપર સંકટ આવી પડશે એવી શંકાનો અંતરમાં સચાર થવાથી તે એ વૃદ્ધ પુરુષ તરફ ઘણા સમય સુધી જોઈ રહી. ઘણા સમય સુધી જ્યારે એ માણુસના શ્વાસપ્રશ્વાસનો ધ્વનિ સંભળાયો નહિ ત્યારે તે તેની તદ્દન પાસે જઇને તેનું મ્હોં જોતાંની સાથે જ ચમકીને જમીનપર બેસી જઇ. હાથમાંનો દીપક દૂર મૂકી દઇ એ વૃદ્ધને જાગ્રત કરવાનો પ્રયત્ન કરતાં તે કહેવા લાગીઃ— "વાહ ! અત્રે તમે પણ નિદ્રાધીન થયા છો કે શું ?" આમ કહી તેણે એ માણુસનો હાથ હલાવ્યો; છતાં તે જ્યારે જાગ્રત થયો નહિ ત્યારે પદ્માવતી વ્યાકુળતાથી તેનું શરીર તપાસવા લાગી. તપાસ કરતાં એ માણુસનું પ્રાણરૂપી પક્ષી દેહરૂપી પિંજરનો ત્યાગ કરી કોઈ અગમ્ય સ્થાને ઉડી ગયું હોય એવો તેને ભાસ થયો. પદ્માવતીનું હૃદય ભરાઇ

આવ્યું. નયનયુગલમાંથી અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવતાં વર્ષાવતાં તે કહેવા લાગી:—" અરેરે! આ ઘણો થોડો બનાવ બન્યો છે; પરંતુ આ સમયે જો હું નિરાશ બની જઈશ તો મ્હારાથી કાંઈ બનશે નહિ. અરેરે! મ્હારું મન હવે મ્હારા કાબૂમાં રહ્યું નથી!! છતાં આ પ્રસંગે ધૈર્ય ધારણ કર્યા સિવાય ઉપાયાન્તર નથી. આ માણસનો જીવ ગયાને ચાર પ્રહરથી વિશેષ વખત થયો હોય એમ લાગતું નથી."

પદ્માવતી પાછી હાથમાં દીપક લઇ ઉઠી ઉભી થઈને એ ઓરડીમાં ફરી ચોતરફ જોવા લાગી. એવામાં પૂર્વ તેમજ દક્ષિણ ખુણામાં તેણે એક મૃતદેહને છત સાથે લટકતો જોયો! એ મૃતદેહના ગળામાં ફાંસો નાખેલો હતો. વિસ્મિત, ભયભીત અને આશ્ચર્યચકિત બની જઈને, દીપક ઉંચો કરી પદ્માવતિ એ મૃતદેહનું મ્હોં જોવા લાગી. જ્યારે એ મૃતદેહ કોનો છે એ તે જાણી શકી ત્યારે તિરસ્કારથી તેણે તેનાપર થુંકી પોતાનું મ્હોં બીજી દિશા તરફ ફેરવી દીધું. તે બીજી તરફ આગળ વધતી હતી એવામાં એક અવાજ સાંભળી તે ગભરાઈ ગઈ, તથા જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ જોવા લાગી. એ અવાજ એવો હતો કે, "હાય! યમદૂત આવ્યો!" આ અવાજ કેવી રીતે આવ્યો એ વિષે પદ્માવતીને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ ગઇ તો દિવાલની પાસે જ તેણે એક એવું જાળીયું જોયું કે જેમાં એક માણસની ગરદન સહેલાઇથી જઇ શકે. એ જાળીઉં દિવાલના નીચેના ભાગમાં આવેલું હતું.

પદ્માવતીએ એ જાળીઆમાંથી જોયું તો એક ન્હાનો પરંતુ સુસજ્જિત ઓરડો તેની નજરે પડયો. એ ઓરડો જે ઓરડીમાં પદ્માવતી હતી તેનાથી નીચેના માળે આવેલો હતો. જ્યારે એ ઓર-

હામાંનો ભયાનક દેખાવ પદ્માવતીના જોવામાં આવ્યો ત્યારે તે શોકાકુળ બની જઇ રુદન કરવા લાગી.

પદ્માવતીએ જોયું કે, એ ઓરડામાં દીપકના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. દીપકની પાસે જ બિછાવવામાં આવેલા એક પલંગમાં કમનસીબ માયાસુંદરી પડી રહી હતી. ચિંતાપિશાચિનીએ તેના શરીરને બાળી ખાકસાર બનાવી દીધું હતું. તેનું પૂર્વેનું ચિરપ્રફુલ્લ ગુલાબી મુખમંડળ દુઃખ અને શોકની વિશેષતાથી મલિન બની ગયું હતું. તેનું શરીર ઘણું દુર્બળ જોવામાં આવતું હતું. આવી સ્થિતિમાં તે શ્વાસ સુદ્ધાં મુશ્કેલીથી લઇ શકતી હતી. થોડા થોડા સમયના અંતરે તેના ઓષ્ઠ હાલતા હતા, તથા ધીમે ધીમે તે કાંઈ કહેતી હતી. તે જ્યારે બોલતી ત્યારે તેનો અવાજ સ્પષ્ટતાથી સાંભળી શકાતો હતો. તે એમ કહેતી હતી કેઃ—"અરેરે ! હવે આ કરતાં વિશેષ દુર્દશા શી થવાની હતી ? ઇન્દ્રજીતસિંહ ! પ્રિયતમ ! તમારા પ્રેમને લીધે જ હું અહીં સુધી આવી પહોંચી છું. હું કુળકલંકિની કહેવાઉં છું. પ્રાણાધિક ! તમારે લીધે મ્હેં લજ્જાને પણ તિલાંજલિ આપી દીધી છે. તમારા માટે જ હું આટલું બધું કષ્ટ વેઠું છું !" આટલું કહીને ઘણા સમય સુધી તેણે રુદન કર્યું. રુદનની વિશેષતાથી તેનાં નેત્રો સૂઝીને લાલચોળ બની ગયાં. પુનઃ તે કહેવા લાગી.—"મ્હેં ખાનપાનનો પરિત્યાગ કર્યો છે; છતાં આ અભાગિની મૃત્યુની મુલાકાત લઇ શકતી નથી. વ્હાલા ઇન્દ્રજીત ! હવે થોડા દિવસમાં જ હું આ સંકટમય સંસારનો પરિત્યાગ કરી પરલોકવાસની થઇશ. અરેરે ! મ્હારા મૃત્યુ પછી મ્હારી કર્મકથા કોઈ તેમને સંભળાવશે નહિ. વળી એમને જ્યારે મ્હારી પરવાહ નથી ત્યારે પછી મ્હારી કર્મકથા સાંભળીને પણ તેઓ શું કરવાના હતા ? એમણે તો મ્હને એમ સ્પષ્ટતાથી

કહેવડાવી દીધું છે કે, “મ્હને ત્હારી બિલ્કુલ પરવાહ નથી !” અરેરે ! એ શબ્દો હું કેવી રીતે સાંભળી શકી ?! એ શબ્દો સાંભળવામાં આવે તે પૂર્વે જ મ્હારું મૃત્યુ કેમ ન થયું ?! ના ના—આ સઘળો પ્રપંચ હોવો જોઇએ. ગમે તેમ હોય તો પણ હવે યમદૂતો મ્હારી પાસે જ આવતા જણાય છે. આલોકમાં મ્હારી સાથે હું મ્હારા પ્રાણાધિક ઈન્દ્રજીતની પ્રણયસ્મૃતિ સિવાય બીજું કાંઇ લઈ જતી નથી એ સર્વશક્તિમાન જગદીશ્વર સારી રીતે જાણે છે.”

પદ્માવતી આટલાં વચનો સાંભળી શકી. પછીથી ઘણા સમય સુધી તે એક પણ શબ્દ સાંભળી શકી નહિ. તેણે એમ વિચાર્યું કે, વિશેષ દુર્બળતાથી માયાસુંદરીનો કંઠ રુંધાઇ ગયેલો હોવો જોઇએ. તેણે પુનઃ જાળીઆમાંથી ડોકીઉં કરીને જોયું. આ સમયે જે દેખાવ તેની નજરે પડયો તથા તેણે જે કાંઈ સાંભળ્યું તેથી તે બેશુદ્ધ બની જાત; પરંતુ વખતની ઉપયોગિતાનો વિચાર કરીને તેણે ધૈર્ય ધારણ કર્યું. આજે તેને માયાસુંદરીને મદદ કરવાની હતી, એટલું જ નહિ; પરંતુ પિશાચપતિના સઘળા કાગળપત્રો મેળવવાના હતા. જો આજની રાત્રિનો સમય વ્યર્થ ચાલ્યો જાય તો પછીથી કાંઇ પણ બની શકે તેમ નહોતું.

માયાસુંદરીની સ્થિતિ માટે અફસોસ કરતી પદ્માવતી જાળીઆ-માંથી જોઈ રહી હતી એવામાં એ ઓરડાનું દ્વાર ઉઘાડી એક ખૂબ-સૂરત નવયુવક ત્યાં આવ્યો. તેણે અમીરના જેવો મૂલ્યવાન્ પોષાક પહેરેલો હતો. એની પાછળ પાછળ હાથમાંનો પંખો હલાવતી એક દાસી પણ એ ઓરડામાં આવી. એણે ઓરડામાં આવી દ્વાર બંધ કરી દીધું.

એ નવયુવકનું વય આશરે પચીસેક વર્ષનું હતું શરીરનો બાંધો સુદૃઢ હોઈ મુખમંડળ મનોહર હતું. તેણે માયાસુંદરીના પલંગ પાસે આવી એકાગ્રદૃષ્ટિથી તેનું દર્શન કરવા માંડ્યું. એ પલંગની પાસે જ કપડાથી મઢી લીધેલી એક ખુરસી પડેલી હતી. દાસી ખુરસીને પલં-ગ પાસે લઈ આવી. નવયુવક પલંગપર બેઠો તથા દાસી પુનઃ તેને વાયુ ઢોળવા લાંગી. નવયુવકે ઘણા જ ધ્યાનથી માયાસુંદરીની નાડી તપાસી. પછી તેણે દાસી તરફ મ્હોં ફેરવીને કહ્યું:—"મુર્ચ્છા આવી ગઈ છે."

"દુર્બળતાને લીધે એમ બન્યું હશે." દાસીએ કહ્યું.

"એક કારણ બિમારીનું છે અને બીજું કારણ તેણે ખાવાપી-વાનું છોડી દીધું છે તે છે. અફસોસ કે એ મ્હારી વાત નહિ મા-નતાં વિના કારણ જીવ ગૂમાવવા તૈયાર થઇ છે!" નવયુવકે દિલગીરી દર્શાવી.

"ખરું છે, એ વિનાકારણ દુરાગ્રહ કરે છે!" દાસીએ કહ્યું.

"ગમે તેમ હોય; પરંતુ બેમાંથી ત્રીજી વાત કદાપિ થઈ શકે તેમ નથી. એ બન્ને વાત એ છે કે, એ ગમે તો મ્હારી પ્રિયતમા થઇને રહે અગર તો આલોકની યાત્રા પૂર્ણ કરી પરલોકમાં પહોંચી જાય. ઠીક છે, હવે એને શુદ્ધિમાં લાવવી જોઇએ." નવયુવકે કહ્યું.

"જેવી આજ્ઞા." આમ કહી દાસીએ એક આલમારી પાસે જઇ તેને ઉઘાડીને તે તેમાંથી કેટલીક શીશીઓ લઈ આવી. એ શીશીઓ નવયુવક પાસેના એક આસનપર મૂકીને તે પાછી તેને વાયુ ઢોળવા લાગી

નવયુવકે પોતાના ખીસ્સામાંથી રુમાલ કાઢી તેમાં, એક શીશી ઉઘાડીને તેના અર્કનાં કેટલાંક ટીપાં નાખ્યાં, તથા બીજી શીશીમાંનો

કેટલોક અર્ક તેણે માયાસુંદરીના મ્હોંપર છાંટયો. પછીથી પેલો અર્કની સુગંધિવાળો રુમાલ થોડા સમય સુધી તેણે માયાસુંદરીના મ્હોં પાસે ધરી રાખ્યો. આટલી ક્રિયાથી પણ માયાસુંદરી શુદ્ધિમાં નહિ આવ્યાથી ત્રીજી શીશીમાંનો થોડો અર્ક તેણે તેના મ્હોં પર છાંટયો. થોડા સમયમાં જ માયાસુંદરીની બેહોશી દૂર થઇ ગઇ, તથા તેણે આંખો ઉઘાડીને જોયું; છતાં જેવી તેની નજર પેલા નવયુવકપર પડી કે તરત જ તેણે બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી દઇને કહ્યું:— "હાય ! કોણ જાણે કે હજી પણ આ ચાણ્ડાલ કેમ મ્હારી પાસે આવ્યો છે ! "

"હું એટલા માટે જ આવ્યો છું કે, એક વખત તું મ્હારા પ્રશ્નનો ઉત્તર આપ."

"નરપિશાચ ! એક વખત તો શું; પરંતુ હું તને સેંકડો વખત કહી ચુકી છું કે મ્હારા તરફથી તું કોઇ પણ પ્રકારની આશા રાખીશ નહિ. ત્હારું મ્હોં જોવા કરતાં મરણને શરણ થવું જ હું શ્રેયસ્કર સમજું છું." માયાસુંદરીએ તિરસ્કાર સૂચક સ્વરે કહ્યું.

"શું હજી પણ તું એમ ધારે છે કે, ઇન્દ્રજીતસિંહ ત્હારી મદદે આવી તને અહીંથી છોડાવશે ?" નવયુવકે પૂછ્યું.

"આવા પ્રશ્નોના તને ઉત્તરો આપવાની આવશ્યકતા હોય એમ હું ધારતી નથી. હું ત્હારા નામપર થુંકું છું, સમજ્યો ? નરપિશાચ ! તું મ્હારી નજર પાસેથી દૂર થઇ જા." માયાસુંદરીએ કહ્યું.

આ સમયે પેલી દાસીએ નવયુવકને ઉદ્દેશીને કહ્યું:—"મહાશય ! આવી નિર્લજ્જ અબળા પાસે આપ શામાટે આપનું અપમાન કરાવો છો ? એનામાં એવું તે શું બળ્યું છે. ! "

ક્રોધાતિશયથી નવયુવક કંપવા લાગ્યો. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં. ઓઠ સાથે દાંત પીસતો તે ખુરસીપરથી ઉઠી ઉભો થયો, તથા તેણે પોતાના કમરપટ્ટામાંની કટાર બ્હાર ખેંચી કાઢી. પછીથી ડાબા હાથે માયાસુંદરીનો હાથ પકડીને તેણે કહ્યું:—" જ્યારે એમજ છે ત્યારે પછી. હમણાં જ હું તને પરલોકમાં કેમ ન પહોંચાડી દઉં ? "

આવો દેખાવ જોવામાં આવતાં પદ્માવતી ગભરાઇ ગઇ, તથા શી યુક્તિ રચવાથી માયાસુંદરીનો જીવ બચી શકશે તેની ચિંતા કરવા લાગી; પરંતુ તે શું કરી શકે એમ હતી ? તે પોતેજ એક ચોરની માફક એ મકાનમાં ફરતી હતી. જો કોઇને સહજ પણ શંકા ઉપજે તો તેના જીવપર પણ જોખમ આવી પડે તેમ હતું. વળી બીજો કોઇ એવો રસ્તો પણ દેખાતો નહોતો કે, જ્યાંથી તે માયાસુંદરીને મદદ કરવા જઇ શકે ! પદ્માવતી ઘણીજ હોશિયાર, ચાલાક અને બુદ્ધિમાન હતી એમાં બિલકુલ સંદેહ નહોતો. તેણે હવે શું કરવું એ સંબંધીનો ઘણી ત્વરાથી પોતાના મન સાથે નિશ્ચય કરી નાખ્યો.

જે સમયે માયાસુંદરીને મારી નાખવા માટે પેલો નવયુવક તૈયાર થયો તથા પદ્માવતીને એમ લાગ્યું કે, હવે એક ક્ષણ માત્રમાં જ એ નિષ્ઠુર નરાધમના હાથે માયાસુંદરીનો જીવ જશે ત્યારે પદ્માવતીએ પોતાના કમરપટ્ટામાંથી પેલું અદ્દભુત ખંજર બ્હાર ખેંચી કાઢ્યું, તથા પેલા જાળીઆમાં ખંજર ઘાલીને તેણે તેનો હાથો દબાવ્યો. એ ખંજર વિદ્યુતની માફક ચમકી ઉઠ્યું, તથા એ ઓરડામાં એટલા બધા પ્રકાશનો આવિર્ભાવ થયો કે, પેલી દાસી, માયાસુંદરી અને નવયુવકની આંખો તદ્દન બંધ થઇ ગઇ. તે સાથેજ પદ્માવતીએ કહ્યું:—" ખબરદાર ! માયાસુંદરીનો જીવ લેશે તેનો જીવ કદાપિ બચી શકનાર નથી. "

પેલા અદ્દ્ભુત પ્રકાશથી નવયુવક દિઙ્મૂઢ તો બની ગયો હતો એવામાં પદ્માવતીનું આ વાક્ય સાંભળી તે એટલો બધો ગભરાઈ ગયો કે, ભયની ભાવનાથી તે માયાસુંદરીના ઓરડાનો ત્યાગ કરી ચાલ્યો ગયો. પદ્માવતીએ પણ હવે એ ઓરડીમાં વિશેષ સમય સુધી રોકાવું વ્યાજબી વિચાર્યું નહિ, તે બની શકે એટલી ત્વરાથી પોતાના સૂઈ રહેવાના ઓરડામાં ચાલી ગઇ. પછી પેલો જે ગુપ્ત દરવાજો ઉઘાડીને આગળ ગયેલી હતી તે તેણે યથાસ્થિત બંધ કરી દીધો. પછી પોતાના શયનગૃહનું દ્વાર પણ તેણે ઉઘાડી નાખ્યું.

હવે રાત્રિનો ઘણો થોડો સમય બાકી રહ્યો હતો. પદ્માવતીએ બે કલાક માટે આરામ લેવાનો વિચાર કર્યો; પરંતુ જે અદ્દ્ભુત દેખાવ તેના જોવામાં આવ્યો હતો તેના વિચારોની પ્રબળતાવશાત: તે નિદ્રા-ધીન થઈ શકી નહિ. બરાબર પ્રભાતકાળે જ્યારે પદ્માવતી જાગ્રત થઇ ત્યારે નાગરને તેણે પોતાના શયનગૃહમાં આવતી જોઈ.

પ્રથમથીજ પદ્માવતીએ એમ વિચાર્યું હતું કે, આજની અદ્દ્ભુત વાનોની અસર થોડા ઘણા અંશે નાગરપર પડશે જ તથા તે સ્હવાર થતાં પૂર્વે જ પોતાની પાસે આવી પહોંચશે. તે પોતાનાપર શંકા લાવે એ પણ પદ્માવતીને સંભવિત લાગ્યું, અંતે તેનો આ વિચાર ખરો કર્યો

આ સમયે નાગરના મ્હોંપર ચિંતાની છાયા છવાઈ રહેલી હતી, તેણે આવતાની સાથે જ પદ્માવતીપર એક પ્રખર દ્રષ્ટિ ફેંકી, તથા તેમની બન્નેની વચ્ચે પ્રશ્નોત્તર થવા લાગ્યા.

નાગર:—તમારી આંખો હજી પણ લાલચોળ જણાય છે; રાત્રે નિદ્ર નાતી આવી કે શું ?

પદ્માવતી:—બરાબર બે કલાક સુધી પલંગમાં આળોટવા છતાં

મ્હને નિદ્રા આવી નહોતી. હજી સૂધી ભયને લીધે મ્હારું કાળજું થરથર કંપે છે. હું એમ નહોતી ધારતી કે, તમે મ્હને આવા ભયંકર સ્થળે સૂવાડશો; કેમ કે, મ્હેં તમારી સાથે કોઈ પણ પ્રકારની બુરાઇ કરી નથી.

આ વાક્યો સાંભળી વિસ્મિત બની જઇને નાગરે કહ્યું:—" શું ? તમને શી વાતનું દુઃખ પડયું ? તમે અહીં એવો તે શો ભયંકર દેખાવ જોયો ? "

પદ્માવતીઃ—હવે અહીં હું એક ક્ષણ માટે પણ રોકાવાને ઇચ્છતી નથી. હું તમારી જ રાહ જોઈ રહી હતી.

નાગરઃ—પરંતુ શું બન્યું છે તે કહો તો ખરાં !

પદ્માવતીઃ—ઠીક છે, તમે મ્હારી સાથે અહીંથી બ્હાર ચાલો. પછીથી જે કાંઇ મ્હેં જોયું છે, તેની હકીકત હું તમને કહી સંભળાવીશ.

જો કે નાગર ઘણી તેજીથી પદ્માવતી પાસે આવી હતી તથા પદ્માવતીપર તેને સંશય સુદ્ધાં ઉપજ્યો હતો; પરંતુ પદ્માવતીના આવા ઉત્તરોથી તેની સ્થિતિ તદ્દન બદલાઇ ગઈ, તથા તેના અંતરમાં પ્રત્યેક ક્ષણે જૂદા જૂદા વિચારો ઉપજવા લાગ્યા. નાગર તથા પદ્માવતી બ્હાર નીકળી એક ચોકમાં પડેલા આરસ પત્થરના આસનપર બેસીને વાતચિત કરવા લાગી.

નાગરઃ—હવે કહો જોઇએ કે તમે શું જોયું ?

પદ્માવતીઃ—બે કલાક સૂધી તો મ્હેં શાન્તિથી નિદ્રા લીધી. પછીથી એકાએક કાંઇ અવાજ સાંભળી હું જાગી ઉઠી, તથા ઉભરા જઇને ચોતરફ જોવા લાગી.

નાગરઃ—તમે કેવો અવાજ સાંભળ્યો હતો ?

પદ્માવતીઃ—એ ઓરડી નીચે. કેટલીક ગાડીઓ જાણે કે દોડતી હોય એવો અવાજ મ્હેં સાંભળ્યો હતો. પ્રથમ તો મ્હને એમ લાગ્યું કે ધરતીકંપ થતાં પહેલાં એમ બને છે; છતાં ધરતીકંપ થયો નહિ. અંતે થોડા સમય સુધી રાહ જોઈ હું પાછી સૂઇ રહી. અડધો કલાક પણ નહિ થયો હોય એવામાં મ્હારો પલંગ હાલ્યો તથા હું ગભરાઇ જઈ ઉઠી બેઠી થઇ. એ સમયે મ્હારી સામે એક ન્હાની ઉમ્મરના છોકરાને જોઈ હું આશ્ચર્યચકિતા બની ગઇ.

નાગરે આશ્ચર્ય પામીને કહ્યુંઃ—"ન્હાની ઉમ્મરનો છોકરો! કોઈ સ્ત્રી તો તમારા જોવામાં નહોતી આવી? વિચાર કરી જુઓ–કદાચ તમારી ભૂલ થતી હશે!"

"ના ના–મ્હારી માન્યતા પ્રમાણે તે એક છોકરો જ હતો." પદ્માવતીએ કહ્યું.

"વારું, એની ઉમ્મર કેટલી હશે? એનો ચ્હેરો કેવો હતો?" નાગરે પૂછ્યું.

પદ્માવતીઃ—તેની ઉમ્મર ચૌદ કિંવા પંદર વર્ષની હશે. તેનો ચ્હેરો ઘણો ખૂબસૂરત હોઇ ઘહુંવર્ણનું શરીર હતું. માથાપર તેણે મ્હોટો ફેંટો બાંધેલો હોઇ તેના હાથમાં એક દાબડો હતો.

નાગરઃ—તમે છેતરાયાં છો. એ છોકરો જરૂર સ્ત્રીજ હતો તથા તેનું નામ પદ્મા......વારું, પછી શું થયું?

પદ્માવતીઃ—તેણે આવતાંની સાથે જ મ્હને પૂછ્યું; 'કહે જો-ઇએ કે માયાસુંદરી કયાં છે?'

નાગરઃ—આવતાંની સાથે જ તેણે માયાસુંદરીની ખબર પૂછી કે?!

પદ્માવતીઃ—હા, મ્હેં તેને એવો ઉત્તર આપ્યો હતો કે, 'મ્હને કાંઈ ખબર નથી.' મ્હારો ઉત્તર સાંભળી તે ક્રોધે ભરાયો. તેની આંખો

લાલચોળ બની ગઇ. ક્રોધાતિશયથી તે થરથર કંપવા લાગ્યો. પછી તેણે પોતાના હાથમાં જે દાબડો હતો તે જોરથી જમીનપર પછાડયો. એમ થતાં એ દાબડામાંથી એવા અદ્‌ભુત પ્રકાશનો આવિર્ભાવ થયો કે, જેનું હું બરાબર વર્ણન કરી શકું તેમ નથી. જાણે કે, „આસમાનથી ઉતરી આવીને વિજળી પ્રકાશતી હોય એવાજ પ્રખર પ્રકાશનો આવિર્ભાવ એ ભેદ ભરેલા દાબડામાંથી થયો હતો. મ્હારી આંખો એકાએક બંધ થઈ ગઈ, તથા હું કંપતી કંપતી પલંગપર પડી. થોડા સમય પછી કોઇ માણુસ મ્હારા શરીરપર હાથ ફેરવતો હોય એવો મ્હને ભાસ થયો. બરાબર એ સમયે જ હું બેહોશ બની ગઈ, અને મ્હારા તનબદનની શુદ્ધિ ગૂમ થઇ ગઇ. એક પ્રહર પસાર થઇ ગયા પછી હું શુદ્ધિમાં આવી. ત્યારથી હું પલંગમાં જાગ્રત સ્થિતિમાં જ પડી રહી હતી. મ્હેં એ સ્થળેથી બ્હાર નીકળી પલાયન કરી જવાનો ઘણી વખત વિચાર કર્યો; પરંતુ ભયની વિશેષતાથી મ્હારા હાથપગ એટલા દુર્બળ બની ગયા હતા કે, હું પલંગપરથી ઉઠી શકી નહિ. પછીથી જ્યારે તમે મ્હારી પાસે આવ્યાં ત્યારે જ મ્હારો જીવ સ્વસ્થ થયો.

આ વચનો સાંભળી થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી નાગરે કહ્યું:—"બેશક, આ કાર્ય રાણી ચિંતામણીનું જ છે."

"ચિંતામણી રાણી કોણ છે?" પદ્માવતીએ પૂછ્યું.

"એ તમારે જાણવાની જરૂર નથી." નાગરે કહ્યું.

પદ્માવતી:—હવે ગમે તેમ હોય. પ્રથમ મ્હેં એવો વિચાર કર્યો હતો કે, કાલે યા પરમ દિવસે હું મ્હારું કાર્ય કરીને વિદાય થઈશ, અને જો કદાચ ભવિષ્યમાં અત્રે એકાદ રાત્રિ રહેવાનો પ્રસંગ આવશે તો હું આ મકાનમાં સ્વચ્છંદતાથી રહી શકીશ; કેમકે, મનો-

રમાના અકૃત્રિમ સ્નેહસંબંધથી આ મકાનને હું મ્હારું પોતાનું જ સમજું છું; છતાં રાત્રે બનેલા ભયંકર બનાવથી હું એટલી બધી ભયભીત બની ગઇ છું કે, હવે આ મકાનમાં રોકાવાની હિમ્મત હુ કરી શકતી નથી.

નાગરઃ—ના ના-જ્યારે જ્યારે તમે આ તરફથી આવજા કરો ત્યારે જરૂર અત્રે આવીને રહેજો. તમે આ મકાનને જેવી રીતે હમણાં તમારું પોતાનું સમજો છો તેવી જ રીતે ભવિષ્યમાં નિરંતર સમજજો. હું દાસદાસીઓને એ વિષયની આજ્ઞા કરી દઉં છું. આજે જે ભયાનક બનાવ બન્યો છે તેવો કાંઇ હમેશાં બનતો નથી; માટે તમે એ વિષયની ચિંતા રાખશો નહિ.

પદ્માવતીઃ—બ્હેન ! વિશેષ શું કહું ? હજી સુધી મ્હારો જીવ સ્વસ્થ થયો નથી.

નાગરઃ—રહો, હું તમારા શયનગૃહમાં જઈ એક વસ્તુ જોઇને તત્કાળ પાછી આવું છું.

નાગર ઉઠી પદ્માવતી જે ઓરડીમાં સૂઈ રહી હતી ત્યાં ગઈ, તથા વિના વિલંબે તેણે ત્યાંથી પાછી આવીને કહ્યું:—"હવે તમે નિશ્ચિંત રહો. આજ પછી હવે એવો ભયંકર દેખાવ કદાપિ તમારા જોવામાં આવશે નહિ. શું કરું ! હું લાચાર છું; કેમ કે આ સમયે બની શકતી ત્વરાથી મનોરમાને છોડાવવા માટે મ્હારે અહીંથી જવાનું છે; નહિ તો આજે એક મહત્વનું કાર્ય થઈ શકત."

પદ્માવતી:—"તમે શું કહ્યું ? તમારાં આ વચનોનો મર્મ હું સમજી શકી નથી.

નાગરઃ— તમારે એનો મર્મ સમજવાની જરૂર હોય એમ હું ધારતી નથી, વારું, કહો જોઇએ કે, હવે તમારો શો વિચાર છે ?

હું વિદાય થવાની સઘળી તૈયારી કરી ચુકી છું.

પદ્માવતીઃ—બહુ સારી વાત છે. જેમ બને તેમ ત્વરાથી તમે મનોરમા પાસે જાઓ. હું પણ એક જરૂરી કાર્યાથે મિર્જાપુર જાઉંછું. કાલે કે પરમ દિવસે ત્યાંથી હું પાછી ફરીશ. હું તો કાલે જ અહીંથી જવાની હતી; પરંતુ વિના કારણુ તમે મ્હને રોકી રાખી.

નાગરઃ—મ્હેં તમને કારણુ વિના રોકયાં નહોતાં; પરંતુ હવે તો વિના કારણુ રોકયા જેવું જ થયું છે, હશે, જો મ્હારો અપરાધ થયેલો લાગતો હોય તો તે માટે ઉદારતાપૂર્વક મ્હને ક્ષમા આપો, તથા કૃપા કરી મ્હારી એક વાત સ્વીકારો.

પદ્માવતીઃ—શી વાત ?

નાગરઃ—આ સમયે તો હું અહીંથી જાઉં છું. ક્યારે ત્યાંથી પાછી ફરીશ એ સંબંધી હમણાં કાંઈ કહી શકાય નહિ; છતાં પંદર દિવસની અંદર તમે મ્હને અવશ્ય મળજો.

પદ્માવતીઃ—પંદર દિવસ સુધી તો આ પ્રદેશમાં હું રોકાઈ શકુ તેમ નથી. જો પાંચ સાત દિવસમાં મ્હને મળશો તો મ્હારી મુલાકાત થઇ શકશે.

નાગરઃ—કદાચ પાંચ સાત દિવસમાં હું પાછી ન આવી શકું તો ?

પદ્માવતીઃ—એમ બને એવું નથી, તમે મનોરમા પાસે જઇને પિશાચપતિના સઘળા કાગળપત્ર જ્યોતિસિંહને બતાવશો એ સમયે જ મનોરમા મુક્ત થઈ જશે. જ્યોતિસિંહ હમ્મેશાં સાચું જ બોલે છે.

નાગરઃ—જ્યારે એમજ છે ત્યારે તો હું મ્હારા ટેજી ઘોડાપર સવાર થઈ આવતી કાલે જ સહેલાઈથી ત્યાં પહોંચી શકીશ.

પદ્માવતીઃ—એમ કરશો તે ચાર જ દિવસમાં તમે અત્રે પાછાં

આવી શકશો. હું પણ કાલે યા તો પરમ દિવસે મિર્જાપુરથી અત્રે પાછી આવી પહોંચીશ, તથા તમે પાછાં આવશો ત્યાં સુધી આ મકાનમાં જ રહીને તમારી રાહ જોઇશ. વળી મનોરમાએ પણ પુનઃ મળવાના મ્હારી પાસે સમ ખવડાવ્યા હતા.

નાગરઃ—બહુ સારી વાત છે. જ્યારે મનોરમા સુંદરી પાસે તમે સમ ખાધા છે ત્યારે હવે મ્હારે વિશેષ કહેવાની જરૂર નથી.

પદ્માવતીઃ—ઠીક ત્યારે, હવે તમે મ્હારું એક કામ કરો.

નાગરઃ—કહો ?

પદ્માવતીઃ—તમારા માણસને મોકલી મ્હારે માટે એક તેજી ઘોડો મંગાવી આપો કે, જેનાપર બેસીને હું મિર્જાપુર જઈ શકું; કેમ કે જો કે હું બહુરુપિણી છું; છતાં વિશેષ મુસાફરી થવાથી હુ ઘણી શ્રમિતા બની ગઇ છું.

નાગરઃ—મનોરમાના મકાનમાં ઘોડાઓની ખોટ નથી કે બીજા સ્થળેથી મંગાવવો પડે.

આમ કહીને નાગર ચાલી ગઇ. થોડા સમય પછી એક દાસી આવી. એ દાસીએ પદ્માવતીને સ્નાનાદિથી નિવૃત્ત થવાને કહ્યું. પદ્માવતી એક બે આવશ્યકીય કાર્યોથી નિવૃત્ત થઇ ગઇ. સ્નાન કરવાની તેણે ના પાડી, તથા પોતાના વાટવામાંથી લેખનસામગ્રી બહાર કાઢીને તે એક પત્ર લખવા બેઠી.

એક કલાક પછી મુસાફરીની સઘળી તૈયારી કરી નાગર કેટલીક દાસીઓ સાથે એ સ્થળે આવી પહોંચી. આ સમયે પદ્માવતી પત્ર લખી રહી હતી. નાગરે તેને ઉદ્દેશીને કહ્યું:—"તમે સ્નાનાદિથી નિવૃત્ત થાઓ એ માટે એક દાસીને મ્હેં તમારી પાસે મોકલી હતી; પરંતુ...."

પદ્માવતી વચ્ચે જ બોલી ઉઠી:—"મ્હેં સ્નાન કર્યું નથી; કેમ કે આ સમયે અર્થાત્ સૂર્યોદય થતાં પૂર્વે સ્નાન કરવાની મ્હને ટેવ નથી. હું રસ્તામાં જ કોઈ સ્થળે સ્નાન કરી લઇશ."

નાગરઃ—હશે ત્યારે તમે થોડો નાસ્તો કરી લ્યો.

પદ્માવતી:—ના. આ સમયે મ્હને ક્ષમા આપો. હું થોડો મેવો મ્હારી સાથે રાખીશ; રસ્તામાં ક્ષુધા લાગશે તો તે ખવાશે.

થોડા સમય પછી બે સુસજ્જિત અશ્વને લાવવામાં આવ્યા. એક અશ્વપર પદ્માવતી અને બીજા પર નાગર સવાર થઇ. પછીથી પદ્માવતીએ એક કલાક પૂર્વે જે પત્ર લખી રાખ્યો હતો તે તેણે નાગરના હાથમાં આપીને કહ્યું:—"આ પત્ર સંભાળપૂર્વક તમે તમારી પાસે રાખજો, તથા મનોરમા સાથે મુલાકાત થાય એટલે તેમને આ પત્ર આપી મ્હારા પ્રણામ કહેજો."

એ પત્રને કવરમાં બીડેલો હોઈ તેનાપર મહોર કરેલી હતી. બગીચાની બ્હાર નીકળી પદ્માવતીએ પશ્ચિમનો માર્ગ લીધો, અને નાગર પૂર્વ તરફ રવાના થઈ.



# પ્રકરણ ૨૧ મું.

## નાગર અને પિશાચપતિ.

નાગર થોડે દૂર પશ્ચિમમાં જઇને ફરી તથા તે પેલી સડકપર જવા લાગી કે જે સડક શ્યામગઢ તરફ ગઈ હતી. નાંગરનુ હૃદય કેવું કઠોર અને મજબૂત હતું એની કલ્પના હવે વિચારશીલ વાંચકબંધુઓ કરી ચુકયા હશે. એ સમયે અર્થાત્ પ્રાચીનકાળમાં જે રસ્તો કાશીથી શ્યામગઢ જતો હતો તે ઘણો ભયાનક હતો. કવચિત્ એ રસ્તામાં મ્હોટાં મ્હોટાં મયદાન આવતાં હતાં તો કવચિત્ ભયાનક જંગલ આવતાં હતાં. એ જંગલોમાંથી પસાર થતી વખતે જંગલી જાનવરોની બૂમો સાંભળવામાં આવતી હતી. આ સઘળી વસ્તુસ્થિતિ તરફ લક્ષ્ય નહી આપતાં નાગર એકલી જ શ્યામગઢ જવા નીકળી પડી હતી; તેથીજ અમારે કહેવું પડે છે કે, તે ઘણી બહાદુર, નિડર અને પાષાણહૃદયા સ્ત્રી હતી. જો તેને કદાચ તેની બહુરૂપીની વિદ્યાનું અભિમાન હોય તો એ સંભવિત હતું; કેમ કે જે મનુષ્ય બહુરૂપી હોય છે તે સાક્ષાત યમરાજથી પણ ડરતું નથી. વાસ્તવિક રીતે જો બહુરૂપીનું હૃદય એટલું બધું નિડર ન હોય તો તેને બહુરૂપી કહી કહી શકાય પણ નહિ.

નાગરે એક નવયુવકનો વેષ ધારણ કર્યો હતો. તેજી તથા મજબૂત ઘોડાપર સ્વાર થઈ ઘણી ઝડપથી તે શ્યામગઢ તરફ જતી હતી. તેની કમરમાં બહુરૂપીનાં સાધનોનો વાટવો હતો. એ સિવાય તેની પાસે ખંજર, કટાર અને એક તમંચો પણ હતો. મધ્યાન્હકાળ સુધી

માં તો તેણે લગભગ પચીસ ગાઉ જેટલો માર્ગ કાપ્યો પછીથી તે એક એવા ભીષણ વનમાં જઇ પહોંચી કે જેમાં સૂર્યપ્રકાશનો વિસ્તાર ઘણોંજ થોડો થઇ શકતો હતો. માત્ર એક પગદંડીની સડક હતી જેનાપર ઘણી સાવધાનતાથી સવારોને સફર કરવી પડતી હતી. કેમકે તેની બન્ને બાજૂએ ખાડા ટેકરા તથા ઘીચ ઝાડીઓ આવેલી હતી. આ જંગલની મ્હાર એક પહોળી સડક આવેલી હતી; પરંતુ એ સડકનો રસ્તો ઘણો ફેરવાળો હોવાથી માત્ર ગાડીઓવાળા જ એ રસ્તેથી આવજા કરતા હતા. ઘોડેસવારો તથા પગે ચાલનારા લોકો આ ટૂંકા રસ્તેથી જ માર્ગક્રમણ કરતા હતા. નાગર પણ આ ટૂંકા રસ્તેથી જ શ્યામગઢ તરફ જતી હતી.

એવામાં એકાએક નાગરનો ઘોડો ચમકયો, તથા રોકાઇ જઇને તે પોતાના બન્ને કાન આગળ કરી જોવા લાગ્યો. નાગર સારી રીતે સવારી કરી જાણતી હોઇ ઘોડાનો મિજાજ તેનાથી અજાણ્યો નહોતો. આમ હોવાથી ઘોડાના ચમકવાથી તથા રોકાવાથી તેના મનમાં બિલકુલ ભય ઉપજ્યો નહિ. તે સાવધાન બની જઇને ચોતરફ જોવા લાગી. એવામાં એકાએક સ્હામે જ સડકની વચ્ચે બેઠેલા એક વિકાળ સિંહપર તેની નજર પડી. એ સિંહનુ મ્હોં પેલી બાજૂએ હતું અને પૂછડું નાગર તરફ હતું નાગર ઘણા જ ધ્યાનથી એ સિંહને જોવા લાગી. તથા હવે શું કરવું તેનો સ્વગત વિચાર કરવા લાગી. તે પોતાના મન સાથે કાંઈ નિર્ણય કરી શકી નહોતી એવામાં જમણી તરફની ઝાડીમાંથી એક માણસ આવી ઘણી ત્વરાથી નાગર અશ્વ પાસે ઉપસ્થિત થયો. એ માણસને જોતાંની સાથે જ નાગર ચમકી ઉઠી તથા ગભરાઈ જઇને બોલી ઉઠીઃ—“ આહ ! મ્હને બરાબર ફસાવવામાં આવી છે ! ”

બરાબર આ સમયે જ નાગરે તમંચાને હાથમાં લીધો; પરંતુ આવેલા માણસે તેને કાંઈ કરવા દીધું નહિ. તેણે નાગરનો હાથ પકડીને તેને પોતાની તરફ ખેંચી, તથા તેના હાથને એવા તો જોરથી હલાવ્યો કે તત્કાળ તે ધરાશાયિની થઇ ગઇ. પછીથી એ માણસ તેની છાતીપર ચઢી બેઠો. તથા તેણે તેના બન્ને હાથ પકડી લીધા. જો કે નાગર હવે એમ સમજી ગઈ કે, તેનો જીવ કોઈ પણ રીતે બચી શકે તેમ નથી તોપણ તેણે સાહસનો સંચય કરી પોતાના શત્રુ તરફ જોઇને કહ્યું.—"પેલી લુચ્ચીએ મ્હારી સાથે પ્રતારણા કરીછે એમાં હવે બિલ્કુલ સંદેહ નથી; છતાં પિશાચપાતિ! મ્હને નાંખીને તું અવશ્ય પસ્તાઇશ. વળી પેલા કાગળપત્રો કે જે મેળવવાની ઉમ્મીદથી તું મ્હારાપર આકસ્મિક આક્રમણ કર્યું છે તે કદાપિ તું મેળવી શકવાનો નથી. એ પત્રને હું મ્હારી સાથે લાવી નથી. જો મ્હારા શબ્દો વિશ્વાસપાત્ર ન લાગતા હોય તો તું મ્હારી જડતી લે. એ પત્રો પ્રાપ્ત થયા સિવાય જો તું મ્હારી તેમજ મનોરમાની શત્રુતા કરીશ તો તેથી ત્હારું વિશેષ અનિષ્ટ થવાની જ સંભાવના છે એ તું સારી રીતે જાણે છે."

"હવે હું કોઈ પણ પ્રકારે તને મ્હારા પંઝામાંથી મુક્ત કરી શકું તેમ નથી. મ્હારો એવો વિશ્વાસ છે કે, એ પત્રો કે જેના કારણથી મ્હારે તમારા જેવાં અધમ મનુષ્યોની આધીનતામાં રહેવું પડે છે તે હમણાં ત્હારી પાસે જ છે. પદ્માવતીએ પોતાના વચન પ્રમાણે સઘળા કાગળો સાથે તને મ્હારા પંઝામાં ફસાવી છે. હવે તું મ્હને છેતરી શકે તેમ નથી. જડતી લેવાના પ્રયોજનથી હવે હું તને છુટી કરી શકું તેમ નથી. હું સારી રીતે સમજું છું કે, જો એક વખત હું તને છુટી કરું તો તું મ્હને પણ હાથતાલી આપીને પલાયન કરી જાય!" પિશાચપાતએ કહ્યું.

નાગરે આ વાક્યો સાંભળી વિસ્મિત બની જઇને કહ્યું:—"હેં! જેણે મ્હારી પ્રતારણા કરી તે પ્રપંચપરાયણા પદ્માવતી હતી કે? અફસોસ કે શિકાર પિંજરમાં આવીને ઉડી ગયો! હશે તું ત્હારી ઇચ્છા હોય તેમ કર. જો મ્હને મારી નાખવાથી ત્હારું કલ્યાણ થતું હોય તો તેમ કર; કિન્તુ તું મ્હારી એક વાત સાંભળ."

"ઠીક, ત્હારે શું કહેવું છે? ત્હારી વાત સાંભળવામાં મ્હને કાંઈ અડચણ નથી." પિશાચપતિએ કહ્યું.

"જે કાગળોને ત્હારા જીવનચરિત્રરૂપ સમજવા જોઇએ તે મેળવવા માટે જ તું મ્હને મારી નાખવાને તત્પર થયો છે, કેમ ખરું ને?" નાગરે પૂછ્યું.

"બેશક એમજ છે. એ કાગળો મ્હારા હાથે લખાયલા ન હોત તો તેની ચિંતા હું રાખત નહિ." પિશાચપતિએ કહ્યું

"જ્યારે એમ છે ત્યારે પછી મ્હને મારી નાખીને એ કાગળો તું મેળવી શકવાનો નથી જ. જ્યારે હું આ દુનિયામાંથી જાઉં છું, ત્યારે પછી મ્હારે તમારી બરબાદી શા માટે કરી નાખવી જોઇએ? ત્હારું લખેલું પુસ્તક પ્રસન્નતાપૂર્વક હું ત્હારે સ્વાધીન કરું છું. તું મ્હારો જમણો હાથ છુટો કર. હું ત્હને બતાવી દઉં છું કે, મ્હારા મૃત્યુપશ્ચાત્ એ પત્રો તને ક્યાંથી મળશે." નાગરે કહ્યું.

પિશાચપતિ કાંઇ નામર્દ નહોતો કે તે નાગરનો એક હાથ છુટો કરવામાં પણ ભય રાખે; વળી તેણે એવો પણ વિચાર કર્યો કે, 'જ્યારે એ પોતે જ કાગળપત્રો આપવાને તૈયાર છે ત્યારે પછી તે શા માટે ન લઇ લેવા. એને મારી નાખ્યા પછી કયા સ્થળેથી એ કાગળો મળી શકશે એ જાણી લેવાની અત્યંત આવશ્યક્તા છે.' થોડા સમય સુધી સ્વગત કાંઈ વિચાર કર્યા પછી પિશાચપતિએ કહ્યું:—"ભલે

ત્હારા કહેવા પ્રમાણે હું ત્હારો જમણો હાથ છુટો કરું છું.” આમ કહીને તેણે નાગરનો જમણો હાથ છુટો કર્યો. નાગરે સ્ફુર્તિથી પોતાનો હાથ પિશાચપતિના ગાલપર દબાવીને ફેરવ્યો, આ સમયે તેણે ચાલાકીથી એક સોય પિશાચપતિના ગાલમાં ભોંકી દીધી; પરંતુ વાસ્તવિક રીતે એમ નહોતું. નાગરની આંગળીપર એક મુદ્રિકા હોઇ તેનાપર હીરાની જગ્યાએ કાળા રંગનો એક પત્થર જડેલો હતો. એ પત્થરનો પિશાચપતિના ગાલ સાથે સ્પર્શ થતાં ગાલમાં ચીરો પડયો તથા તેમાંથી રક્તપ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. એ પત્થર વિષમિશ્રિત હોય એમ લાગતું હતું; કેમ કે અલ્પકાળમાં જ પિશાચપતિ ચક્કર ખાઇને ધરાપર ઢળી પડયો, તથા નાગર તેના પિશાચી પંઝામાંથી છુટી થઇ ગઇ.

ઘોડાના ગળામાં રાખેલું એક મજબૂત દોરડું છોડી નાખી નાગરે તેનાથી પિશાચપતિના હાથપગ બાંધ્યા તેમજ તેના શરીરને પણ એક વૃક્ષના સુદૃઢ થડ સાથે બાંધી દીધું. પછીથી તેણે પોતાનાં બહુરૂપીનાં સાધનોના વાટવામાંથી એક શીશી બ્હાર કાઢી. એ શીશીમાં એક પ્રકારનું તેલ હતું. એ તેલમાંથી થોડું હાથમાં લઇને પિશાચપતિના ગાલમાં જે ઠેકાણે ફાટ પડેલી હતી તે ઠેકાણે તેણે ચોપડી દીધું. આથી એ ઠેકાણે કેટલાક ફોલ્લા ઉપસી આવ્યા. એ ફોલ્લા પોતાના ખંજરની ધારથી ફોડી નાખી તેમાંનું પાણી નાગરે કાઢી નાખ્યું એટલે પિશાચપતિ શુદ્ધિમાં આવ્યો. નાગરે તેને ઉદ્દેશીને કહ્યું:—“કેમ, હવે આ પ્રબળાના પ્રાબલ્યનો પૂરતો અનુભવ થયો કે? મ્હારી પાસે કેવી અદ્ભુત વસ્તુ છે તે હવે તું જાણી શકયો કે? એ ઝેરની અસરથી મદોન્મત્ત હાથીના જીવનનો પણ અંત લાવી શકાય છે તો ત્હારા જેવાનું શું ગજું?”

"મ્હારા ભાગ્યમાં દુઃખ જ લખાયલું છે એ માટે હવે સહજ પણ સંદેહ નથી." એક ગાઢ નિશ્વાસ મુકી પિશાચપતિએ કહ્યું.

"પરંતુ એ ઝેરના ઉતારનું ઔષધ પણ મ્હારી પાસે છે. એ ઔષધપ્રયોગથી જ તને શુદ્ધિમાં લાવવામાં આવ્યો છે." નાગરે ગર્વસૂચકસ્વરે કહ્યું, તથા તેણે વિશેષમાં કહ્યું, "જો કે ત્હારા જેવા શત્રુને જીવતો •કરવાની મ્હારી ઇચ્છા નહોતી; પરંતુ ત્હારા લખેલા કાગળોની હકીકત સર્વત્ર જાહિર થયેલી તું જોઇ શકે એ હેતુથી જ તને જીવનદાન દેવામાં આવ્યું છે. મ્હારી માન્યતા પ્રમાણે એ દુઃખ ત્હારા માટે કાંઇ થોડું નથી. વળી મ્હને પોતાની પ્રપંચજાળમાં ફસાવનાર પદ્માવતી પણ કયાં છટકી જનાર છે? કાલે જ એ મ્હારા મકાનમાં આવીને રહેવાની છે. હવે મ્હારી ખાત્રી થઇ ચુકી છે કે, ગઇ રાત્રે બનેલા ભયંકર બનાવનું કારણ પણ એ જ હતી!"

"નાગર! એક વખત મ્હને ક્ષમા આપ, હું ત્હારા કહેવા પ્રમાણે કરીશ. જો મ્હારા હાથના કાગળપત્રો બીજા કોઇને નહિ આપવાને તું કબૂલ થઇશ તો તું મ્હને જે કાર્ય સોંપીશ તે હું અવશ્ય બજાવીશ." પિશાચપતિએ કરુણાજનક કંઠે કહ્યું.

"જો તું અમારી સાથે પ્રપંચ કરીશ નહિ તો એ કાગળોની હકીકત બીજું કોઇ જાણી શકશે નહિ." આમ કહી પદ્માવતીએ મનોરમાને આપવા માટે જે કાગળ તેને આપ્યો હતો તેનું સ્મરણ થતાં તે તેણે બ્હાર કાઢયો તથા ઉચ્ચસ્વરે-પિશાચપતિ સાંભળી શકે એવી રીતે તે એ પત્ર વાંચવા લાગી. તેમાં લખેલું હતું કે:—

"ઇશ્વરકૃપાથી મ્હારું કાર્ય થઇ ગયું છે. પેલા કાગળપત્રો એની પાસેથી લઇ લેજો. સદાચારી મનુષ્યોને દુઃખી કરનાર વિશ્વ-

સંસારમાંથી વિનષ્ટ થાય એજ ઉત્તમ છે. તમને મળવાને હું અત્રે રોકાઇશ."

એ પત્રમાં આટલી જ હકીક્ત લખેલી હતી. એ હકીકત વાંચી નાગરે સ્વગત કહ્યું:—"એ કમબખ્તે આ પત્ર પણ કેવી ચાલાકીથી. લખ્યો છે કે જો હું કદાચ વાંચું તો મ્હારા મનમાં સંશય ઉત્પન્ન થાય નહિ; વળી પત્ર મનોરમાના નામપર લખ્યો છે કે પિશાચપતિના એ સુદ્ધાં જાણે કે સમજી શકાય નહિ! સ્ત્રીલિંગ અને પુલિંગનો પણ બચાવ કરવામાં આવ્યો છે. એણે એવો વિચાર કરીને જ આ પત્ર લખ્યો છે કે, જ્યારે હું પિશાચપતિના પંઝામાં ફસાઇ પડીશ ત્યારે તેને આ પત્ર મળી આવશે, તથા પત્ર વાંચીને એ મ્હને મારી નાખશે પછીથી તે તરત પોતાને આવી મળશે તથા બન્ને જણાં મળી માયાસુંદરીને મુક્ત કરશે. ઠીક છે, હરામજાદી, તું જોજે તો ખરી કે હું ત્હારા પ્રપંચનો તને કેવો ભયંકર બદલો આપું છું!"

પિશાચપતિએ કહ્યું:—"નાગર! ત્હારી પાસે હું કહી ચુકયો છું કે, હરેક પ્રકારે હું ત્હારી અને મનોરમાની આધીનતા સ્વીકારવાને તૈયાર છું, અને તમે જે કાર્ય કરવાનું કહેશો તે કરવાને તત્પર છું. આ સમયે હું તને એક ભેદ ભરેલી વાત જણાવું છું કે જેથી તું અત્યંત પ્રસન્ન થઇશ."

"જો તું ત્હારી પ્રમાણિકતાની મ્હને ખાત્રી થાય એવી વાત કહેતો હોય તો તે સાંભળવાને હું તૈયાર છું." નાગરે આનંદોત્ફુલ્લ બની જઇને કહ્યું.

"જો મ્હારા બન્ને હાથ તો બાંધેલા છે. તું જ આવીને મ્હારા કમરપટાનું ખંજર બ્હાર ખેંચી કાઢ. એની સાથે કાગળનું એક પડીકું

બાંધેલું છે. તે ઉઘાડી વાંચી જો કે, તેમાં શું લખેલું છે !" પિશાચપતિએ પણ પ્રપંચયુક્તિ અજમાવી.

નાગર પિશાચપતિની પાસે ગઇ, તથા તેણે તેની કમરપરથી ખંજર ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો; પરંતુ ખંજર સાથે તેના હસ્તનો સ્પર્શ થતાં જ તેનાં અંગમાં વિદ્યુત્પ્રવેશ થઇ ગયો, તથા કંપી ઉઠીને તે જમીનપર પડી ગઇ, અને અલ્પકાળમાં જ બેહોશ બની ગઇ. એ ખંજર પદ્માવતીએ જ પિશાચપતિને આપેલું હતું, તેથી તેના અદ્‌ભુત ગુણનો અત્રે પુનરુલ્લેખ કરવાની આવશ્યક્તા નથી.

હવે પિશાચપતિનો જીવ સ્વસ્થ થયો. તે બંધનમુક્ત થવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ તેના હાથપગ મજબૂત દોરડાથી બંધાયલા હોવાથી તે કાંઇ કરી શકયો નહિ. અંતે તે ઉચ્ચસ્વરે ચિત્કાર કરવા લાગ્યો કે, જેથી કોઈ જનાર આવનાર મનુષ્ય તેની બૂમ સાંભળીને તેને સહાયતા કરવા આવે. બે કલાક વીતી ગયા પરંતુ કોઇ મનુષ્ય પિશાચપતિની મદદે આવ્યું નહિ, તથા એ સમય દરમ્યાન નાગર પણ શુદ્ધિમાં આવી ગઈ.



# પ્રકરણ ૨૨ મું.

## દીવાનો કે શાણો?

પાછળ અમે લખી ચૂકયા છીએ કે, જ્યારે રાણો વીરસિંહ પેલા અદ્ભુત ખંડેર કે જેમાં બન્ને રાજકુમાર, તારાસિંહ વગેરે કેદ પકડાયા હતા ત્યાંથી નીકળીને શ્યામગઢ તરફ રવાના થયો ત્યારે જ્યોતિસિંહ તેમની સાથે શ્યામગઢ તરફ નહિ જતાં બીજી તરફ ચાલ્યો ગયો હતો. મહારાણા વીરસિંહથી છુટા પડીને તેણે શું કર્યું એ વિષયનું હવે અત્રે વર્ણન કરવું આવશ્યક છે.

જ્યોતિસિંહ એક દિવસ તથા એક રાત એ ખંડેરની ચોતરફ આવેલા જંગલ અને મયદાનોમાં ફર્યા કર્યો; પરંતુ તે કાંઇ કરી શકયો નહિ. બીજે દિવસે તે એક ન્હાના શિવાલય પાસે જઇ પહોંચ્યો. એ શિવાલયની ચારે તરફ બેલ અને પારિજાતનાં વૃક્ષ વિશેષ હતાં. તેથી એ સ્થાન અત્યંત શીતળ, રમણીય અને મનોરંજક લાગતું હતું. જ્યોતિસિંહ શિવાલયની અંદર ગયો તથા શિવજીનાં દર્શન કરી બહાર નીકળ્યો. એ જગ્યાએથી જ બિલ્વપત્ર એકઠાં કરીને તેણે શિવજીની પૂજા કરી, તથા પછીથી મંદિરની પાછળ એક ઝરો વહેતો હતો તેના કિનારાપર બેસીને તે વિવિધ વિચાર કરવા લાગ્યો. આ સમયે તેણે એક સામાન્ય ખેડૂતનો વેષ ધારણ કર્યો હતો, તથા આ રમણીય સ્થાન પણ પેલા ખંડેરથી વિશેષ દૂર નહોતું.

થોડા સમય પછી જ્યોતિસિંહ કેટલાક માણસોને વાતચિત કરતા સાંભળી શક્યો. જો કે એમની વાતચિત સ્પષ્ટતાથી સાંભળી શકાતી નહોતી તેથી એમ માલૂમ પડતું હતું કે, તેઓ થોડે દૂર હોવા

જોઇએ. જ્યોતિસિંહે દૃષ્ટિ ફેરવી તો થોડે દૂરથી બે માણસોને તેણે શિવાલય તરફ આવતા જોયા. જ્યોતિસિંહ ઝરાના કિનારાપરથી ઉઠી ઉભો થયો તથા એક ઝાડીમાં છુપાઇ જઇને જોવા લાગ્યો કે, એ માણસો ક્યાં જાય છે અને શું કરે છે ? જે માણસો તારાસિંહની ચાલાકીથી ખંડેરમાં બેહોશ બની ગયા હતા એ માણસોના પોષાક સાથે આ બન્ને માણસોનો પોષાક મળતો આવતો હતો. ખંડેરમાં બેહોશ બની ગયેલા માણસોને પેલા વૃદ્ધ સાધુ સાથે મહારાણો વીરસિંહ શ્યામગઢ લઈ ગયો હતો એ વાંચકબંધુઓ જાણે છે. આમ હોવાથી જ્યોતિસિંહે પોતાના મનમાં વિચાર્યું કે, " જે લોકોનાં કારસ્થાનોથી અમે દુઃખી થઇએ છીએ એમના જ પક્ષના આ બે માણસો હોય એમ લાગે છે; માટે એમનામાંથી કોઇને ફસાવીને મ્હારે મ્હારું કાર્ય પાર ઉતારવું જોઇએ."

જોતજોતાંમાં પેલા બન્ને માણસોએ એ શિવાલયમાં પ્રવેશ કર્યો, તથા બે કલાક જેટલો વખત વીતી જવા છતાં તેઓ બ્હાર નીકળ્યા નહિ. જ્યોતિસિંહે વિશેષ સમય સૂધી ત્યાં છુપાઈ રહીને તેમની રાહ જોવાનું વ્યાજબી વિચાર્યું નહિ. તે ઝાડીમાંથી બ્હાર નીકળી શિવાલય પાસે ગયો. કાન દઇને જોયું તો શિવાલયમાંથી કોઈ માણસ બ્હાર આવતો હોય એવો તેને ભાસ થયો નહિ. વિસ્મિત બની જઇને તે શિવલિંગ પાસે ગયો પરંતુ એકકે માણસનું મ્હોં તેની નજરે પડયું નહિ. જ્યોતિસિંહ તિલિસ્મી કારખાનાં તથા અદ્ભુત મકાનોથી સારી રીતે માહિતગાર થઈ ગયો હતો; તેથી તે સમજી ગયો કે એ શિવાલયમાં કોઈ ગુપ્ત માર્ગ, સુરંગ યા તો ભોંયરું અવશ્ય હોવું જોઇએ, તથા એ કારણથી જ પેલા બન્ને માણસો શિવાલયમાં અદૃશ્ય થઈ ગયેલા હોવા જોઇએ.

પછીથી શિવાલયમાંથી એક પણ માણસ પાછો ફરે નહિ ત્યાં સુધી એ સ્થાનનો ત્યાગ નહિ કરવાનો નિશ્ચય કરી જ્યોતિસિંહ શિવાલયની બ્હાર નીકળી એક બિલ્વવૃક્ષની નીચે બેઠો. અંતે એક કલાક પછી પેલા બે માણસોમાંનો એક શિવાલયમાંથી બ્હાર નીકળતો નજરે પડયો. તેને જોતાં જ જ્યોતિસિંહ ઉઠી ઉભો થયો, તથા તેમનું બન્નેનું દૃષ્ટિમિલન થતાં જ જ્યોતિસિંહે આગંતુકને નમીને પ્રણામ કર્યાં, તથા કહ્યું:—"મહાશય! ઇશ્વર આપનું કલ્યાણ કરશે. આપ મ્હારા ભાઈના જીવનનું કૃપાપૂર્વક સંરક્ષણ કરો."

આવનાર માણસે પૂછ્યું:—"તું કોણ છે તથા ત્હારો ભાઇ ક્યાં છે?"

"હું એક ગરીબ ખેડૂત છું. જુઓ, પેલી ઝાડીમાં એક બુઢ્ઢી વિનાકારણ મ્હારા ભાઇને મારે છે. આપ આ શિવાલયના પૂજારી હોઈ ધર્માત્મા છો. કોઇપણ રીતે આપ મ્હારા ભાઇને બચાવો. એટલા માટે હું અત્રે આવેલો છું."

જ્યોતિસિંહનાં આવાં વચનો સાંભળવામાં આવતાં એ માણસને અત્યાશ્ચર્ય ઉપજ્યું, તથા આ આશ્ચર્ય ઉપજે એવી જ વાત હતી. જ્યોતિસિંહનું શરીર સબળ અને મજબૂત હતું. તેને જોનાર તેના ભાઇને પણ તેના જેવો મજબૂત ધારે તેમ હતું. પછી એવા બે બળવાન્ પુરુષો એક વૃદ્ધાને કાંઈ ન કરી શકે તો એ આશ્ચર્યજનક પ્રકાર ન લાગે કે? અંતે પુષ્કળ વિચાર કરીને એ માણસે જ્યોતિસિંહને કહ્યું:—"ભલે ચાલો, જોઇએ તો ખરા કે એ ઘરડી ડચરી કેવી પહેલવાન છે!?"

એ માણસને સાથે લઇ જ્યોતિસિંહ શિવાલયથી થોડે દૂર ચાલ્યો ગયો, તથા એક ઘીચ ઝાડી પાસે જઈ તેમાં આમ તેમ ફરવા

લાગ્યો. આવો દેખાવ જોઇ પેલા માણસે પૂછ્યું:—" ત્હારો ભાઇ ક્યાં છે ? "

" હું એને જ શોધું છું. "

" તું એને કયા સ્થળે રાખીને આવ્યો હતો એ પણ તને યાદ નથી કે ? "

" રામ રામ ! કેવા બેવકૂફની સાથે કામ પડ્યું છે. જો જગ્યા યાદ ન હોત તો અહીં સૂધી કેવી રીતે આવત ? "

" બદમાશ ! હું તને મદદ કરવા આવ્યો છું; છતાં તું મ્હને બેવકૂફ કહે છે ?! "

" હા હા તું બેવકૂફ અને મૂર્ખશિરોમણિ છે. તું ત્હારું પોતાનું જ રક્ષણ કરી શકે તેમ નથી તો પછી મ્હને કેવી રીતે મદદ કરી શકવાનો હતો ?! "

આટલું સાભળતાંજ એ માણસ દિગ્મૂઢ બની ગયો, તથા ઘણા જ ધ્યાનથી જ્યોતિસિંહના મ્હોં તરફ જોવા લાગ્યો. જ્યારે તેનો એવો નિશ્ચય થઈ ગયો કે આ કોઈ બહુરૂપી છે ત્યારે તે કમરપટ્ટામાંથી ખંજર બ્હાર ખેંચી કાઢી જ્યોતિસિંહના અંગપર ધસ્યો. જ્યોતિસિંહે તેનો ઘા ચુકાવી તેના હાથનું કાંડું બળપૂર્વક પકડી લીધું. પછી તેનો હાથ તેણે એવા જોરથી હલાવ્યો કે તે જમીનપર પટકાઈ પડ્યો. તે ઉઠવાનો પ્રયત્ન કરતો હતો એવામાં જ જ્યોતિસિંહે તેની ગરદનમાં હાથ નાખ્યો અને જોતજોતાંમાં તે તેની છાતીપર ચઢી બેઠો. તે ગભરાઇ જઇ બૂમો પાડવા લાગ્યો અને તેનો કંઠસ્વર પણ રુંધાઈ ગયો. જ્યોતિસિંહે તેના નાકમાં બેશુદ્ધિની દવા સુંઘાડી દીધી જેથી તે બૂમ પણ પાડી શક્યો નહિ. તે અલ્પકાળમાં જ બેહોશ બની ગયો.

પછીથી એ બેહોશ માણસને જ્યોતિસિંહ એક એવી ઝાડીમાં ઉપાડી ગયો કે જ્યાંથી તે જતાં આવતા માણસોને જોઈ શકે; પરંતુ એ માણસો તેને જોઇ શકે નહિ. પેલા માણસને જમીનપર નાખી જ્યોતિસિંહ ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો અને સ્વગત કહેવા લાગ્યો:— "અફસોસ કે, આ સમયે હું એકલો છું. અત્યારે જો કોઈ મ્હારો સાથીદાર હોત તો આને શ્યામગઢ મોકલી દઇને હું નિશ્ચિંત થાત; પરંતુ હવે ચિંતા કરવાથી કાંઈ ફળ નથી. મ્હારે મ્હારું કાર્ય સત્વર કરવું જોઇએ."

આમ કહી તેણે પોતાનાં સાધનોનો વાટવો ઉઘાડયો, તથા આયનો કાઢી પોતાની સ્હામે રાખ્યો. પછીથી પેલા બેહોશ બની ગયેલા માણસના મ્હોં જેવું તેણે પોતાનું મ્હોં બનાવ્યું. તથા તેણે પોતાનાં કપડાં કાઢી નાખી પેલા માણસનાં કપડાં ઉતારીને પહેરી લીધાં. તત્પશ્ચાત્ એક તેજી ઔષધપ્રયોગથી પેલા બેહોશ માણસનું મ્હોં તેણે એવું બનાવી દીધું કે, તેના પોતાના સિવાય એ મ્હોંને કોઈ બરાબર કરી શકે નહિ. એ માણસના મ્હોંપર ઘણા જખ્મો લાગ્યા હોય એવાં ચિહ્ન થઈ ગયાં. પછી તેણે એ માણસના સર્વાંગપર એક કાળો રંગ ચોપડયો. એ રંગ જ્યોતિસિંહે પોતાની જ બુદ્ધિનો ઉપયોગ કરીને બનાવ્યો હતો. એ રંગમાં એવો ગુણ હતો કે, જ્યાં સુધી તેનાપર કેળાંનો અર્ક ચોપડવામાં ન આવે ત્યાં સુધી તે સાફ થાય નહિ.

પેલા માણસના શરીરનો રંગ ગોર હોવા છતાં તે તદ્દન શ્યામવર્ણ બની ગયો. તેના ચ્હેરાપર કેટલાક જખ્મોનાં ચિહ્ન પણ જણાવા લાગ્યાં. જ્યોતિસિંહે ઘણા ધ્યાનથી તેનો વેષ જોયો, તથા તે એવી રીતે પોતાની ગરદન હલાવીને ઉઠી ઉભો થયો કે, જેથી તેના અંતરનો ભાવ સહેલાઇથી સમજી શકાય. જ્યોતિસિંહ સમજી ગયો

કે, હવે એ માણુસોનો વેશ સર્વાંશે બદલાઇ ગયો છે તેથી વિશેષ કારિગીરી કરવાની જરૂર નથી. વાસ્તવિક રીતે હતું પણ તેમજ. બીજાની વાત તો દૂર રહી; પરંતુ હવે જો એ માણુસને તેની જન્મદાયિની માતા જુએ તો પણ ઓળખી શકે તેમ નહોતી.

એ માણુસની કમરપર બહુરૂપીનો એક વાટવો હતો. જ્યોતિસિંહે એ વાટવો લઈ લીધો, તથા પોતાના વાટવાની સઘળી વસ્તુઓ એમાં રાખીને, પોતાનો ખાલી વાટવો એ માણુસની કમરપર બાંધી તે ત્યાંથી રવાના થયો.

પુનઃ જ્યોતિસિંહ પેલા શિવાલય પાસે ગયો, તથા બિલ્વવૃક્ષ નીચે બેસીને કાંઈ ગાવા લાગ્યો. દિવસનો માત્ર એક જ કલાક બાકી રહેલો હતો; એવામાં પેલા બીજા જે માણુસને જ્યોતિસિંહે જોયો હતો તે શિવાલયની બ્હાર નીકળ્યો તથા જ્યોતિસિંહને પોતાના સાથીદારના વેષમાં બિલ્વવૃક્ષ નીચે બેસી રહેલો જોઇ એ ક્રોધે ભરાયો. તેણે તેની પાસે જઈ ક્રોધકર્કશ કંઠે કહ્યું:—“ વાહરે બિહારીસિંહ ! હજી સુધી તમે અહીં બેસીને સંગીત ગાયા કરો છો ! ”

જ્યોતિસિંહને એટલું માલૂમ પડી ગયું કે, પોતે જે માણુસનો વેષ ધારણ કર્યો છે તેનું નામ બિહારીસિંહ છે. હવે જ્યોતિસિંહ જ્યાં સૂધી પોતાનો અસલ વેષ નહિ ધારણ કરે ત્યાં સૂધી અમે તેનું નામ બિહારીસિંહ જ લખીશું.

બિહારીસિંહે પોતાના સાથીદારનું વાક્ય સાંભળીને ગાવું બંધ કર્યું તથા તેના તરફ જોઇને કહ્યું:—“ આ સમયે તમે બોલશો નહિ. મ્હને ખાંસી ઉપડી છે. અવાજ ભારે થઈ ગયો છે. જેટલો પ્રયત્ન કરું છું તેટલું જ ગાવાનું બગડે છે. કાંઇ ચિંતા નહિ, તમે પણ આવી જાઓ તથા મ્હારા સુર સાથે સુર મેળવી ગાઓ જોઇએ—

"આ શું બોલો છો ? તમે પાગલ બની ગયા હો એમ લાગે છે. માલિકનું કામ જહન્નમમાં નાખી દઇને આપણે ગાયન લલકાર્યાં કરવાં કે ?"

"વાહ ! થોડી બુદ્ધીએ પણ ઘણી અજબ મઝા બતાવી. અહા ! હા ! જીતે રહો પઠ્ઠે, ઈશ્વર તમારું ભલું કરે."

"બિહારીસિંહ ! આ તમને શું થઈ ગયું છે ? પહેલાં તો તમે આવા નહોતા ! અફસોસ !"

"હવે અફસોસ કરવાથી શો લાભ છે ? જે થવાનું હતું તે થઈ ગયું છે ! બસ આવી ચકચૂર સ્થિતિમાં જ વિશ્વસંસારના સકળ આનંદનો સમાવેશ થયેલો છે."

"તમે દીવાના બની ગયા છો એમાં કશો સંદેહ નથી. મ્હને એમ લાગે છે કે, કોઇએ તમને કાંઈ ખવડાવી અથવા તો પીવડાવી દીધું છે."

"બરાબર છે, એમાં સંદેહ નથી તેમ આમાં પણ સંદેહ નથી પાગલની વાતને બિલ્કુલ જવા દો; કેમ કે, તમારામાં માત્ર હું જ જે છું તે છું. બાકી સર્વ ઉલ્લુના પઠ્ઠા અથવા મૂર્ખશિરોમણિ છે. ખવડાવનારની એવી તેવી અને પીવડાવનારની બોલબાલા. બસ મ્હને એક લોટો ભરી ભાંગ પાઈ દો. મ્હારા નશાને હજી બરાબર રંગમાં આવવા દો. વાહ ! કેવી અંધકારમયી રાત્રિ છે ! સૂર્ય પણ આવવાની તૈયારી કરે છે ! ( થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી ) અરે બાપ ! ભયંકર ગજબ થઈ ગયો. હું તો મ્હારું પોતાનું નામ સુદ્ધાં ભૂલી ગયો. અત્યાર સૂધી તો મ્હને એવી યાદ હતી કે, મ્હારું નામ બિહારીસિંહ છે; પરંતુ હવે હું એ બધું ભૂલી ગયો છું. જો હું જૂઠું બોલતો હોઉં તો તમારા જ માથાના સમ છે દોસ્ત ! મ્હને જરા કહો તો ખરા કે મ્હારું નામ શું છે ?"

"અફસોસ ! રાણીજી મ્હને જ દોષ દેશે. તેઓ એમજ કહેશે કે, હરનામસિંહ પોતાના સાથીદારની સંભાળ રાખી શક્યો નહિ."

"હી હી હી હી વાહરે ભાઇ હરનામસિંહ ! તમે આ શો બકવાદ કરો છો ? લાવો લાવો જલ્દી ભાંગ ભવાની લાવો.

પીલા દો પ્યાલા લાલા મુજકો એ ભાંગકા........"

હરનામસિંહને એમજ લાગ્યું કે, બિહારીસિંહને કોઇ બહુરૂપીએ કાંઇ ખવડાવેલું અથવા તો પીવડાવેલું હોવાથી જ તે પાગલ બની ગયો છે. આથી તેણે તેને કોઈ પણ રીતે સમજાવીને ઘેર લઈ જવાનો વિચાર કરીને કહ્યું:—"ઠીક છે. જુઓ દોસ્ત બિહારીસિંહ ! વખત ઘણો થઈ ગયો છે તેથી આપણે હવે ઘેર જવું જોઇએ."

"શું અમે કાંઈ સ્ત્રી છીએ કે ઘેર ચાલીએ ? ચાલો, આપણે જંગલમાં જઇને સિંહનો શિકાર કરીએ, રંડીનો નાચ જોઇએ, તમારું સંગીત સાંભળીએ તથા છેવટે આપણે મ્હોટી પોકો મૂકીને રડીએ. હી હી હી હી......"

"ભલે જંગલમાં ચાલો."

"શું આપણે સાધુ, વિરાગી કે ફકીર છીએ કે જંગલમાં જઇએ? આપણે તો અહીં જ રહીશું, ભાંગ પીશું અને ચેન ચમન કરીશું. (થોડીવાર ચુપ રહ્યા પછી) ત્રણ કલાક વીતી ગયા તો પણ હજી એ લુચ્ચો ભાંગ લઇને આવ્યો નહિ. તેની રાહ જોઈ જોઇને મ્હારી આંખોનું તેજ પણ ઓછું થઈ ગયું છે. એ બદમાશ પૂરેપૂરો લુચ્ચો નીકળ્યો; છતાં મ્હારાથી ઉતરતા નંબરનો લુચ્ચો ખરો ! એ શયતાનની હવે હું બિલકુલ રાહ જોવાનો નથી. ચાલો હરનામસિંહ ! આપણે હવે ઘર તરફ જ જવું જોઇએ; પરંતુ તમે મ્હારો હાથ

પકડી લ્યો. મ્હને કાંઈ સુઝતું નથી. આજે આપણે કળિયુગના ધૃતુ-રાષ્ટ્ર બન્યા છીએ !"

હરનામસિંહ બિહારીસિંહનો હાથ પકડી તેને ઘર તરફ અર્થાત્ માયાવિનીના મહેલ તરફ લઈ ચાલ્યો. વાંચકબંધુઓ જ્યોતિસિંહની આવી અદ્‌ભુત ચાલાકી જોઈ વિસ્મિત બની ગયા હશે. તેણે પાગ-લની ભૂમિકા ભજવી પોતાનો આંતરિક હેતુ પાર પાડયો. તે હવે સેંકડો ભૂલો કરે તો પણ તેનાપર કોઈ શંકા કરે તેમ નહોતું. માયા-વિની બિહારીસિંહપર ઘણો પ્રેમ રાખતી હતી; કેમ કે તે એક ઉસ્તાદ બહુરુપી હતો. આવી સ્થિતિ હોવાથી હરનામસિંહ તેનો ત્યાગ કરી શકે તેમ નહોતો.

બિહારીસિંહને સાથે લઈ હરનામસિંહ માયાવિનીના મહેલ તરફ જવા લાગ્યો. વાસ્તવિક રીતે માયાવિની જમાનીઆની રાણી હતી. બનારસની પૂર્વે ગંગાની ડાબી બાજૂએ આવેલો પ્રદેશ જમાની-આના નામથી ઓળખાતો હતો. માયાવિનીના પૂર્વજો પણ જમાની-આની રાજગાદી ભોગવી ગયેલા હતા. આં જમાનીઆ પ્રદેશની સ્હામે ગંગાજીના કિનારેથી થોડા અંતરે એક સુંદર તથા વિશાળ બાગ આ-વેલો હતો. એ બાગ તિલિસ્મી બાગ તરીકે સર્વત્ર પ્રખ્યાત હતો. આ બાગમાં રાજા અને રાજ્યના મુખ્ય અધિકારીઓ સિવાય બીજા કોઇને જવા દેવાની સખ્ત મનાઈ હોવાથી પ્રજાજનોમાં એ બાગના ગુપ્તભેદ સંબંધી ઘણી અફવાઓ ચાલતી હતી. માત્ર રાજકુટુંબનાં માણસો, દીવાન અને બહુરુપીઓ સિવાય આ બાગનો ગુપ્તભેદ બીજું કોઇ જાણતું નહોતું. જો કોઈ અજાણ્યું માણસ બાગમાં નજરે પડતું તો તેની દાદ સાંભળ્યા સિવાય જ તેનો શિરચ્છેદ કરી નાખવાનો રીવાજ પરાપૂર્વથી ચાલ્યો આવતો હતો. જમાનીઆમાં એક ન્હાના

કિલ્લામાં માયાવિનીનો મહાલય હતો. તેમાંથી ગંગાજીની નીચે થઈને એક સુરંગ હતી જે બાગના છેક આ ભાગમાં પૂર્ણ થતી હતી. માયાવિની એ સુરંગના રસ્તેથી જ બાગમાં આવજા કરતી હતી. આ સ્થળે એ વિષયનો ઉલ્લેખ કરવાની જરૂર રહે છે કે, યશોદાના આશક કૃષ્ણલાલે તથા નારંગીએ એ બાગમાં જ માયાવિનીનો દરબાર જોયો હતો.

જમાનીઆ જઇ પહોંચતાં સૂધીમાં બિહારીસિંહે પોતાના પાગલપણાથી હરનામસિંહને ઘણો હયરાન કર્યો, તથા એક સુશિક્ષિત માણસ કેવો પાગલ થઇ શકે છે એ સાબિત કરી આપ્યું. જો માયાવિનીનો ભય ન હોત તો હરનામસિંહ એને રસ્તામાં જ છોડી દેત. પરંતુ એમ કરવાની હિમ્મત તેનાથી થઈ શકી નહિ.

થોડા દિવસ પછી બિહારીસિંહને સાથે લઇ હરનામસિંહ જમાનીઆના કિલ્લામાં જઇ પહોંચ્યો. એ સમયે એક પ્રહર રાત્રિ વીતી ગઈ હતી. કિલ્લામાં ગયા પછી એમ માલૂમ પડ્યું કે, આ સમયે માયાવિની બાગમાં છે. લાચારીથી હરનામસિંહ બિહારીસિંહને લઇને એ બાગમાં ગયો; જેથી બનાવટી બિહારીસિંહે ( જ્યોતિસિંહે) કિલ્લાનો તથા સુરંગનો રસ્તો બરાબર જોઈ લીધો. સુરંગમાં દશ પંદર પગલાં ભર્યાં પછી બિહારીસિંહે હરનામસિંહને કહ્યું:— " જુઓ, આ સુરંગમાં સેકડો વખત હું આવજા કરી ચુક્યો છું; છતાં હવેથી તમે મ્હને આ સુરંગમાં તમારી સાથે લઇને આવશો તો હું તમને કાચાને કાચા ખાઇ જઇશ, તથા સુરંગને પણ બરબાદ કરી નાખીશ. હવે કહો જોઇએ કે, મ્હને ક્યાં લઈ જાઓ છો? માયાવિની પાસે હું આવવાનો નથી; કેમકે, મ્હેં એમ સાંભળ્યું છે કે,

તેઓ આજકાલ માણસોને ખાઈ જાય છે. તમે પણ કાલે ત્રણ માણસોને ખાઇ ગયા છો ! કેમ ખરું ને? " ભજમન રામચરણ સુખદાયી " (ભજન ગાય છે.)

મહા મુશ્કેલીથી તેમણે સુરંગપૂર્ણ કરી. એ સુરંગનો બીજો છેડો બાગમાં આવેલી એક ઓરડીમાં ગયેલો હતો. જ્યારે તેઓ બન્ને એ ઓરડીની બ્હાર નીકળ્યા ત્યારે જે ઠેકાણે માયાવિનીનો દરબાર બેસતો હતો એ ઠેકાણે તેઓ જઈ પહોંચ્યા. આ સમયે માયાવિની ત્યાં બેસીને પોતાની બ્હેન તથા કેટલીક સખીઓ સાથે વાર્ત્તાવિનોદ કરી રહી હતી. માયાવિનીપર નજર પડતાં જ તેના પોષાક તથા ગંભીર ભાવને જોઈ તે જ માયાવિની છે એમ બિહારીસિંહ (જ્યોતિસિંહ) સમજી ગયો. હરનામસિંહ તથા બિહારીસિંહને જોઈ માયાવિની ખુશી થઈ, તથા તેણે બિહારીસિંહ તરફ જોઇને પૂછ્યું:–

" કહો શા સમાચાર છે ?"

બિહારીસિંહઃ—રાત અંધારી છે, જોરથી વૃષ્ટિ થાય છે, આકાશ ફાટી જાય છે, દુશ્મને માથું કાપી નાખ્યું છે, ચોરે ઘર જોઈ લીધું છે, ભૂખને લીધે પેટ ફુલી ગયું છે, ત્રણ દિવસથી ભૂખ્યો છું. ગઈ કાલનું ખાધેલુ હજી સુધી પચ્યું નથી. મ્હારાપર પત્થરો પડે છે! અરે ! મ્હને કોઈ બચાવો.

બિહારીસિંહના આવા ઢંગધડા વગરના ઉત્તરથી માયાવિની ગભરાઇ ગઇ. એને શું થઈ ગયું હશે એ વિષયમો તે વિચાર કરવા લાગી. અંતે કશો નિશ્ચય નહિ કરી શકાયાથી તેણે હરનામસિંહને પૂછ્યું:—" બિહારીસિંહ આ બધું શું બકે છે એ હું સમજી શક્તી નથી. ! "

બિહારીઃ—ઓહો ! એમાં તે શી મ્હોટી વાત છે ! તમે મ્હને છરો મારવાની તૈયારી કેમ કરો છો ? ભાગ્યમાં શું આવું જ દુઃખ ભોગવવાનું લખેલું છે ? ( ગાયન ગાતાં ) લખ્યા જે લલાટે લેખ ટાળ્યા નહિ રે ટળે !

માયાવિની વિશેષ ગભરાઇ. તે બિહારીસિંહનું મ્હોં જોવા લાગી. હરનામસિંહે માયાવિની પાસે જઇને ધીમેથી કહ્યું;—" આ સમયે દિલગીરી સાથે મ્હારે કહેવું પડે છે કે, બિચારા બિહારીસિંહ પાગલ બની ગયા છે; છતાં હાથમાં પગમાં બેડીઓ નાખવા જેવા પાગલ તેઓ બની ગયા નથી. એ કોઇને દુઃખ નહિ દેતાં માત્ર જેમ ફાવે તેમ બકયા જ કરે છે. પારકા પોતાનું એમને જ્ઞાન નથી. મ્હને લાગે છે કે, વીરસિંહના કોઇ બહુરૂપીએ લુચ્ચાઇથી કાંઈ ખવડાવીને એમની આવી સ્થિતિ કરેલી હોવી જોઇએ ! "

માયાવિનીએ બિહારીસિંહ તરફ જોઇને પૂછ્યું:—" તમને માલૂમ છે કે તમે કોણ છો ? "

બિહારીસિંહ તત્કાળ બોલી ઉઠયો:—" હા, માલૂમ છે. હું મહારાજાધિરાજ વીરસિંહ છું......નાના–તેઓ હવે બુઢ્ઢા બની ગયેલા છે તેથી હું યુવરાજ ઈન્દ્રજીત બનીશ; કેમકે, તેઓ ઘણા ખૂબસૂરત હોઈ સુંદરીઓ તેમને જોઇને માથાપરનાં બેઢાં જમીનપર પછાડી નાખે છે !......પણ ના ના–એ તો હજી બાળક છે; વળી બહુરૂપીની વિદ્યા પણ એમને આવડતી નથી તેથી હું બાહોશ બહુરૂપી જ્યોતિસિંહ બનીશ. બસ મ્હારો આ વિચાર ચોક્કસ છે. હવે આપ સર્વત્ર એવું જાહિર કરી દ્યો કે, સર્વે મ્હને જ્યોતિસિંહ કહીને બોલાવે ! "

માયાવિનીઃ—બરાબર છે, હવે હું પણ તમને જ્યોતિસિંહ કહીને જ બોલાવીશ.

બિહારીઃ—ખરુ છે, જે આનંદ ભુખ્યા રહેવામાં છે તે આ-

નંદ આપની નોકરીમાં છે. જે આનંદ ડૂબી મરવામાં છે તે આનંદ આપનું કામ કરવામાં છે.

માયાવિની:—તમે આમ કેમ બોલો છો ?

બિહારી:—આટલું બધું દુઃખ વેઠયું, લઢયા વઢયા છતાં તમે મ્હને કેમ પૂછો છો કે, આમ કેમ બોલો છો ?

માયાવિની:—તમે શું કહેવાને ઇચ્છો છો એ હું સમજી શકતી નથી.

બિહારી:—જુઓ, જ્યાં સુધી હું કાંઈ કહું તથા એ સમજીને મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ કરવામાં આવે ત્યાં સુધી હું ખાઈશ નહિ, બસ હું જોઈશ જોઈશ ને જોઇશ જ !

માયાવિની:—શું જોશો ?

બિહારી:—મ્હોડેથી હું બોલવાનો નથી. સમજવું હોય તો સમજી લ્યો.

માયાવિની:—તમે કાંઈ તો કહો.

બિહારી:—આપની મેળે જ સમજી જાઓ.

માયાવિની:—એવી કયી વસ્તુ છે કે, જે તમે જોઇ નથી ?

બિહારી:—જોઈ તો છે; પરંતુ ફરીથી બરાબર જોઇશ.

માયાવિની:—શું જોશો ?

બિહારી:—જુઓ હું એક અક્ષર કહું છું; એ પરથી સમજી જાઓ. કે કૈ કૈ ક ક.

માયાવિની:—શું કેદીઓને જોશો ?

બિહારી:—હા હા હા......સમજી ગયાં ખરાં !

માયાવિની:—એમને તો તમે જોઈ ચુકયા છે. તમે જ એમને કેદ કરેલા છે.

બિહારી:—એમને ફરીથી જોઇશ, સલામ કરીશ, નાચ નચા-

વીશ. તક તક ધીન્ના—તક તક ધીન્ના. ( ઉઠીને નાચે છે. )

માયાવિનીનો બિહારીસિંહપર ઘણો પ્રેમ હતો. તેના સઘળા બહુરૂપીઓનો એ સરદાર હતો. વાસ્તવિક રીતે એ પોતાની બહુરૂપીની વિદ્યામાં ઘણો ચાલાક હતો. જો કે અત્યારે તે પાગલ બની ગયો હતો; પરંતુ માયાવિની તેની ઇચ્છા પૂર્ણ કરવાને તૈયાર હતી. તે હસીને ઉઠી ઉભી થઈ, તથા બિહારીસિંહને સાથે લઇ જે ઓરડી-માંથી સુરંગનો રસ્તો હતો એ ઓરડીમાં ગઈ. પછી દરવાજો ઉઘાડીને તેણે સુરંગમાં પ્રવેશ કર્યો. સુરંગમાં કેટલીક કાચની હાંડીઓ લટકી રહી હતી તથા એમાં દીપકો સળગી રહ્યા હતા. લગભગ પચાસ ડગલાં ભર્યાં પછી માયાવિની રોકાઈ. એ ઠેકાણે દિવાલમાં એક ન્હાની આલમારી હતી. માયાવિનીની કમરપર જે સોનાનો કમરપટો હતો એની સાથે કુંચીઓનું એક ન્હાનું ઝુમખું ઝૂલી રહ્યું હતું. એ ઝુમખું બ્હાર કાઢી, એમાંની એક કુંચીથી તેણે એ આલમારી ઉઘડી આલમારી ઉઘડતાં ત્યાં પગથીઆં આવેલાં જણાયાં. એ ઠેકાણે પણ એક ફાનસમાં દીપક સળગતો હોઇ ત્યાં તેના પ્રકાશનો વિસ્તાર થઇ રહેલો હતો. એ પગથીઆં નીચે ઉતરવાને માટે હતાં. બિહારીસિંહને સાથે લઇને માયાવિની નીચે ઉતરી. હવે બિહારીસિંહે પોતાને એવા સ્થળે ઉપસ્થિત થયેલો જોયો કે, જ્યાં લોઢાના સળીઆવાળી કેટલીક ઓરડીઓ આવેલી હતી. પ્રત્યેક ઓરડીનું દ્વાર મજબૂત તાળાથી બંધ કરી રાખવામાં આવ્યું હતું. એ ઓરડીઓમાં હાથકડી તથા બેડીથી વિવશ, ઉદાસ અને દુઃખી કેદીઓ ચટાઈપર બેઠેલા યા તો સૂઇ રહેલા જોવામાં આવતા હતા. આ ઓરડીઓ ગોળાકારમાં એવી રીતે બનેલી હતી કે, એક ઓરડીના કેદીઓ બીજી ઓરડીના કેદીઓ સાથે વાતચિત કરી શકતા હતા.

સર્વથી પ્રથમ જે કેદીપર બિહારીસિંહની નજર પડી તે તારાસિંહ હતો. એને જોતાંની સાથે જ બિહારીસિંહ ખડખડાટ હસ્યો, તથા ચોતરફ જોઇને તેણે એવા શબ્દો ઉચ્ચાર્યા કે, જેનો અર્થ માયાવિની સમજી શકી નહિ. પછીથી બિહારીસિંહે માયાવિની તરફ જોઇને કહ્યું:—" રામ રામ ! આપ મ્હને આ કમબખ્તો પાસે કેમ લઈ આવ્યાં ? મ્હારે એમનાં મ્હોં જોવાં નથી. હું તો કૈ જોઇશ—કૈ જોઇશ. " આમ કહીને બિહારીસિંહ ત્યાંથી નાઠો, તથા જે સ્થળે માયાવિની સાથે પહેલાં તેની મુલાકાત થઇ હતી એ સ્થળે જઇને બેઠો. બિહારીસિંહના આવા વ્યવહારથી ગભરાઈ જઈને માયાવિની પણ ત્વરાથી ત્યાંથી નીકળી પડી, તથા પેલી આલમારીને તાળું વાસી દઈ બિહારીસિંહ પાસે ગઈ. આ સમયે માયાવિનીની દાસીઓ પણ ત્યાં બેસી રહેલી હતી.

માયાવિનીએ બિહારીસિંહને નાસી જવાનું કારણ પૂછ્યું; પરંતુ તેણે કશો ઉત્તર આપ્યો નહિ. માયાવિનીએ તેને વિવિધ પ્રકારના પ્રશ્ન પૂછ્યા, પરંતુ તેણે એવી ચુપકીદી ધારણ કરી કે તે જાણે જન્મથી જ બહેરો અને બોબડો કેમ ન હોય ! માયાવિનીની સાહેલીઓએ સુદ્ધાં ઘણી મહેનત કરી છતાં બિહારીસિંહે પોતાના મૌનનો ભંગ કર્યો નહિ. આવી સ્થિતિમાં એક કલાક જેટલો સમય પસાર થઈ ગયો એટલે લગભગ એંશી વર્ષની ઉમ્મરના એક વૃદ્ધ વૈદને સાથે લઇને હરનામસિંહ ત્યાં આવી પહોંચ્યો. વૈદ્યરાજે એ અદ્દભુત દીવાનાની ચિકિત્સાને અંતે એવો નિશ્ચય કર્યો કે, કોઈ પણ પ્રકારની દવા ખાવામાં આવ્યાથી જ એ દીવાનો બની ગયો છે. જો હમણાં જ એનો ઇલાજ કરવામાં આવશે તો એક બે દિવસમાં આરામ થઈ શકશે. માયાવિનીએ ઇલાજ કરવાની આજ્ઞા આપી એટલે વૈદરાજે

પોતાની પાસેનો એક ડબ્બો કાઢ્યો. એ ડબ્બામાં કેટલીક જાતનાં ઔષધો ભરેલાં હોઇ ડબ્બો રાત્રિ દિવસ એમની પાસે જ રહેતો હતો.

આ અદ્‌ભુત દીવાનાની ચિકિત્સા કરવામાં વૈદરાજને વિશેષ તકલીફ ઉઠાવવી પડી નહિ. બિહારીસિંહે નાડી બતાવવામાં અડચણ કરી નહિ. પછીથી વૈદરાજે તેના મ્હોંમાં દવાની જે ગોળી મૂકી એ પણ તે ખાઇ ગયો ! છતાં એ ગોળી ખાઇ ગયો છે એવું ત્યાં બેઠેલાં માણસોને જ લાગ્યું. અમારે અત્રે જણાવવું જોઇએ કે, એ ચતુરચુડામણિએ ગોળીને પોતાના દાંત નીચે છુપાવી દીધો, તથા થોડા વખત પછી એવી રીતે થુંકીને તેણે ગોળી નાખી દીધી કે, કોઇને એ વિષયની બિલકુલ ખબર પડી નહિ.

અડધા કલાક સૂધી ધમપછાડા કર્યા પછી બિહારીસિંહ જમીનપર આડો પડયો. તથા સ્હવાર થતાં સૂધી એવી જ સ્થિતિમાં પડી રહ્યો. વૈદરાજે નાડી જોઇને એમ કહ્યું કે, ઔષધના પ્રભાવથી જ એ બેહોશ બની ગયેલો છે; માટે કોઇએ એને છંછેડવો નહિ. શુદ્ધિમાં આવ્યા પછી તે સારી રીતે વાતચિત કરશે. બિહારીસિંહે ચુપકીદીથી પડી રહી વૈદનો આ અભિપ્રાય સાંભળી લીધો. બિહારીસિંહની દેખરેખ રાખવા માટે કેટલીક દાસીઓને ત્યાં રાખી માયાવિની બીજા ઓરડામાં ચાલી ગઈ, તથા ત્યાં બિછાવવામાં આવેલા એક નાજુક પલંગમાં સૂઈ ગઈ.

સૂર્યોદય થતાં પૂર્વે જ માયાવિની ઉઠી તથા હાથ મ્હોં ધોઇને તે જ્યાં બિહારીસિંહને રાખી ગઈ હતી ત્યાં ઉપસ્થિત થઈ. બિહારીસિંહને જ્યારે એમ માલૂમ પડયું કે, માયાવિની તેની પાસે આવીને બેઠી છે ત્યારે એ પણ બે ત્રણ વખત પાસું ફેરવીને આંખો ચોળ ચોળતો ઉઠયો તથા આશ્ચર્યચકિત બની ગયો હોય એવી રીતે આસપાસ જોવા લાગ્યો. માયાવિનીએ પૂછ્યું:—“હવે તમે કેમ છો ?”

બિહારીઃ—હું શું કહું ? કેવી રીતે હું અત્રે આવી ચઢયો છું, તેનો કશો નિર્ણય હું કરી શકતો નથી. વળી મ્હને મ્હારો અત્રાજ બેસી ગયેલો લાગે છે. મ્હારું શરીર દુર્બળ બની ગયું છે. ઉઠીને હરવા ફરવા જેટલી શક્તિ પણ મ્હારામાં નથી.

માયાવિનીઃ—ઈશ્વરકૃપાથી તમારો જીવ બચી ગયો છે. તમે તો તદ્દન દીવાના બની ગયા હતા. વૈદરાજે તમને એવું ઉત્તમ ઔષધ આપ્યું છે કે, માત્ર એકજ ગોળીથી તમારી પ્રકૃતિ સ્વસ્થ થઈ ગઇ છે. એમને એ માટે યોગ્ય ઇનામ આપવામાં આવશે જ. હવે કહો જોઇએ કે, શાથી તમારી એવી સ્થિતિ થઈ ગઇ હતી ?

બિહારીસિંહે હરનામસિંહ તરફ જોઇને કહ્યુંઃ-હું એક બહુરૂપીની પ્રપંચજાળનો શિકાર થઇ પડયો હતો; છતાં પ્રથમ આપ કહો જોઇએ કે, હું કયાંથી કેવી સ્થિતિમાં આપને મળી આવ્યો હતો ?”

હરનામઃ—આપ મ્હને એવું કહીને ખંડેરવાળા ભોંયરામાંથી બહાર ચાલ્યા ગયા હતા કે, “ તમે જે થોડું કાર્ય બાકી રહ્યું છે તે પૂર્ણ કરીને, જમાનીઆ ચાલ્યા જજો. હું પદ્માવતી સાથે મુલાકાત કરી, કોઈ પણ રીતે તેને પ્રસન્ન કરીને જમાનીઆમાં આવીશ.” પછીથી કામ પૂર્ણ કરીને હું જ્યારે સુરંગની બહાર નીકળ્યો ત્યારે શિવાલયની સ્હામે આવેલા વૃક્ષ નીચે મ્હેં આપને વિચિત્ર સ્થિતીમાં બેસી રહેલા જોયા.

આમ કહી હરનામસિંહે બિહારીસિંહના પાગલપણાની સઘળી હકીકત કહીને છેવટે કહ્યુંઃ—“આપ પદ્માવતી પાસે ગયા હો એમ લાગતું નથી ! ”

બિહારીસિંહે માયાવીની તરફ જોઈને કહ્યુંઃ— “ જેવો હું આ વખતે છેતરાયો છું તેવો પહેલાં કોઈ પણ વખતે છેતરાયો નથી. હર-

નામસિંહનું કહેવું બરાબર છે. જ્યારે હું સુરંગમાંથી નીકળી શિવાલયની બ્હાર આવ્યો ત્યારે એક માણુસપર મ્હારી નજર પડી. તે એક સામાન્ય ખેડૂતના જેવો જણાતો હતો. મ્હને જોતાંની સાથે જ મ્હારા ચરણોમાં નમી પડીને ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું કે " પૂજારી મહારાજ! આપ કૃપા કરીને કોઈપણ રીતે મ્હારા ભાઇનો જીવ બચાવો." મ્હેં એને પૂછ્યું કે, 'ત્હારા ભાઇને શું થયું છે ?' એણે કહ્યું કે, 'એક વૃદ્ધા એને પુષ્કળ માર મારેછે. આપ કોઇપણ રીતે એ વૃદ્ધાના જુલ્મમાંથી એનું રક્ષણ કરશો તો મ્હારાપર હું આપનો મહદુપકાર થયો માનીશ.' એ ખેડૂત શરીરે મજબૂત તથા સશક્ત દેખાતો હતો. મ્હને એના શબ્દો સાંભળી અત્યંત આશ્ચર્ય ઉપજ્યું કે, એ બે ભાઇઓ જે વૃદ્ધાને મારી શકતા નથી એ વૃદ્ધા કેવી હશે ! અંતે હું એની સાથે જવાને તૈયાર થયો. તે મ્હને શિવાલયથી થોડા અંતરે આવેલી એક ઝાડીમાં લઇ ગયો. ત્યાં કેટલાક માણુસો છુપાઇને બેસી રહ્યા હતા. એ ખેડૂતના નેત્રસંકેતથી સર્વેએ મ્હને ઘેરી લીધો. પછી એક જણે એક ચાંદીનો પ્યાલો મ્હારી પાસે મૂકીને કહ્યું કે " આમાં શંકરની પ્રસાદી ભાંગભવાની છે એ પી જાઓ." આ સમયે હું એમ સમજી ગયો કે, એ ખેડૂત કોઇ બહુરૂપી હોઇ તેણે મ્હને પોતાની પ્રપંચજાળમાં ફસાવ્યો છે. મ્હેં ભાંગ પીવાની ના પાડી ત્યાંથી પાછા ફરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એમણે સર્વેએ મ્હને ત્યાંથી ખસવા દીધો નહિ. થોડા સમય સુધી હું એ લોકોની સાથે લઢયો; પરંતુ હું એકલો તેમને કેવી રીતે પહોંચી શકું ? એ માણુસોની સંખ્યા પંદરથી ઓછી નહોતી. એમણે મ્હને મારવા માંડયો; જ્યારે પ્રહારની વેદનાથી મ્હારી શુદ્ધિ જતી રહી ત્યારે બળપૂર્વક તેમણે એ પ્યાલામાંનો પદાર્થ મ્હને પાઇ દીધો, ત્યાર પછી શું થયું તેની મ્હને બિલકુલ માહિતી નથી."

પછીથી થોડા સમય સુધી કેટલીક અદ્‌ભુત વાતો કહીને બિહારીસિંહે માયાવિનીને ખુશી કરી; અને છેવટે તેણે કહ્યું:—"મ્હારી તબિયત ઘણી ખરાબ થઈ ગયેલી હોવાથી જો થોડા સમય સુધી હું બાગમાં ફરીશ તો મ્હારો જીવ સ્વસ્થ થશે, છતાં દુર્બળતા એટલી વધી ગઈ છે કે, મ્હારામાં ઉઠીને ઉભા થવા જેટલી પણ શકિત નથી."

માયાવિનીએ કહ્યું:—"એ માટે તમે ચિંતા કરશો નહિ. હરનામસિંહ તમને ટેકો આપીને તમારી ઇચ્છા હશે ત્યાં ફેરવશે. મ્હારી માન્યતા પ્રમાણે બાગની તાજી હવા ખાવાથી તથા પુષ્પોની સુગંધિ લેવાથી તમારી શારીરિક સ્થિતિ ઘણી સુધરી જશે."

છેવટે હરનામસિંહે બિહારીસિંહનો હાથ પકડીને તેને બાગમાં વિવિધ સ્થળોએ ફેરવ્યો. આ સમયે બિહારીસિંહે (જ્યોતિસિંહે) બાગમાં આવેલી ઈમારતો વગેરે સારી રીતે જોઇ લીધું. પુનઃ હરનામસિંહની સાથે બિહારીસિંહ માયાવિની પાસે જઈ પહોંચ્યો હતો એવામાં એક ચોપદાર દાસીએ માયાવિની પાસે આવી પોતાના બન્ને હાથ જોડીને નમ્રતાસૂચક સ્વરે કહ્યું:—"બાગના પ્રવેશદ્વાર પાસે એક માણસ આવ્યો છે, તથા તે આપની પાસે હાજર થવાને ઇચ્છે છે. તે ઘણો કદરૂપો છે. તેનું શરીર કાળું મેંશ જેવું છે; છતાં એ એમ કહે છે કે, હું બિહારીસિંહ છું. કોઈ બહુરૂપીએ મ્હને છેતરીને મ્હારા મ્હોં તેમજ શરીરને એવું રંગી નાખ્યું છે કે, એ રંગ ઘણી મહેનત કર્યા છતાં સાફ થતો નથી."

માયાવિની:—બહુરૂપીએ રંગેલો રંગ સાફ ન થઈ શકે એ તો એક આશ્ચર્યજનક વાર્તા જ આજે સાંભળવામાં આવી છે. કોઈ રંગ પાકો હોય છે એ ખરું છે; છતાં એવા પાકા રંગને પણ બહુરૂપીઓ સ્વચ્છ કરી શકે છે.

આ સમયે બિહારીસિંહ બોલી ઉઠયો:-" રહો રહો-મ્હારા અંતરમાં એવી શંકા ઉપજી છે કે, જે માણસે મને છેતર્યો છે તે જ એ માણસ હશે.' આમ કહી દાસી તરફ જોઇને તેણે પૂછ્યું:-'એના ચહેરાપર જખમોના દાગ છે કે ?"

દાસી:-હા, એક આડો દાગ છે. એ દાઘ લાકડીનો હોય એમ મ્હને લાગે છે.

બિહારી:-ત્યારે તો મ્હને જેણે છેતર્યો છે તે જ એ માણસ છે. ચડૂલને એવો ખબર નથી કે, તેના પહેલાં બિહારીસિંહ અત્રે આવી પહોંચ્યો છે

આમ કહીને માયાવિની તરફ જોઇને બિહારીસિંહે કહ્યું:- અહીં પર્દો નખાવીને એને આપ અત્રે બોલાવો. પર્દાની અંદર રહીને હું કેવી મઝા કરું છું એ આપ જોજો ! હરનામસિંહ પર્દાની બહાર રહેશે અને તેઓ તેને ઓળખે છે કે કેમ એ વિષયનો નિર્ણય કરશે."

માયાવિનીએ દાસીને કહ્યું:-" પર્દો નાખવાનો બંદોબસ્ત કરીને એ માણસની આંખોપર નિયમાનુસાર પાટો બાંધી એને અત્રે લઇ આવો."

દાસીએ આ વાકયના ઉત્તરમાં કહ્યું:-" એની વાતચિત પરથી આ બાગનો ઘણોખરો ભેદ એ જાણતો હોય એમ લાગે છે. પહેલાં તે આ બાગમાં આવી સઘળું જોઇ ગયો હોય એમજ હું ધારું છું. !"

બિહારી:—એ બદમાશ અહીં આવી ગયો હોય તો એ પણ બનવા જેવું છે; છતાં તમારે તમારા નિયમનું પાલન કરવું જોઇએ.

તરત જ કેટલીક દાસીઓએ પર્દાની વ્યવસ્થા કરી, તથા જે દાસીએ માયાવિનીને એ માણસના આગમનના સમાચાર જણાવ્યા હતા તે બિહારીસિંહની આંખોપર નિયમાનુસાર પાટો બાંધીને તેને બાગમાં માયાવિની પાસે લઈ આવવા માટે બાગના પ્રવેશદ્વાર તરફ રવાના થઈ

હવે બિહારીસિંહને ઉપરોક્ત દાસી બાગમાં લઈ આવે તે પહેલાં બાગનું થોડું વર્ણન અત્રે કરવાની અમે જરૂર ધારીએ છીએ. આ બાગ ઘણો મ્હોટો હોઇ બસો વીઘાં જેટલી જમીનમાં તે આવેલો હતો. તેને ફરતી પચીસેક હાથ જેટલી ઉંચાઈની કિલ્લાના જેવી મજબૂત દિવાલ હતી. એ દિવાલની ઉપરની પાળપર ભાલા જેવી તીક્ષ્ણ ધારવાળા લોખંડના કાંટા એવી રીતે બેસાડવામાં આવ્યા હતા કે, ગમે એવો બાહોશ બહુરૂપી પણ એ દિવાલ ઓળંગીને અંદર આવવાનું સાહસ કરી શકે નહિ. કિલ્લાની અંદર આવેલો આ બાગ ચાર ભાગમાં વિભક્ત થયેલો હતો. પૂર્વ દિશા તરફ એક મ્હોટો દરવાજો હતો. એમાં થઇને બાગના પહેલા ભાગમાં જવાતું હતું, તથા એ બાગને ફરતી પણ મજબૂત દિવાલ આવેલી હતી. એ સ્થળે માયાવિનીના સિપાહીઓના નિવાસસ્થાન તરીકે ઉપયોગમાં આવતી કેટલીક ઓરડીઓ હતી. આ પહોળી દિવાલપર ચઢવાને માટે પત્થરની સીડી હતી. એ સીડીપર ચઢીને જોતાં બાગનો બીજો ભાગ જોવામાં આવતો હતો. બીજા ભાગમાં જવા માટે દિવાલની બીજી બાજૂએ પણ પત્થરની સીડી હતી. આ બીજા ભાગમાં જ માયાવિનીનો મનોહર મહાલય આવેલો હતો. એ મહાલયમાં તેનો દરબાર ભરાતો હતો. આ બીજા ભાગનું શોભાસૌન્દર્ય વિશેષ નયનરંજક હતું. ત્રીજા ભાગના બાગમાં જવાનો માર્ગ માયાવિનીના મહાલયમાંથી હતો. એ ત્રીજા ભાગના બાગનું વર્ણન અમે અત્રે નહિ કરતાં માત્ર એટલું જ જણાવીએ છીએ કે, એ બાગના મધ્ય ભાગમાં એક ઉંચો બુરજ હોઇ તેની ચોતરફ કેટલીક ઇમારતો આવેલી હતી. એ ઈમારતોમાંના ચોક, ઓરડાઓ, સુરંગો કિંવા ભોંયરાંઓ વગેરેનો તિલિસ્મી સાથે સંબંધ હોવાથી એ સ્થળોનો ભેદ પ્રસંગાનુસાર જણાવવામાં

આવશે. આ બાગના મધ્ય ભાગમાં આવેલા બુરજમાંથી બાગના ચોથા ભાગમાં જવાનો માર્ગ હતો, છતાં બાગના ચોથા ભાગનો ભેદ લખતાં અમારું હૃદય કંપી ઉઠે છે. યથાક્રમે એ ભેદ અમે ખુલ્લો કરીશું.

હવે પેલી દાસી જ્યારે ખરા બિહારીસિંહ પાસે ચાલી ગઈ ત્યારે બિહારીસિંહનો વેષ ધારણ કરનાર જ્યોતિસિંહે માયાવિનીને કહ્યું:—"જે શયતાન બહુરૂપીએ મ્હને છેતરી બેહોશ બનાવી દીધો છે તે પોતાની જાતે જ આપણી પાસે આવ્યો છે એ એક પ્રકારની ઈશ્વરકૃપા જ છે."

માયાવિની:-ઠીક છે; એ અહીં આવીને કેવો તમાશો કરે છે એ હવે આપણે જોઇશું.!

બિહારી:—એ અહીં આવી પહોંચે કે તરત એના હાથ પગમાં લોઢાની મજબૂત બેડીઓ પહેરાવી દેજો કે, જેથી મ્હને અત્રે જોઇને એ પલાયન કરી જાય નહિ.!

માયાવિની:-તમારી સલાહ પ્રમાણે વર્તવાને હું તૈયાર છું, છતાં મ્હને આશ્ચર્ય લાગે છે કે, એ બહુરૂપીએ તમારી વિરુદ્ધતા કરીને તમને દીવાના બનાવી દીધેલા હોવા છતાં પોતાનો વેષ બદલ્યા સિવાય એ અહીં કેમ આવ્યો છે? બહુરૂપીઓના હાથે આવી ગંભીર ભૂલ નં જ થવી જોઇએ. એણે તમારા યા તો મ્હારા બીજા કોઈ નોકરનો વેષ ધારણ કરીને અત્રે આવવું જોઇતું હતું!

બિહારી:—આપનું કહેવું ઠીક છે, પરંતુ એણે જે કાંઇ કર્યું છે તે બરાબર કર્યું હોય એમ જ મ્હને લાગે છે. કેમ કે, જો તેણે મ્હને કેદ કર્યો હોત તો જં તે અહીં મ્હારો કિંવા બીજા કોઇ નોકરનો વેષ ધારણ કરીને આવત.

માયાવિની:—મ્હને એવો વિચાર પણ થયા કરે છે કે, એણે

તમને કેદ નહિ કરતાં કેવળ દીવાના બનાવીને જ શા હેતુથી છોડી દીધા ? મ્હારા ધારવા પ્રમાણે તો એ એણે ભૂલ કરી છે.

આમ કહી માયાવિનીએ શંકાયુક્ત ભાવથી તેમ જ તીક્ષ્ણ દ્રષ્ટિથી એક વખત બનાવટી બિહારીસિંહ તરફ જોયું. બનાવટી બિહારીસિંહ માયાવિનીનો મનોભાવ સમજી ગયો. તેણે સ્વગત વિચાર્યું:- "માયાવિનીના મનમાં મ્હારા માટે સંશય ઉપજેલો હોવાથી પોતાનો સંશય દૂર કરવા એ કોઈ પણ પ્રકારની તપાસ કરશે. તથાપિ બિહારીસિંહે આ સમયે એવો ગંભીર ભાવ ધારણ કર્યો કે, માયાવિનીનો સંશય વિશેષ સમય સુધી કાયમ રહી શક્યો નહિ. થોડા સમય સુધી આમ તેમની બીજી કેટલીક વાતચિત ચાલી. એવામાં ખરા બિહારીસિંહને લઇને પેલી દાસી આવી પહોંચી, તથા આજ્ઞાનુસાર ખરા બિહારીસિંહને પર્દાની બહાર બેસાડવામાં આવ્યો. હજી સુધી તેની આંખોપર પાટો બાંધેલો હતો.

ખરા બિહારીસિંહની આંખોપરથી પાટો છોડી નાખવામાં આવ્યો એટલે ચોતરફ ધ્યાનથી જોયા પછી તેણે કહ્યું:—"જીવતો જાગતો હું અત્રે આવી શક્યો છું એ ઘણા આનન્દનો પ્રકાર છે. આ બાગને તેમ જ મ્હારા સાથીઓને હું આનન્દ પામીને જોઉં છું. માયાવિની રાણીએ મ્હારો પર્દો રાખ્યો છે એ માટે હું દિલગીર નથી, કેમ કે, જ્યાં સુધી હું બિહારીસિંહ જ છું એવી એમની ખાત્રી ન થાય ત્યાં સુધી એમણે મ્હારાપર વિશ્વાસ મૂકવો જોઇએ નહિ." આમ કહીને હરનામસિંહ તરફ જોઇને તથા ઈશારો કરીને તેણે કહ્યું:— "મ્હને મ્હારા આ અભિન્નહૃદય મિત્ર હરનામસિંહ માટે ઘણુ લાગી આવે છે, કેમ કે, એમણે મ્હારી કાંઇ ચિંતા રાખી નહિ, તથા મ્હને શોધવાનો પ્રયત્ન કર્યો નહિ. કદાચ એનું કારણ એ પણ હોઇ શકે કે, એ બદમાશ બહુરૂપીએ મ્હારો વેષ ધારણ કરીને એ-

મની સોબત કરી હોય. જો મ્હારી આ કલ્પના ખરી હોય તો એ બહુરૂપી અત્રે અવશ્ય આવેલો હોવો જોઇએ, છતાં આશ્ચર્યનો વિષય છે કે, અત્રે એ જોવામાં આવતો નથી. હશે, જો એ અહીં આવ્યો હશે તો હું એને બતાવી આપીશ કે, બિહારીસિંહ કોણ છે? માત્ર આ બાગના ચોથા ભાગ સંબંધીની હકીકત પૂછવામાં આવતાં જ સઘળો ભેદ ખુલ્લો થઇ જશે."

ખરા બિહારીસિંહનાં આ વચનોએ સર્વ માણસોનાપર પોતાનો પ્રભાવ બેસાડયો. માયાવિનીના મનપર તો એ વચનોનો પ્રભાવ એટલો બધો પડયો કે એણે મહા મુશ્કિલે આત્મસંવરણ કર્યું, તથા પુનઃ એક વખત તીક્ષ્ણદૃષ્ટિથી તેણે જ્યોતિસિંહ તરફ જોયું. જ્યોતિસિંહ એમ જાણતો ક્યાં હતો કે, અહીં આવો વિચિત્ર તથા ભેદભરમોથી ભરપૂર બાગ જોવામાં આવશે! એ સમજી ગયો કે, હવે મામલો બદલાઇ ગયો છે તેણે વિચાર્યું:—"રાજકુમારોને છોડાવવાની વાતતો દુર રહી; પરંતુ હવે તો હું સુદ્ધાં અત્રેથી આત્મ રક્ષણાર્થે પલાયન કરી શકું તેમનથી. જો બાગના ચોથા ભાગ સંબંધીના પ્રશ્નો મ્હને પૂછવામાં આવશે તો હું તેના ઉત્તરો આપી શકીશ નહિ."

ખરો બિહારીસિંહ ઉપરોક્ત વાક્યો ઉચ્ચારી ચુપ રહ્યો, તથા પોતાનાં વચનોનો ઉત્તર મળ્યા પછી બીજી કેટલીક વાત કહેવાનો તેણે વિચાર કર્યો; છતાં માયાવિનીની આજ્ઞા સિવાય કોઇ એનાં વાકયોનો ઉત્તર આપી શકે એમ નહોતું. ચાલાક તથા ધુર્ત્ત માયાવિનીએ અરધા કલાક સુધી એક પણ અક્ષર ઉચ્ચાર્યા સિવાય સ્વગત આ વિષયના વિચારો કર્યા. પછીથી તેણે દાસી તરફ જોઇને કહ્યું:—"હરનામસિંહને મ્હારી પાસે બોલાવો."

હરનામસિંહ પર્દાની અંદર ગયો એટલે માયાવિનીએ તેને ઉદ્દેશીને

કહ્યું:—" જે બહુરૂપી હમણાં આવ્યો છે તે પોતાને જે કાંઇ કહેવું હતું એ કહીને ઘણા સમયથી ચુપ થઇને બેસી રહ્યો છે. એ ઘણો ધુર્ત્ત તેમજ શયતાન હોય એમ મ્હને લાગે છે. હું તેને ઘણી હકીકત પૂછવાને ઇચ્છું છું; પરંતુ હમણાં મ્હારા મસ્તિષ્કમાં દર્દ થતું હોવાથી એની સાથે સ્વસ્થતાથી હું વાતચિત કરી શકું તેમ નથી. તમે આ બહુરૂપીને લઈ જઇ ચોથા નંબરવાળા ઓરડામાં એ રહી શકે એવી વ્યવસ્થા કરો. મ્હારી તબિયત સારી થયા પછી એની તપાસ કરવામાં આવશે."

બિહારીસિંહ તરફ વક્ર દૃષ્ટિથી જોઇને હરનામસિંહે માયાવિનીને કહ્યું:—" બરાબર છે. મ્હારો વિચાર એવો છે કે, બિહારીસિંહને પણ....."

હરનામસિંહનું વાક્ય પૂર્ણ થતાં પહેલાં જ માયાવિની બોલી ઉઠી:—" હા, બિહારીસિંહ પણ બે ચાર દિવસ માટે આ બાગમાં રહે એ જ ઉત્તમ છે; કેમ કે, હમણાં તેઓ ઘણા દુર્બળ તથા સુસ્ત બની ગયા છે. અહીંનાં વાયુ પાણી ઉત્તમ હોવાથી બે ત્રણ દિવસમાં જ તેમનું શરીર સારૂં થઈ જશે. એમને રહેવાને માટે બાગના ત્રીજા ભાગમાં આવેલો બીજા નંબરનો ઓરડો કે જેમાં તમે રહો છો એ સારો છે."

હરનામ:—મ્હારો વિચાર એવો છે કે, પ્રથમ બિહારીસિંહજીનો બંદોબસ્ત કર્યા પછીજ હું આ બદમાશ બહુરૂપીની વ્યવસ્થા કરૂં.

માયાવિની:—ભલે એમ કરો.

હરનામસિંહે નકલી બિહારીસિંહ તરફ જોઇને કહ્યું:—" ચાલો ઉઠો."

જ્યોતિસિંહે પોતાના મનમાં એમ વિચારી લીધું હતું કે, હવે

પોતાનો બચાવ થઈ શકે એમ નથી; છતાં તે હિમ્મત હારી બેઠો નહિ. આ સમયે તેણે ચુપકીદીથી હરનામસિંહની સાથે જવું જ વ્યાજબી વિચાર્યું.

જ્યોતિસિંહને સાથે લઇને હરનામસિંહ જે ઓરડીમાંથી સુરંગનો રસ્તો હતો એ ઓરડીમાં ગયો. એ ઓરડીની દિવાલમાં ન્હાની ન્હાની કેટલીક આલમારીઓ હતી. હરનામસિંહે એમાંની એક આલમારી ઉઘાડી તો માલૂમ પડયું કે, એ બીજી ઓરડીમાં જવાનું દ્વાર છે. હરનામસિંહ અને જ્યોતિસિંહ એ બીજી ઓરડીમાં ગયા, કે જેમાં પુષ્કળ અંધકાર હતો. એ ઓરડીની લંબાઈ પહોળાંઈ સંબંધી જ્યોતિસિંહ પોતાના મન સાથે કશો નિશ્ચય કરી શકયો નહિ. દશ બાર ડગલાં ભર્યા પછી હરનામસિંહે જ્યોતિસિંહનું કાંડું પકડીને કહ્યું:—
“ બેસી જાઓ. ”

ત્યાં બેસતાં જ એ જમીન હાલતી હોય એમ લાગ્યું. પછીથી હરનામસિંહે કોઇ કળ ફેરવી હોય એવો અવાજ જ્યોતિસિંહના સાંભળવામાં આવ્યો. જે જમીનના ટુકડાપર બન્ને બહુરૂપીઓ બેઠેલા હતા. તે એકાએક નીચે ઉતરવામાં લાગ્યો, તથા થોડા સમય પછી બન્ને જણા બીજી જમીનપર જઈને રોકાયા. હરનામસિંહે હાથ પકડીને જ્યોતિસિંહને ઉભો કર્યો તથા દશ ડગલાં ગયા પછી તેણે એનો હાથ છોડી દીધો. પછીથી પાછો ગડગડાટ સાંભળવામાં આવતાં જ્યોતિસિંહ સમજી ગયો કે, પેલો જમીનનો જે કડકો નીચે ઉતરી પડયો હતો તે ઉપર ચઢી ગયેલો હોવો જોઇએ. હવે સ્હામેની બાજુએ પ્રકાશનો વિસ્તાર થયેલો જ્યોતિસિંહે જોયો. તેણે તે તરફ જવા માંડયું; પરંતુ હરનામસિંહના પગનો અવાજ સાંભમવામાં આવ્યો નહિ તથા તેણે તેને હાંક મારી. તેની હાંકનો ઉત્તર તેને મળ્યો

નહિ; હવે તેનો એવો નિશ્ચય થઇ ગયો કે, પોતાને અત્રે કેદ કરીને હરનામસિંહ ચાલ્યો ગયો છે. લાચાર બની જઇને જ્યોતિસિંહ જે તરફથી પ્રકાશ જોવામાં આવતો હતો એ તરફ જવા લાગ્યો. પચાસ ડગલાં ભર્યાં પછી એક દરવાજા પાસે તે ઉપસ્થિત થયો. દરવાજામાંથી બ્હાર નીકળતાં પોતાને [illegible] એક [illegible]માં આવી પહોંચેલો જોયો.

આ બાગ નવપલ્લવિત હોઈ પુષ્પક્યારાઓમાં થોડા સમય ઉપર જ છંટકાવ કરવામાં આવ્યો હોય એમ લાગતું હતું; છતાં માળી કે બીજું એકે માણસ ત્યાં જોવામાં આવતું નહોતું. આ બાગમાં પુષ્પોના કરતાં મેવાનાં વૃક્ષો વિશેષ સંખ્યામાં હતાં, તથા એમાં એક ન્હાની નહેર પણ હતી એ નહેરનું જળ મોતીના જેવું સ્વચ્છ હતું. બાગના મધ્ય ભાગમાં એક ઉંચો બુરજ આવેલો હતો, તથા તેની ચોતરફ કેટલાંક મકાનો ઓરડાઓ, ઓરડીઓ વગેરે આવેલું હતું. આ સ્થળનું વર્ણન અમે કરી ચુક્યા છીએ. જ્યોતિસિંહ સુસ્ત અને ઉદાસ બની જઈ નહેરના કિનારે બેસી ગયો, તથા પોતાના મન સાથે વિવિધ વિચાર કરવા લાગ્યો. હવે બિહારીસિંહ તરીકે તે પોતાને ઓળખાવી શકે તેમ નહોતો, એનો અવશિષ્ટ રહેલો ભેદ પણ હરનામસિંહ સાથે બાગમાં આવવાથી ખુલ્લો થઇ ગયો હતો. ખરો બિહારીસિંહ હરનામસિંહની સાથે ચુપકીદીથી અપરિચિત માણસની માફક અત્રે આવે ખરો કે? આ પ્રકાર જ્યોતિસિંહ પણ જાણતો હતો, તથા પોતાને કેદ કરવામાં આવ્યો છે એમ પણ તે સમજી ગયો હતો. થોડા સમય પછી એ સ્થળે આવેલાં મકાનો જોવાના વિચારથી તે ઉઠયો પરંતુ જે મકાનના પ્રવેશદ્વાર મ્હોટા અક્ષરે બીજો નંબર લખવામાં આવ્યો હતો તે સિવાય સઘળાં મકાનો અને ઓરડીઓ વગેરેને તેણે બંધ જોયાં. બીજા નંબરનું મકાન નજરે પડતાંજ

પોતાને માટે માયાલિનીએ એ મકાનનો જ ઉલ્લેખ કર્યો હતો એમ તે સમજી શકયો. એ મકાનમાં એક દરવાજો તથા ન્હાની ન્હાની કેટલીક બારીઓ હતી. અંદર જમીન પર ગાલિચો નાખવામાં આવેલો હોઇ દિવાલને અડતા કેટલાક તકીઆઓ પણ પડી રહ્યા હતા. જ્યોતિસિંહે આ મકાન જ પોતાનું કારાગૃહ છે એમ જાણી લીધું.

## પ્રકરણ ૨૩ મું.

### કૃષ્ણુલાલની કર્મકથા.

એક પ્રહર રાત્રી વીતી ગઈ હતી. દીપક સળગાવવાનું સાધન નહિ હોવાથી જ્યોતિસિંહ બે નંબરવાળા મકાનમાં અંધકારમાં જ એક તકીઆપર માથું ગોઠવીને સૂઇ રહ્યો હતો. વિચારોની વિશેષતાથી તેનાં નેત્રોમાં નિદ્રા આવતી નહોતી. તે એકાગ્રદષ્ટિથી દ્વાર તરફ જોઇ રહ્યો હતો. એવામાં સ્હામે આવેલાં વૃક્ષોની ઝાડીમાં તે પ્રકાશનો વિસ્તાર થયેલો જોઈ શકયો. થોડા સમયમાં જ તેણે એક માણુસને હાથ મંદીપક લઈને, પોતે જે મકાનમાં હતો એ મકાન તરફ આવેલો જોયો. આશ્ચર્યચકિત બની જઇ જ્યોતિસિંહ બેઠો થયો. એવામાં એ માણુસે દ્વાર પાસે આવી પહોંચી હાથમાંના દીપકને એ સ્થળે મૂકીને કહ્યું:—
“ નમસ્કાર મહાશય! ”

એ માણુસ ઠીંગણો હોઈ શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તેણે એક સિપાહીના જેવો પહેરવેષ પહેરેલો હતો. ટૂંકા વાળની ભરાવદાર દાઢીથી તેના ચહેરાનો ઘણોખરો ભાગ ઢંકાઈ ગયેલો હતો. એ કોઇ બહુરૂપી ગુપ્ત વેષ ધારણુ કરીને પોતાની પાસે આવ્યો હશે એમ વિચા-

રીને જ્યોતિસિંહે તેને નમસ્કાર કર્યો; જેથી આવેલા માણસે કહ્યું:-
"ગુરુજી! આપે દીવાનાપણું તો બરાબર કરી દેખાડ્યું; પરંતુ થોડી ઉતાવળ કરીને બાજી બગાડી નાખી!"

જ્યોતિસિંહ:-દીવાનાપણું કેવું અને ઉતાવળ કેવી?!

આવેલા માણસે હસીને કહ્યું:—"આપ આવી રીતે અજાણ્યા ન બની જાઓ. હું પણ જાણું છું કે દીવાનો બન્યા સિવાય કોઇ પણ બહુરૂપી માંયાવિનીના બાગમાં આવી શકે તેમ નથી; છતાં જો આપ ત્રણ ચાર દિવસ સુધી જ દીવાના જ રહ્યા હોત તો બિહારીસિંહનું કાંઈ ચાલત નહિ. તથા ત્રીજા અને ચોથા ભાગના બાગ સંબંધીનો કશો, ભેદ આપને પૂછવામાં આવત નહિ."

જ્યોતિસિંહ:—તમે શું કહેવાને ઇચ્છો છો તથા મ્હારી પાસે શા માટે આવ્યા છો?

સિપાહી:—હું આપની હકીકત જાણી આપને મદદ કરવાના ઉદ્દેશથી જ અત્રે આવ્યો છું.

જ્યોતિસિંહ:—મ્હારી હકીકતમાં હું શું કહું? હું બિહારીસિંહ જ છું?

સિપાહીએ હસીને કહ્યું:—"વાહ! હજી સુધી આપનો મિજાજ ઠેકાણે આવ્યો હોય એમ લાગતું નથી. હું પુનઃ કહું છું કે આપ મ્હારાપર વિશ્વાસ રાખો, તથા આપનો ખરોપરિચય આપ મ્હને આપો."

જ્યોતિસિંહ:—પરંતુ હું તમારાપર એકાએક કેવી રીતે વિશ્વાસ મૂકી શકું?

સિપાહી:-હા, ખરું છે. બહુરૂપીઓએ ખાત્રી કર્યા સિવાય કોઇનાપર વિશ્વાસ મૂકવો જોઇએ નહિ; પરંતુ મ્હારી પાસે એવી વસ્તુ છે કે, આપને મ્હારાપર વિશ્વાસ મૂકવો જ પડશે.

જ્યોતિસિંહ:—એવી શી વસ્તુ તમારી પાસે છે?

સિપાહી:—નેમચી રિક્તગ્રંથ*

જ્યોતિ:—આ વળી વિશેષ આશ્ચર્ય પામવા જેવી વાત છે; પરંતુ હું એમ ધારું છું કે, જો તમે ચોર હોત તો આવી બહાદુરી તથા નિર્ભયતાથી મ્હારી સાથે વાત કરત નહિ, છતાં મ્હારે એ તો જાણવું જોઈએ કે તમે કોણ છો? શું પેલું લોહીથી લખાયલું પુસ્તક તમારી પાસે છે?

સિપાહી:—જી ના. જો એ પુસ્તક મ્હારી પાસે હોત તો ક્યારનુંય મહારાણા વિરસિંહજી પાસે પહોંચી ગયું હોત.

જ્યોતિ:—ત્યારે પછી આ શબ્દ તમે ક્યાંથી સાંભળ્યો?

સિપાહી:—મહારાણા વીરસિંહજીના પક્ષકારો જ્યારે એકબીજાને ઓળખાણ આપવાની જરૂર પડે છે ત્યારે આ જ શબ્દનો ઉપયોગ કરે છે એ આપ સારી રીતે જાણતા હશો.

જ્યોતિ:—હા જાણું છું; તમે પણ વીરસિંહજીના કોઇ પક્ષકાર છો કે?

સિપાહી:—ના... હા...હા...

જ્યોતિસંહે વિરક્ત બની જઈને કહ્યું:—"તમે આવી મશ્કરી મૂકી દઈ સ્પષ્ટતાથી કહો કે, તમે કોણ છો?"

સિપાહી:—જે શબ્દનો મેં પરિચય આપ્યો છે તે શબ્દથી પણ આપ મ્હારાપર વિશ્વાસ નહિ મૂકી શકો કે?

જ્યોતિ: વિશ્વાસ શા માટે ન મૂકી શકું? છતાં તમે જ્યારે

* 'નેમચી રિક્તગ્રંથ' આ બહુરૂપીઓની ભાષાનો શબ્દ છે: એનો અર્થ લોહીથી લખાયલા પુસ્તકનું ઘર થાય છે.

અમારા પક્ષકાર છો ત્યારે પછી મ્હને તમે તમારો પરિચય કેમ આપતા નથી ?

સિપાહીઃ—ત્યારે પ્રથમ આપજ મ્હને આપનો પરિચય આપો.

જ્યોતિઃ—હું જ્યોતિસિંહ જ છું, હવે થયું? હવે તમે તમારો પરિચય આપશો કે નહિ ?

સિપાહીઃ—શા માટે ન આપું? છતાં પ્રથમ મ્હારી એક વાતનો કૃપા કરીને મ્હને ઉત્તર આપો.

જ્યોતિઃ—ઠીક પૂછો.

સિપાહીઃ—જો કોઈ એવો માણસ આપની પાસે આવે કે, જે આપના પક્ષનું નિરંતર સમર્થન કરે, પ્રામાણિકતાથી તેને જે કાર્ય સોંપવામાં આવે તે બજાવે, સ્વકર્ત્તવ્ય બજાવતાં તે મૃત્યુનો ભય પણ ન રાખે; છતાં એના બાપ, દાદા, કાકા, ભાઈ વગેરેમાંથી કોઈએ આપની સાથે ઘણી બુરાઈ કરી હોય તો આપ એના તરફ કેવો વ્યવહાર રાખો?

જ્યોતિઃ—અમારી સાથે જે ભલાઈ કરે છે એને અમે અમારો દિલોજાન દોસ્ત સમજીએ છીએ. એના બાપદાદાની બુરાઇ તરફ અમે ધ્યાન આપતા નથી.

સિપાહીઃ—બરાબર છે, એમજ કરવું જોઇએ. ઠીક ત્યારે સાંભળો કે, આપના આ સેવકનું નામ કૃષ્ણુલાલ છે. હું કાશીજીનો રહેવાસી છું.

જ્યોતિઃ—કૃષ્ણુલાલ !

સિપાહીઃ—જી હા; છતાં મ્હારી કર્મકથા અત્યંત અદ્‌ભુત અને આશ્ચર્યજનક છે.

જ્યોતિઃ—તમારું નામ પહેલાં કોઇ પ્રસંગે મ્હારા સાંભળવામાં આવ્યું હોય એમ મ્હને લાગે છે; છતાં ક્યારે ક્યાં સાંભળ્યું છે એ મ્હને યાદ નથી. તમારી કથા અદ્‌ભુત હશે એમાં કાંઈ શક નથી.

તમે બની શકે એટલી ત્વરાથી તમારી આશ્ચર્યજનક કર્મકથા મ્હને કહી સંભળાવો.

કૃષ્ણુલાલઃ—વારું, હું જે કાંઈ કહું તે આપ ધ્યાનથી સાંભળો. જો કે મ્હારી કર્મકથા કહેવા જતાં જે કાર્ય કરવાને હું આવ્યો છું તે કરવામાં ઘણો વિલંબ થશે; છતાં એ કર્મકથા સાંભળી આપ આપનું કાર્ય ઘણી સહેલાઇથી કરી શકશો, તથા અહીંનો ઘણોખરો ભેદ આપના જાણુવામાં આવી જશે.

આમ કહીને કૃષ્ણુલાલે પોતાની આશ્ચર્યજનક કર્મકથા કહેવા માંડી કેઃ—" મ્હારી બાલ્યાવસ્થાનો સમય ઘણુા સુખમાં પસાર થતો હતો. મ્હારા ઘરમાં કોઇ પણ વસ્તુની ખોટ નહોતી. ખોરાક માટે સારી સારી ચીજો, પહેરવાને માટે જોઈએ એવાં સુંદર વસ્ત્રો વગેરે સર્વ મ્હને મળતું હતું. મ્હારો મ્હારા પિતાના કરતાં માતા તરફ વિશેષ પ્રેમ હતો; કેમ કે, મ્હારા પિતા કોઈ શહેરમાં એક રાજાને ત્યાં નોકર હતા. ચાર ચાર મહિનાના અને ક્વચિત્ એક એક વર્ષના અંતરે તેઓ ઘેર આવતા હતા, અને પાંચ દશ દિવસ ઘેર રહીને પાછા નોકરીપર ચાલ્યા જતા હતા. એમની સંપૂર્ણ હકીકત પછીથી આપના જાણુવામાં આવશે. મ્હારા પિતાનો મ્હારી માતાપર અત્યંત અનુરાગ હતો. તેઓ જ્યારે જ્યારે ઘેર આવતા ત્યારે પુષ્કળ દ્રવ્ય અને બીજી કેટલીક મૂલ્યવાન્ વસ્તુઓ લઇ આવતા હતા. આમ હોવાથી અમે સંપૂર્ણ સુખ સ્વચ્છંદતામાં રહી પુષ્કળ ઠાઠમાઠમાં અમારા દિવસો પસાર કરતાં હતાં.

" જે વૃદ્ધા દાસીના ખોળામાં હું બાળક્રીડા કર્યા કરતો એ ઘણી પ્રામાણિક સ્ત્રી હતી. એની ભગિની અમારી પાડોશમાં રહેતા એક જમીનદારને ત્યાં રહેતી હતી, તથા એ જમીનદારની કન્યાને

સંભાળતી હતી. અમારી દાસી મ્હને લઇને વારંવાર એ જમીનદારને ત્યાં જતી હતી અને કવચિત્ કવચિત્ એની ભગિની જમીનદારની કન્યાને લઈ અમારે ત્યાં આવતી હતી. આથી એ કન્યા અને હું હમ્મેશાં સાથે રમતાં હોવાથી અમારો એક બીજાંનો બાલ્યસ્નેહ બંધાયો. એ સ્નેહ દિવસે દિવસે વૃદ્ધિંગત થવા લાગ્યો. એ કન્યા મ્હારાથી બે વર્ષે ન્હાની હોઇ તેનું નામ યશોદા હતું. મ્હારું નામ કૃષ્ણુલાલ હતું; પરંતુ ઘરનાં માણુસો મ્હને કૃષ્ણુ કહીને બોલાવતાં હતાં. યશોદા અલૌકિક રૂપલાવણ્યસંપન્ના હતી; છતાં અફસોસનો વિષય એ હતો કે, જન્મથી જ તે બહેરી અને બોબડી હતી. આમ હોવા છતાં અમને બન્નેને એક બીજાને મળ્યા સિવાય એકકે દિવસ ચાલી શકતું નહિ. જે શિક્ષાગુરુ મ્હને શિક્ષણુ આપવાને આપતા હતા તેમની પાસે ભણુવું મ્હને ગમતું નહોતું. રાત્રિ દિવસ હું રૂપસુંદરી યશોદાના સહવાસમાં રહેવાને જ ઇચ્છતો હતો.

"જ્યારે મ્હારી ઉમ્મર દશ વર્ષની થઇ ત્યારે પોતાના પારકાનો ભેદ હું બરાબર સમજવા લાગ્યો. મ્હારા પિતાનું નામ રઘુવીરસિંહ હતું. તેઓ ઘણા કાળ સુધી ઘેર આવતા નહિ હોવાથી એ સંબંધીનું કારણુ મ્હેં મ્હારી માતાને પૂછ્યું તો મ્હને માલૂમ પડયું કે, તેઓ પોતાની હકીકત કોઇને કહેતા નહિ—મ્હારી માતાથી પણુ તેઓ ઘણી ખરી હકીકત છુપાવી રાખતા હતા. હું માત્ર એટલું જ જાણી શકયો કે, તેઓ એક બહુરૂપી છે, અને કોઇ રાજાને ત્યાં નોકરી કરે છે. ત્યાં મ્હારી એક સાવકી માતા હોઈ તેને એક છોકરો તથા છોકરી છે.

"જ્યારે જ્યારે મ્હારા પિતા ઘેર આવીને દશ પંદર દિવસ રહેતા ત્યારે ત્યારે તેઓ મ્હને ઘણી કાળજીથી બહુરૂપીની વિદ્યાનું શિક્ષણુ આપતા હતા. મ્હને પણુ ભણુવા ગણુવા કરતાં બહુરૂપીની

વિદ્યા શીખવામાં ઘણો આનંદ લાગતો હતો; કેમ કે યશોદાને મળવાના કાર્યમાં બહુરૂપીની વિદ્યા મ્હને ઘણી ઉપયોગી થઇ પડે તેમ હતી. આવી રીતે મ્હારી બાલ્યાવસ્થાનો સમય પસાર થઇ ગયો. એ સમય દરમ્યાન બહુરૂપીની વિદ્યાનું મ્હેં ઘણું સારું શિક્ષણ મેળવી લીધું.

" એક રાત્રે હું મ્હારા મકાનના નીચેના ખંડમાં પલંગમાં સુઇ રહ્યો હતો અને યશોદા સંબંધી વિવિધ વિચારો કરી રહ્યો હતો. પ્રણયની વ્યથાથી નિદ્રાદેવી મ્હારાપર કૃપા કરતી નહોતી. દિવાલપર લટકતી તસ્વીરો તરફ દૃષ્ટિ રાખી હું મ્હારી પ્રણયપ્રતિમાનું સ્મરણ કરી રહ્યો હતો. એવામાં છતપરથી ધમધમાટનો અવાજ મ્હારા સાંભળવામાં આવ્યો. કોઈ દાસી કાંઇ જરૂરી કામને લીધે ઉઠી હશે એમ ધારી થોડો વખત હું નિશ્ચિંત રહ્યો; પરંતુ થોડા સમય પછી કોઈ માણસ દાદરપરથી નીચે ઉતરતું હોય એવો મ્હને ભાસ થયો. એના પગનો અવાજ ભારે હોવાથી તે કોઇ પુરુષ હોય એમ મ્હને લાગ્યું. આવા સમયે એક પરપુરુષ મ્હારા મકાનમાં કેમ આવ્યો હશે એ વિચારથી હુ ઘણો વિસ્મિત બની ગયો; કેમ કે, એ સમયે મ્હારા પિતા ઘેર નહોતા. લગભગ બે મહિનાથી તેઓ નોકરીપર ગયેલા હતા.

" બરાબર તપાસ કરવાના ઉદ્દેશથી હું પલંગમાંથી ઉઠી ઉભો થયો. પલંગનો અવાજ તથા મ્હારા પગનો અવાજ સાંભળી એ માણસ સ્ફુર્તિથી દાદર ઉતરીને ચૉકમાં આવ્યો, તથા હું મ્હારા શયનગૃહની બ્હાર નીકળીને તેને જોઉં ત્યાં સુધીમાં તો તે પ્રવેશદ્વાર ઉઘાડી મકાનની બ્હાર નીકળી પડયો, તથા એ માણસને મ્હેં ચાલ્યો જતો જોયો. એ સમયે અમારા જે નોકરો દરવાજાપર રહેતા હતા તેઓ ગાઢ નિદ્રામાં હતા; છતાં ત્વરાથી તેમને જાગ્રત કરીને હું એકલો જ એ માણસની પાછળ પડયો.

" એ માણસે કાળી ચાદરમાં પોતાનું શરીર છુપાવેલું હોઈ ઘણી ઝડપથી તે નાસતો હતો. આવી રીતે નાસતો નાસતો તે મયદાન તરફ જવા લાગ્યો. જ્યારે હું તેની સહજ પાસે ગયો ત્યારે તેના માથાપર કાળી ચાદરથી બાંધેલી એક પોટલી મ્હેં જોઇ; જેથી મ્હારા ઘરમાં ચોરી કરીને તે નાસી જતો હશે એમ મ્હેં ધાર્યું. એક વખત મ્હારા મનમાં એવો વિચાર આવ્યો કે, શોરબકોર કરીને હું લોકોને એકઠાં કરું કે જેથી એ ચોર જલ્દી પકડાઇ જાય; પરંતુ એ સાથે જ મનમાં બીજો વિચાર આવવાથી મ્હેં એમ કર્યું નહિ.

" એક કલાક સુધી હું એ માણસની પાછળ પાછળ ચાલ્યો ગયો. એ સમય દરમ્યાન હું એવા સ્થળે જઇ પહોંચ્યો કે, જ્યાં શહેરની બ્હાર આવેલું મયદાન હતું. એ મયદાનની એક બાજુએ આમલીઓનાં વૃક્ષો એટલી બધી સંખ્યામાં આવેલાં હતાં કે, ત્યાં સંપૂર્ણ અંધકાર થઇ રહેલો હતો. ત્યાં જતાં મ્હેં બીજા દશ માણસોને એક સમાધિ પાસે બેસી રહી એક :બીજાની સાથે વાતચિત કરતા જોયા. જ્યારે પેલો નાસતો માણસ એ દશ માણસોની પાસે જઈ પહોંચ્યો ત્યારે તેઓમાંના બે જણે પૂછ્યું:—" કહો જોઇએ આ વખતે કોને લઈ આવ્યા છો ? " આના ઉત્તરમાં એ માણસે કહ્યું:— " કૃષ્ણલાલની માતાને. "

" જ્યારે આ ઉત્તર મ્હારા સાંભળવામાં આવ્યો હશે, ત્યારે મ્હારી સ્થિતિ કેવી થઇ ગઈ હશે એની કલ્પના આપ કરી શકો છો કે ? અત્યાર સુધી હું એમજ ધારતો હતો કે, એ ચોર મ્હારે ત્યાંથી થોડો સરસામાન ચોરી જાય છે; પરંતુ જ્યારે એ કમબખ્તના મુખે મ્હેં એમ સાંભળ્યું કે, એ મ્હારી માતાને ઉપાડી લાવ્યો છે ત્યારે મ્હારા મસ્તકપર જાણે કે વજ્રાઘાત થયો. મ્હેં એને શહેરની

મ્હાર નીકળી જવાનો સુયોગ આપેલો હોવાથી એ માટે મ્હને ઘણો અફસોસ થયો. એ લોકો એવા સ્થળે હતા કે, ત્યાંથી જો બૂમો પાડી હોત તો તે તેમના સિવાય બીજા કોઈના સાંભળવામાં આવત નહિ. આમ હોવાથી મહા મુસ્કેલીએ મ્હેં આત્મસંવરણ કર્યું. ચુપકીદીથી એક વૃક્ષના થડ પાછળ છુપાઈ રહીને એ લોકો શું કરે છે તે હું જોવા લાગ્યો, તથા હવે શું કરવું એ સંબંધીનો વિચાર મ્હારા મન સાથે કરવા લાગ્યો.

" જે સમાધિ પાસે એ માણુસો બેઠેલા હતા તે ઘણી મજબૂત તથા મ્હોટી હતી. એ સમયે મ્હને એમ માલૂમ પડ્યું કે, એ સમાધિમાં કોઈ રસ્તો પણ હોવો જોઇએ; કેમ કે અલ્પકાળમાં જ એ લોકો એ સમાધિમાં ઉતરી પડી અદૃશ્ય થઈ ગયા.

" એક કલાક સુધી એમની રાહ જોઇને હું એ સમાધિ પાસે ગયો તથા તેની ચોતરફ ફરી ધ્યાનથી જોવા લાગ્યો; છતાં એમાં કોઈ એવું દ્વાર કે છિદ્ર જોવામાં આવ્યું નહિ કે, જેમાંથી મનુષ્ય અંદર પ્રવેશ કરી શકે. એ સમાધિને હું સારી રીતે ઓળખતો હતો. એના સંબંધી કાંઈ ખોટી કલ્પના કોઇના પણ અંતરમાં નહિ આવી હોય ! કેટલાંક માણસો ત્યાં માનતા માનવા અને પ્રાયઃ પૂજા કરવા આવતાં હતાં; પરંતુ આજે મ્હને માલૂમ પડ્યું કે, એ સમાધિ વાસ્તવિક રીતે ખૂનીઓનો અડ્ડો હતો !

" મ્હેં ઘણુંય માથું ફોડ્યું; કિન્તુ કાંઈ વળ્યું નહિ. પછીથી આ વર્તમાન લોકોને જણાવી સમાધિ ખોદાવી નખાવી કેટલાક માણસોને સાથે લઇ માતાની શોધ કરવા જવાના વિચારથી હું પાછો ફર્યો. જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે ઘણી થોડી રાત્રિ બાકી રહી હતી.

મ્હારી ચિંતાની વાત મ્હારા નોકરોને જણાવવાનો મ્હારો વિચાર હતો; છતાં ઘેર જતાં જ વળી બીજો જ પ્રકાર બનેલો મ્હને માલૂમ પડ્યો. જે વૃદ્ધા દાસી બાલ્યાવસ્થામાં મ્હારું લાલનપાલન કરતી હતી તે આ સમયે મકાનના પ્રવેશદ્વારના ઓટલા પાસે બેસી, મ્હને એકલો જવા દીધેલો હોવાથી નોકરોને ધમકાવતી હતી, એવામાં એક નોકરે મ્હને પાછો ફરેલો જોઇને તેણે તેને કહ્યું, ‘ લ્યો કૃષ્ણલાલભાઈ આવી પહોંચ્યા છે. તમે વિના કારણ શા માટે અમને ઠપકો આપો છો !’ મ્હેં પણ ત્યાં જઇને કહ્યું:—‘ શા માટે આવી ધાંધળ મચાવી છે ? !’ મ્હારા આ વાકયના ઉત્તરમાં દાસીએ કહ્યું:— ‘ તમે કાંઇ કહ્યા સિવાય ગુપચુપ અહીંથી ચાલ્યા ગયેલા હોવાથી તમારાં માતાજીએ રડારોળ કરી મૂકી છે. આવી રીતે રાત્રિના સમયે મરજી પડે ત્યાં એકલા જવું એ ઠીક નથી. તમે તમારાં માતાજી પાસે જઇને એમની હાલત તો જુઓ !’ મ્હેં પૂછ્યું:—‘ માતાજી કયાં છે ? ’ દાસીએ કહ્યું,— ‘ ઘરમાં છે. ’

“ આવો ઉત્તર સાંભળી હું ગંભીર વિચારમાં પડી ગયો. ત્યાં પેલા બદમાશના મુખમાંથી જે વાકય મ્હારા સાંભળવામાં આવ્યું હતું તે ઉપરથી મ્હારો એવો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કે, એ મ્હારી માતાને ઉપાડી ગયો હતો; છતાં ઘેર આવીને હું એવું સાંભળું છું કે, મ્હારી માતા ઘરમાં જ છે. હશે, મ્હેં મ્હારા મનની હકીકત કોઈને કહી નહિ, તથા જે ઓરડામાં મ્હારી માતા રહેતી હતી ત્યાં ચુપ-ચાપ ચાલ્યો ગયો. મ્હેં એને પલંગમાં પડી રહીને રુદન કરતી જોઇ. મ્હેં ગભરાઈ જઇને તેને પૂછ્યું:—‘ શા સમાચાર છે ? ’ તે કાંઇ બોલી નહિ. મ્હેં તેના માથામાં ઘા પડેલો તથા એમાંથી લોહી વહી જતું જોયું. મ્હેં એને આવી સ્થિતિ થવાનું કારણ પૂછ્યું એટલે એણે

કહ્યું, 'જ્યારે મ્હેં એમ સાંભળ્યું કે, તું ઘરમાં નથી ત્યારે તને શોધવા માટે તત્કાળ ગભરાઇ જઇને હું નીચે ઉતરી. દાદરપરથી ઉતરતાં પગથીઉં ભૂલી જવાથી હું ધરાશાયિની થઈ ગઇ, જેથી મ્હારા માથામાં વાગ્યું છે.' મ્હેં કહ્યું, 'આપણા ઘરમાંથી એક ચોરને માથાપર કાંઇ ઉંચકીને ચાલ્યો જતો જોઇ હું તેની પાછળ પાછળ ગયો હતો.' આ સાંભળી મ્હારી માતાએ સહજ ગભરાઈને પૂછ્યું:—'આપણા મકાનમાંથી કોઈ ચોરને બ્હાર ચાલ્યો જતો ત્હેં જોયો હતો ?' મ્હેં કહ્યું, 'હા એક વખત તો મ્હેં કહ્યું કે, હું એની પાછળ પાછળ ગયો હતો.' મ્હારી માતાએ પૂછ્યું:—"એની પાછળ પાછળ તું ક્યાં સુધી ગયો હતો ? એનું ઘર તું જોઈ આવ્યો છે કે ?' મ્હેં કહ્યું, 'ના—થોડે દૂર ગયા પછી તે કોઇ ગલીકુંચીમા અદૃશ્ય થઇ ગયો. મ્હેં એની ઘણી શોધ કરી; છતાં પત્તો લાગ્યો નહિ, તેથી લાચારીથી હું ઘેર પાછો આવ્યો.' આમ કહી દાસીને ઉદ્દેશીને મ્હેં કહ્યું, 'ઘરમાંથી શી શી વસ્તુઓ ચોરાઇ છે એ માલૂમ પડ્યું કે ?' દાસીએ આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું, 'અહીંથી તો કોઈ વસ્તુ ચોરાઈ હોય એમ લાગતું નથી !' આ ઉત્તર સાંભળી ચુપકીદીથી હું નીચે ઉતરી પડ્યો તથા ઘરમાં ચોતરફ ફરીને તપાસ કરવા લાગ્યો. જે ઘરમાં ખજાનો રહેતો હતો એ ઘર કિંવા ઓરડો પણ તાળું વાસેલો હતો. વળી કેટલીક મૂલ્યવાન્ વસ્તુઓ કે જે સામાન્ય રીતે ખુલ્લાં કબાટો વગેરેમાં પડી રહેતી હતી તે પણ આ સમયે યથાસ્થાને મ્હારા જોવામાં આવી. લાચારીથી હું મ્હારા પલંગમાં જઇને સુઇ રહ્યો, અને અસંખ્ય વિચારો કરવા લાગ્યો. આ સમયે રાત્રિ ઘણી વીતી ગઇ હતી, તથા પ્રભાતકાળના પ્રકાશનો વિસ્તાર મકાનમાં ધીમે ધીમે થવા લાગ્યો હતો. એ ઉપરથી થોડા સમયમાં જ ભગવાન્ સૂર્ય-

નારાયણનો ઉદય થશે એવો ભાસ થતો હતો.

" ઉપરનો બનાવ બન્યાને કેટલાક મહિના વીતી ગયા. મ્હેં મ્હારા અંતરની હકીકત કોઇને કહી નહિ; છતાં એ પ્રકારનું રહસ્ય જાણવાનો મ્હારો પ્રયાસ ગુપ્ત રીતે ચાલૂ જ હતો. ચાલચલણ, વાતચિત અને સ્નેહ વગેરે તરફ ધ્યાન આપવાથી મ્હને એમ માલૂમ પડ્યું કે, હમણાં મ્હારી માતા તરીકે જે સ્ત્રી મ્હારા મકાનમાં હતી તે ખરી રીતે મ્હારી માતા નથી; પરંતુ તે કોઇ વેષધારિણી છે. હું એ વેષધારિણી સ્ત્રી મ્હારી માતા તરીકે શા હેતુથી મ્હારા મકાનમાં રહે છે એ વિષય સંબંધીની પણ છુપી રીતે તપાસ કરવા લાગ્યો. એના સહવાસમાં રહેવાનું હોવાથી હું મ્હારા જીવનનું રક્ષણ કરવા માટે હરેક પ્રકારની સાવધાનતા રાખતો હતો. એ સમય દરમ્યાન યશોદાએ પણ મ્હારાપરનો તેનો પ્રેમ ઘણો વધારી દીધો. જો કે, એની રીતભાત માટે મ્હારા મનમાં શંકા રહેતી હતી; છતાં હું એના પ્રેમથી દૃષ્ટિહીન—અંધ બની ગયો હતો.

" એક ભણેલી ગણેલી, બુદ્ધિમતી નવયુવતીએ યશોદા બહેરી તેમજ બોબડી હોવા છતાં ઇશારાથી તેને લખતાં વાંચતાં શીખવાડવાનું કાર્ય પોતાના માથે ઉપાડી લીધું હતું, અને વાસ્તવિક રીતે તેણે એ કાર્ય ઘણી ચાલાકીથી પાર ઉતાર્યું. યશોદા તેની પાસે સારી રીતે લખતાં વાંચતાં શીખી ગઈ. એ નવયુવતીદ્વારા યશોદાએ લખેલો વિરહવેદનાવિષયક કિંવા પ્રણય યાચના વિષયક પત્ર મ્હને મળતો હતો અને મ્હારો ઉત્તર પણ એ નવયુવતીદ્વારા જ યશોદાને મળતો હતો. ઉપર દર્શાવેલો બનાવ બન્યા પછી યશોદાનો જે પત્ર મ્હારી પાસે આવતો હતો એના અક્ષરો જૂદી જાતના હતા; પરંતુ એ સમયે

તે તરફ મ્હેં વિશેષ ધ્યાન આપ્યું નહિ.

"હવે ઉપરોક્ત બનાવ બન્યાને છ માસ કરતાં પણ વિશેષ સમય થઇ ગયો. એ છ માસ દરમ્યાન કેટલીક વખત મ્હારા પિતા ઘેર આવ્યા તથા થોડા થોડા દિવસ રહીને ચાલ્યા ગયા. ઘરના વિષયોમાં એવો ફર્ક પડી ગયો કે, મ્હારા પિતા મ્હારી માતા પર વિશેષ પ્રેમ કરવા લાગ્યા; પરંતુ મ્હારી બનાવટી માતા વિવિધ પ્રકારની વસ્તુઓની માગણી કરીને તેમને હયરાન કરવા લાગી.

"જ્યારે મ્હારા પિતા ઘેર હતા ત્યારે એક દિવસે મધ્યરાત્રે મ્હારા પિતા અને માતા વચ્ચે ખટપટ ચાલી રહી હતી. એ સમયે હું જાગતો હતો. એમની ખટપટનું કારણ કોઇ પણ રીતે જાણી લેવાનો વિચાર મ્હારા અંતરમાં ઉપજ્યો. અંતે મ્હેં મ્હારો વિચાર પૂર્ણ કર્યો. હું ધીમેથી ઉઠીને જે ઓરડામાં તેમની બન્નેની ખટપટ ચાલતી હતી એ ઓરડા પાસે ગયો. એ ઓરડાને ત્રણ દ્વાર હોઈ તેમાંનું એક ખુલ્લું હતું. એ ખુલ્લા દ્વારપર પર્દો ઝૂલી રહ્યો હતો. એ ખુલ્લા દ્વારની બીજી તરફ જે બંધ દ્વાર હતું ત્યાં જઈ જમીનપર સૂઇ જઇને એમની બન્નેની વાતચિત હું સાંભળવા લાગ્યો. એ સમયે મ્હેં જે કાંઇ સાંભળ્યું તેનું વર્ણન હું અત્રે કરું છું. મ્હારી માતાએ કહ્યું, 'જ્યાર તમને મ્હારો વિશ્વાસ નથી ત્યારે શું મ્હોડું લઇને કહોછો કે મ્હેં ત્હારે માટે આમ કર્યું ને તેમ કર્યું ?' 'મ્હારા પિતાએ કહ્યું, 'ત્હારા માટે મેં મ્હારો જીવ સુદ્ધાં જોખમમાં નાખ્યો છે તથા જીવનપર્યંતને માટે મ્હેં મ્હારું નામ કલંકિત કર્યું છે. હવે હું મરવાને લાયક રહ્યું નહિ તથા જીવિત સ્થિતિમાં કોઇને મ્હોં બતાવી શકું નહિ એવી ત્હારી ઇચ્છા છે.' માતાએ કહ્યું; 'તમે જેમ ફાવે તેમ કહો, પરંતુ તમે

કહો છો એવી મ્હારી ઇચ્છા નથી. શું એ પુસ્તકને હું ખાઇ જઈશ અથવા તો બીજા કોઇને આપી દઇશ કે ? જાઓ તમે એ પુસ્તક લઇ જઇને તમારી વ્હાલી પ્રિયાને ભેટ આપો.' આ સમયે સહજ ક્રોધે ભરાઈ મ્હારા પિતાએ કહ્યું, 'મ્હારી એ સ્ત્રી કે જેનો તું ઉપહાસ કરે છે એ ત્હારા જેવી દુરાગ્રહી નથી. એણે મને રાણા વિરસિંહજીને ત્યાં ચોરી કરવાનું કહ્યું નથી, તથા એ મ્હને તિલિસ્મીનો તમાશો દેખાડવાને પણ ઇચ્છતી નથી.' માતાએ કહ્યું, 'એના જેવી એક કંગાલ છોકરી એટલી બધી હિમ્મત કેવી રીતે કરી શકે?' પિતા બોલ્યા, "ખરું છે, એ મ્હારો જીવ લેવાની હિમ્મત કેવી રીતે કરી શકે?"

"પછીથી થોડી વાતચિત એટલા બધા ધીમા સ્વરે થઈ કે તે હું સ્પષ્ટતાથી સાંભળી શક્યો નહિ. અંતે મારા પિતા એમ કહીને ચુપ થઈ ગયા કે, 'હશે. મ્હારા નસીબમાં જેટલું દુઃખ ભોગવવાનું લખ્યું હશે તેટલું હું ભોગવી લઈશ. લે, આ ખૂની પુસ્તક હું તને આપું છું. ચાર પાંચ દિવસમાં હું પાછો આવીશ એટલે તિલિસ્મીનો તમાશો બતાવી દઈશ, તથા ફરીથી આ પુસ્તક કોઈ પણ રીતે રાણા વીરસિંહજીને પહોંચાડી દઈશ.' હવે મ્હારા પિતા બ્હાર નીકળશે એવો વીચાર કરી હું ઉઠી ઉભો થયો તથા ચુપકીદીથી નીચે ઉતરી મ્હારા શયનગૃહમાં આવ્યો. આમ છતાં ઉપરોક્ત વાતચિત સાંભળવામાં આવ્યાથી મ્હારા મનની સ્થિતી અતિ વિચિત્ર થઇ ગઈ હતી. હું ચોક્કસ જાણતો હતો કે, એ મ્હારી માતા નથી, તથા એના પંઝામાં ફસાઈ પડી મ્હારા પિતા કોઇ મહાન્ સંકટમાં સપડાવાની તૈયારી કરે છે. આથી કોઇ પણ રીતે એ પિશાચિનીના પંઝામાંથી મ્હારા પિતાને બચાવવાનો, તથા મ્હારી ખરી માતાનો પત્તો મેળવવાનો મ્હેં વિચાર કર્યો.

"બે કલાક વીતી ગયા; પરંતુ મ્હારા પિતા નીચે ઉતર્યા નહિ તેથી મ્હારી ચિંતા વધી ગઇ. હુ વિચારવા લાગ્યો કે, કદાચ તેમની બન્નેની વચ્ચે પાછી કાંઈ ખટપટ ચાલૂ થઈ હશે. અંતે મ્હારાથી નિશ્ચિંત રહી શકાયું નહિ તેથી મ્હેં મ્હારા ઓરડામાંથી બ્હાર નીકળીને મ્હારા પિતાજીને હાંક મારી. મ્હારી હાંક સાંભળવામાં આવતાં જ તેમણે મ્હારી પાસે આવીને પૂછ્યું 'કેમ ભાઈ! શું છે ?' મ્હેં કહ્યું, 'હું આપને એકાન્તમાં એક ગુપ્ત વાર્તા કહેવાને ઇચ્છુંછું.' પિતાએ કહ્યું 'અહીં ત્હારી વાર્તા કોઇ સાંભળે તેમ નથી; તેથી ત્હારે જે કહેવુ હોય તે કહે ? આમ છતાં તને ડર હોય તો ઉપર આવીને કહે?' મ્હેં કહ્યું, 'ના એ દુષ્ટા કે જેને આપ મ્હારી માતા સમજો છો એના સમક્ષ આપને કાંઇ કહેવાની મ્હારી ઇચ્છા નથી.' મ્હારૂં આ વાક્ય સાંભળી પિતાએ આશ્ચર્ય પામીને કહ્યું, 'શું એ ત્હારી માતા નથી?'

મ્હેં ઉત્તર આપ્યો, 'ના.' પિતાએ પૂર્વવત્ સ્વરે કહ્યું, 'આજે તને શું થઈ ગયું છે કે, તું આમ બોલે છે! શું એણે તને કાંઇ દુઃખ દીધું છે?' મ્હેં ભયસુચક સ્વરે કહ્યું, 'આ સ્થળે આપ મ્હને કાંઇ કહેશો કે પૂછશો નહિ. જો આપ એકાન્તમાં મ્હારી સઘળી હકીકત ધ્યાનથી સાંભળશો તો સઘળો ભેદ આપના જાણવામાં આવી જશે.' આ શબ્દો સાંભળતાં જ મ્હારા પિતાએ ગભરાઈ જઇને મ્હારો હાથ પકડી લીધો, તથા મકાનની બ્હાર પોતાની ખાસ બેઠકમાં લઈ જઇને એ બેઠકખાનાનું દ્વાર બંધ કરી દઇને સઘળી હકીકત મ્હને પૂછી. મ્હેં જે વાર્તાઓ સાંભળી હતી તથા જે અદભૂત બનાવો જોયા હતા તે સંબંધીની સઘળી હકીક્ત તેમને કહી સંભળાવી. એ હકીકત સાંભળવામાં આવતાં તેમની સ્થિતિ અતિ વિચિત્ર થઈ ગઈ.

તેમનું મુખમંડળ ચિંતાતુર અને નિરાશ બની ગયું. થોડા સમય સુધી ચુપ રહી સ્વગત કાંઇ વિચાર કર્યા પછી તેમણે કહ્યું, 'બેશક, હું છેતરાયો છું. એની રીતભાત તથા વર્તણુંક તરફ હવે હું જેટલું ધ્યાન આપું છું તેટલી મ્હારી શંકા દૃઢ થાય છે; પરંતુ અફસોસ કે આ વિષય આટલા સમય સુધી ત્હેં શા માટે મ્હારાથી છુપાવી રાખ્યો? અરેરે! ત્હારી માતા બિચારી હમણાં જીવતી હશે કે મૃત્યુ પામેલી હશે એ કેવી રીતે જાણી શકાય તેમ છે!' આ વાક્યોના ઉત્તરમાં મ્હેં કહ્યું, 'થોડો વિચાર કરી જોશો તો મ્હેં શા માટે આ વિષય આ-ટલા સમય સુધી આપનાથી છુપાવી રાખ્યો છે એ આપ સમજી શકશો. મ્હારી માતા માટે હું નિશ્ચિંત રહ્યો નહોતો. મ્હેં તેની તપાસ માટે ઘણી મહેનત કરી છે; છતાં હજી સુધી મ્હારી મહેનતનું કાંઇ આશાજનક પરિણામ આવ્યું નથી. મ્હારો હજી સુધી એવો વિશ્વાસ છે કે, આ વિશ્વસંસારમાં હજી સુધી તે જીવતી છે.' પિતાશ્રીએ કહ્યું, 'ત્હારી કલ્પના બરાબર છે. એક વેષધારિણી ત્હારી માતાનો વેષ ધારણ કરી પોતાનો ઉદ્દેશ પૂર્ણ કરવાનો પ્રયત્ન કરે છે, અને તે હમણાં આ મકાનમાં હાજર છે. જ્યાં સુધી એનો ઉદ્દેશ પૂર્ણ નહિ થાય ત્યાં સુધી ત્હારી માતાનો જીવ બચશે, એમાં કાંઇ શંકા જેવું નથીજ. અફસોસ! હું ઘણો છેતરાયો છું, અને મ્હારી સઘળી યોગ્યતા ચાલી ગઇ છે! ઠીક, હવે કહે જોઇએ કે, હમણાં એકાએક આ સઘળી હકીકત મ્હને કહેવાનો વિચાર તને ક્યાંથી સૂઝયો?' મ્હેં ઉત્તર આપ્યો, મ્હારા મનમાં આ હકીકત આપને કહેવાની ચિંતા ઘણા સમયથી હતી; પરંતુ આજે કાંઈ ખટપટ ચાલતી હોય એવો ભાસ થવાથી, મ્હારા શયન-ગૃહનો ત્યાગ કરી, સાવધાનતાથી ઉપર આવી ઘણા સમય સુધી મ્હેં છુપાઈ

રહીને આપની તથા મ્હારી વેષધારિણી માતાની વાતચિત સાંભળી લીધી. એ વાતચિત સાંભળી હું એટલું તો સમજી શક્યો કે, એ વેષધારિણી માતાને માટે આપ રાણા વીરસિંહજીનું કોઈ પુસ્તક ચોરી લાવ્યા છો, તથા હવે આપ કોઇ એવું કાર્ય કરવાની તૈયારી કરો છો કે, તેથી કદાચ આપના જીવપર પણ જોખમ આવી પડે. આમ હોવાથી આવા સમયે ચુપ રહેવું મ્હને વ્યાજબી લાગ્યું નહિ. હવે આપ કૃપા કરીને કહો જોઇએ કે, જે પુસ્તક આપ ચોરી લાવ્યા છો એ કેવું છે?' મ્હારાં આ વચનો સાંભળી પિતાજીએ કહ્યું, 'આ સમયે સઘળી હકીકત ખુલાસાથી કહી શકાય તેમ નથી; પરંતુ સંક્ષેપમાં હું તને એટલું કહીને સાવધાન કરું છું કે, એ પ્રાચીન સમયમાં કોઇના લોહીથી લખાયલું પુસ્તક છે. એ પુસ્તક મહારાણા વીરસિંહજીને ત્રિકમી તિલિસ્મીમાંથી મળ્યું હતું. એ તિલિસ્મીમાં કાળા પત્થરોના મંડપમાં એક સિંહાસનપર ન્હાના પત્થરની પેટી હતી. એ પેટીને જે કોઈ સ્પર્શ કરતું તે બેહોશ બની જતું હતું.' મ્હેં કહ્યું, 'બરાબર છે. આ વિષય સંબંધીની હકીકત તો આપ મ્હને ઘણી વખત કહી ચુકયા છો. વળી આપે મ્હને એમ પણ કહ્યું હતું કે, સિંહાસનની ઉપર જે પત્થર હતો એને સ્પર્શ કરનાર મનુષ્ય બેહોશ બની જતું હતું તે વાસ્તવિક રીતે એક પેટી હોઇ એમાંથી કોઇ અદ્‌ભુત વસ્તુ મહારાણા વીરસિંહજીને મળી હતી.' મ્હારા પિતા બોલ્યા, 'બરાબર છે—બરાબર છે—આ સમયે મ્હારું ચિત્ત સ્વસ્થ નથી; એથી હું ઘણી વાતો ભૂલી જાઉં છું. એ પત્થરની પેટીમાંથી એક રક્તગ્રંથ તથા એક શિરપેચ નીકળ્યો હતો.' આ સમયે ઉત્સુકતાથી મ્હેં પૂછ્યું, 'એ રક્તગ્રંથમાં શી હકીકત છે?' પિતાએ ઉત્તર આપ્યો, 'એ તિલિસ્મી મહારાણા વીરસિંહના હાથે તૂટેલું નથી, તથા તે એમના

બન્ને રાજકુમારોને હાથે તૂટવાનું છે.' મ્હેં પૂછ્યું, 'જ્યારે એ પુસ્તકમાં તિલિસ્મીનો ભેદ લખેલો હતો ત્યારે પછી રાણા વીરસિંહજીએ એને કેમ છોડી દીધું ?' મ્હારા પિતાએ ઉત્તર આપ્યો કે, 'માત્ર એ પુસ્તકની સહાયતાથી તિલિસ્મી તૂટી શકે એવું નથી. બાકી એટલું ખરું છે કે, જેની પાસે એ પુસ્તક હોય છે તે તિલિસ્મીનો ઘણો ખરો ભેદ જાણી શકે છે, તથા એની ઇચ્છા હોય તો એ તિલિસ્મીમાં ફરી આવી શકે છે. આ ત્હારી વેષધારિણી માતાએ મ્હારી પાસે એવો દુરાગ્રહ કરવા માંડયો કે, 'મ્હને તિલિસ્મીમાં ફેરવી આવો.' એના આ દુરાગ્રહને લીધે જ મ્હેં આવો અપરાધ કર્યો છે. લાચારીથી મ્હેં એવો વિચાર કર્યો હતો કે, એની ઇચ્છા પૂર્ણ કર્યા પછી એ રકતગ્રંથને હું યથાસ્થળે મૂકી આવીશ; પરંતુ મ્હારા વિચારમાં હું છેતરાયો છું. હવે મ્હને એમ લાગે છે કે, આ સ્ત્રીનો એ તિલિસ્મી સાથે થોડો ઘણો પણ સંબંધ હોવો જોઈએ, અને જો એમજ હોય તો પછી એ પુસ્તક આપણને પાછું મળી શકે એ અસંભવિત છે. અફસોસનો વિષય એ છે કે, જ્યારે એ પુસ્તક ચોરી લઈ હું રાણા વીરસિંહજીના શીશમહેલમાંથી બ્હાર નીકળી પડતો હતો ત્યારે તેમના એક બહુરૂપીએ મ્હને જોઇ લીધો છે. જો એ સમયે એ પુસ્તક મ્હેં ત્યાં જ રહેવા દીધું હોત તો મ્હારી તપાસ થાત નહિ; પરંતુ લલાટલિપિ વૃથા કેમ થાય ?' આટલુ બોલતાંમાં તેમનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું, તથા પુનઃ તેઓ કહેવા લાગ્યા—'મ્હેં માત્ર એ પુસ્તકનું પ્રથમ પૃષ્ઠ જ જોયું છે. એમાં એટલું જ લખેલું હતું કે, જેની પાસે આ પુસ્તક હશે તેને કોઈ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડશે નહિ, ગમે તેમ હોય; હવે આવી વાતચિતમાં વખત ગૂમાવવામાં સાર નથી. જો બની શકે તો આ વેષધારિણી સ્ત્રી

પાસેથી આપણે રક્તગ્રંથ લઈ લેવો જોઇએ. તું પણ મ્હારી સાથે ચાલ.'

"આમ કહીને મ્હારા પિતા ઉઠયા તથા મકાનમાં જવા લાગ્યા. હું પણ એમની પાછળ પાછળ જવા લાગ્યો. અંદરથી મકાનનું પ્રવેશદ્વાર બંધ કરી દેવામાં આવ્યું. પછીથી જે ઓરડામાં મ્હારી વેષધારિણી માતા હતી એ ઓરડા તરફ જતી વખતે મ્હારા પિતા મ્હને દાદર પાસે ઉભો રાખી એવું કહી ગયા કે, 'જ્યારે હું બોલાવું ત્યારે તત્કાળ મ્હારી પાસે આવજે.'

"એક કલાક સૂધી હું દાદર પાસે ઉભો રહ્યો. પછીથી છતપર થતો ધમધમાટ મ્હારા સાંભળવામાં આવ્યો. જાણે કે થોડાં માણસો આપસઆપસમાં લઢતાં હોય એમજ મ્હને લાગ્યું. હવે મ્હારાથી ધૈર્ય ધારણ કરી શકાયું નહિ. હાથમાં ખંજર લઇ દાદર ચઢીને હું ઉપર ગયો, તથા જે ઓરડામાં મારા પિતા હતા એ ઓરડામાં મ્હેં બેધડક પ્રવેશ કર્યો. આ સમયે મ્હારા સાંભળવામાં આવેલો ધમધમાટ બંધ થઇ ગયો હતો, તથા એ ઓરડામાં ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું હતું. અંદરનો દેખાવ જોઇ હું દિંગ્મૂઢ બની ગયો. જે સ્ત્રીએ મ્હારી માતાનો વેષ ધારણ કર્યો હતે તે ત્યાં નહોતી. મ્હારા પિતાજી જમીનપર પડી રહ્યા હતા, તથા એમના શરીરમાંથી રક્તધારા વહેતી હતી. મ્હેં ગભરાઇ જઇ તેમની પાસે જઇને જોયું તો મ્હને માલૂમ પડ્યું કે, એમના શરીરમાં ચૈતન્ય નહોતું. તેઓ બેહોશ બની ગયા હતા. એમના મસ્તિષ્ક અને જમણા હાથમાં તલ્વારના સખ્ત ઘા લાગેલા હોઇ એમાંથી લોહી વહી જતું હતું. મ્હેં મ્હારુ ધોતીયું ફાડી, પાણીથી જખ્મ ધોઈ નાખી

તેમને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા માંડયો. થોડા સમયમાં જ તેઓ શુદ્ધિમાં આવીને ઉઠી બેઠા થયા એટલે મ્હેં કહ્યું, 'એક અબળા આપને ઘાયલ કરી શકી છે; એ માટે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે!' તેમણે કહ્યું, 'એ અબળા સિવાય બીજા પણ કેટલાક માણુસો અહીં હાજર હતા. તેમણે સર્વેએ મ્હારાપર આકસ્મિક આક્રમણ કરેલું હોવાથી જ મ્હારી આવી સ્થિતી થઈ છે!' મ્હેં કહ્યું, 'ખેદનો વિષય એ છે કે, એ માણુસો કયાં રસ્તેથી આવીને પોતાનું કાર્ય કરી જાય છે એ સમજી શકાતું નથી!' મ્હારા પિતા એક ગાઢ નિશ્વાસ મૂકીને બોલ્યા, 'ખેર, જેમ થવાનું હશે તેમ થશે. હવે હું જાઉં છું, તથા નામધામ, વેષ વગેરે સર્વ બદલી નાખી હું મ્હારા કર્મનું ફળ ભોગવીશ. જો એ રક્તગ્રંથ મ્હને પાછો મળી આવશે, તથા હું મ્હારા નામપર લાગેલું કલંક દૂર કરી શકીશ તો જ તને મળીશ નહિ તો હરિ ઈચ્છા. તું આ મકાનનો ત્યાગ કરીશ નહિ, અને જે કાંઇ ત્હેં જોયું તથા સાંભળ્યું છે તેનો પત્તો લગાડવાનો પ્રયત્ન કર્યા કરજે. આ મકાનમાં જે દ્રવ્યસંપત્તિ છે તેનું તું સંભાળથી રક્ષણુ કરજે. વળી બની શકે તો તું ત્હારી માતાનો પત્તો પણુ મેળવજે.' પિતાનાં આવાં વચનો સાંભળવામાં આવતાં મ્હારી સ્થિતિ ઘણી વિચિત્ર થઇ ગઇ. મ્હારું હૃદય જોરથી ધબકવા લાગ્યું. ગળું ભરાઇ આવ્યું. અશ્રુજળના આવિર્ભાવથી જાણે કે મ્હારી દ્રષ્ટિશક્તિ લુપ્ત થઇ ગઈ. ઘણું કહેવાનો મ્હારો વિચાર હોવા છતાં હું કાંઈ કહી શકયો નહિ. મ્હારા પિતાએ જેતજોતાંમાં મકાન બ્હાર નીકળી કોણુ જાણે કે કયી તરફનો માર્ગ લીધો! આ સમયે મ્હને વિશ્વસંસારનો વિનાશ થઇ ગયો હોય—દુનિયા ઉજ્જડ થઇ ગઈ હોય એમજ લાગ્યું. માતા પિતાના આવા શોકજનક વિયોગથી હું જાણે કે મૃતપ્રાયઃ બની ગયો. મ્હારા ઘરમાં જે ઉપદ્રવ થયો હતો તેની

થોડી ઘણી હકીકત નોકરો તથા દાસીઓના જાણવામાં પણ આવી હતી; છતાં મ્હારા સમજાવવાથી એ હકીકત તેમણે છુપાવી રાખી. અત્યંત સંતપ્ત અને શોકવિહ્વળ ચિત્તે હું મ્હારા મકાનમાં રહેવા લાગ્યો, અને બનેલા બનાવોની બની શકે એટલી તપાસ કરવા લાગ્યો.

"હમ્મેશાં મધ્યરાત્રિના સમયે હું બહુરૂપીનાં સાધનો સાથે લઇને જે સમાધિમાં પેલા બદમાશો મ્હારી માતાને લઇ અદૃશ્ય થઇ ગયા હતા એ સમાધિ પાસે જતો હતો. શ્રીમાન જ્યોતિસિંહજી, હવે હું મ્હારી કર્મકથા અવકાશનો અભાવ હોવાથી જેમ બને તેમ સંક્ષેપમાં કહું છું. એક દિવસે મધ્યરાત્રિના સમયે એ સમાધિ પાસે આવેલા આમલીના એક વૃક્ષપર હું બેઠેલો હતો, તથા મ્હારા દુર્ભાગ્યની ચિંતા કર્યા કરતો હતો. એવામાં સમાધિમાંથી એક માણુસ બ્હાર નીકળ્યો, અને પૂર્વ દિશા તરફ રવાના થયો. તત્કાળ હું વૃક્ષપરથી નીચે ઉતર્યો તથા સાવધાનતાથી પગ દબાવતો દબાવતો એ માણુસની પાછળ જવા લાગ્યો. એ માણુસના હાથમાં કપડાનું એક પરબીડીઉં હતું. પ્રાયઃ રાજા અને મ્હોટા મ્હોટા જમીનદાર લોકો રાજા મહારાજાઓને ત્યાં પત્ર મોકલતી વખતે જેવા પરબીડીઆનો ઉપયોગ કરે છે એવું જ એ હતું. એકાએક મ્હારા મનમાં એવો વિચાર ઉપજ્યો કે, કોઇ પણ રીતે એ પરબડીઉં લઇ લેવું જોઇએ. એથી મ્હારું કાંઇ કાર્ય અવશ્ય થશે જ. રાત્રિ અંધકારમયી હોવાથી એ પરબીડીઆને હું બરાબર જોઇ શકતો નહોતો; છતાં રસ્તેથી જતાં એ માણુસ એક એવી દુકાન પાસેથી નીકળ્યો કે, જે દુકાન વાંસથી બનેલી હતી. એની અંદર સળગતા દીપકનો પ્રકાશ વાંસની ફાટમાંથી બ્હાર નીકળી શકતો હતો. એ પ્રકાશની સહાયતાથી જ એના હાથમાંનું પરબીડીઉં હું જોઇ શક્યો હતો. એના હાથમાંથી એ પરબીડીઉં પડાવી લેવાનો નિશ્ચય

કરીને હું ઝડપથી આગળ વધ્યો, તથા તેની પાછળ જઇને મ્હેં એને એવા તો જોરથી ધક્કો માર્યો કે, તે તરત જ જમીનપર પછડાયો, તથા એના હાથમાંનું પરબીડીઉં એનાથી થોડા અંતરે પડી ગયું. ઘણી ત્વરાથી એ પરબીડીઉં ઉપાડી લઈ મ્હેં નગર તરફ દોડવા માંડયું. એ માણસ પણ ઉઠી ઉભો થઇને મ્હને પકડવા માટે દોડવા લાગ્યો; છતાં મ્હારા સદ્‌ભાગ્યે તે મ્હને પકડી શક્યો નહિ ગલીઓમાં ફરતો ફરતો આડા અવળા રેસ્તાઓ વટાવીને હું મ્હારે ઘેર જઈ પહોંચ્યો, તથા પ્રવેશદ્વાર બંધ કરી દઇ મ્હારા ઓરડામાં ગયો. એ સમયે મ્હારો એક સિપાહી મકાનને પહેરો ભરતો હતો. એ સિપાહી ઢીંગણો હોય શરીરે ઘણો મજબૂત તથા ચાલાક હતો. થોડા દિવસથી મ્હારા પિતાએ એની શક્તિનો વિચાર કરીને એને પહેરો ભરવાનું કામ સોંપ્યું હતું, એ સિપાહીનું નામ રામધનસિંહ હતું. હું દોડતો દોડતો ઘેર આવેલો હોવાથી તેમ કરવાનું કારણ રામધન મ્હને પૂછશે એવી મ્હારી ધારણા હતી; પરંતુ તેણે મ્હને કાંઇ પૂછ્યું નહિ.

“ હજી સૂધી મ્હારા ઓરડામાંનો દીપક સળગતો જ હતો. પેલું પરબીડીઉં ઉઘાડવાને માટે મ્હારો જીવ અધીરો બની ગયો હતો; અંતે દીપક પાસે જઇને મ્હેં પરબીડીઉં ઉઘાડયું. એ પરબીડીઆમાં એક પત્ર તથા લોઢાની એક કુંચી હતી. એ કુંચી વિચિત્ર પ્રકારની હતી. એમાં ન્હાનાં ન્હાનાં કેટલાંક છિદ્રો હતાં. કુંચીને ખીસ્સામાં મુકી દઇને હું પત્ર વાંચવા લાગ્યો. એ પત્રમાં એવી હકીકત હતી કે,

**“ શ્રીમતી મનોરમા મહાશયાની સેવામાં,**

ઘણા માસનો સકળ શ્રમ આજે સફળ થયો છે. જે કાર્ય કરવા

માટે આપે મ્હને જણાવ્યું હતું એ કાર્ય ઈશ્વરકૃપાથી આજે પૂર્ણ થયું છે. ' રક્તગ્રંથ ' મ્હને મળી આવ્યો છે. આપે મ્હને એમ લખી જણાવ્યું હતું કે, ' હારીત '* સપ્તાહમાં હું શ્યામગઢના તિલિસ્મી ભોંયરામા રહીશ. એ સમય દરમ્યાન જો રક્તગ્રંથ મળી આવે તો એ ભોંયરામાંના બળિમંડપમાં આવીને મ્હને આપજો. ' આપની આ સૂચનાનુસાર હું શ્યામગઢના ભોંયરામાં આવ્યો હતો; પરંતુ આપની સાથે મ્હારી મુલાકાત થઈ નથી. ત્યાંથી રક્તગ્રંથ લઈને પાછા ફરવાની હિમ્મત હું કરી શક્યો નહિ; કેમ કે, ગુપ્ત રીતે જ્યોતિસિંહે એ ભોંયરાપર પોતાનો અધિકાર બેસાડી દીધો હતો. એના સાથીદારો ત્યાં ચોતરફ ફર્યા કરતા હતા. રક્તગ્રંથ સાથે લઈ ભોંયરામાંથી હું બ્હાર નીકળીશ અને જો શત્રુના કોઈ બહુરૂપી સાથે કર્મધર્મ-સંયોગે મ્હારો સાક્ષાત્કાર થશે તો એ ગ્રંથ આપણી પાસેથી ચાલ્યો જશે એવી આશંકાથી ભોંયરાની ચોવીસ નંબરની ઓરડી કે, જેની કુંચી આપે મ્હને આપી હતી, એમાં એ ગ્રંથ મૂકીને ખાલી હાથે જ હું બ્હાર નીકળી પડ્યો. ઈશ્વરકૃપાથી બ્હાર કોઇ બહુરૂપી સાથે તો મ્હારી મુલાકાત થઇ નહિ; પરંતુ એકાએક શારીરિક સ્થિતિ બગડવાથી હું આપની પાસે આવી શકું તેમ નહિ હોવાથી, આપણો એક દોસ્ત કે જે મ્હને આકસ્મિક રીતે જ મળી ગયો હતો તેની સાથે કુંચી આપના તરફ મોકલી આપું છું. હું એમ ધારું છું કે, જેની પાસે આ કુંચી ન હોય તે એ ચોવીસ નંબરવાળો ઓરડીને ઉઘાડી શકે તેમ નથી. હવે આપને જ્યારે અવકાશ મળે ત્યારે યથાસ્થળેથી આપ એ રક્તગ્રંથ મંગાવી લેજો. વિશેષ હકીકત આ પત્રવાહકના મુખે આપ સાંભળી શકશો. મ્હારામાં હવે વિશેષ લખવાની શક્તિ

* બહુરૂપીઓની ભાષામાં હારીતનો અર્થ ' દેવીપૂજા ' થાય છે.

નથી. થયું હવે સાધુરામને આ સંસારમાં રહેવાની આશા નથી. એ હવે આપના ચરણનું દર્શન કરી શકે એમ નથી. જો મ્હને આરામ થશે તો હું પોતે જ આ પત્ર લઇને પટણાને રસ્તે આપની સેવામાં ઉપસ્થિત થઇશ, અને જો તેમ ન બને તો સાધુરામ આ સંસારમાં નથી એમજ આપ સમજજો. આ પત્ર મળતાં જ કૃષ્ણલાલની માતાનું કામ પતાવી નાંખજો. ”

લિ૦ આપનો દાસ સાધુરામ.

“ આ પત્ર વાંચવામાં આવતાં જ મ્હારા નિરાશ અંતઃકરણમાં આશાનો સંચાર થયો. મ્હારી માતા હજી સુધી જીવતી છે એવી મ્હારી ખાત્રી થઇ ગઈ. જો આ પત્ર ઠેકાણે પહોંચી જાત તો એનો જીવ બચી શકત નહિ. હવે મ્હારા મનમાં એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે, જેના હાથમાંથી મ્હેં આ પત્ર લીધો હતો તે સ્વયં સાધુરામ હતો કે એનો કોઇ મિત્ર ? છતાં મ્હેં થોડો સમય વિચાર કરીને એવો નિર્ણય કર્યો કે, એ સાધુરામ નહોતો; જો તે સાધુરામ હોત તો પોતાના લખી જણાવ્યા પ્રમાણે પટણાવાળી સડકના રસ્તેથી આવત. વળી એ પત્ર અને કુંચી જે પરબીડીઆમાં હતાં તે કાળા રંગનું હોવાથી સાધુરામ વિશ્વસંસારનો ત્યાગ કરી પરલોકપ્રયાણ કરી ગયો હશે એમજ મ્હને લાગ્યું.

“ પત્ર ઉપર મનોરમાનું નામ હોવાથી આ સઘળા ઉત્પાતનું મૂળ એ જ છે એવો મ્હારો નિશ્ચય થયો. મનોરમાને હું સારી રીતે ઓળખતો હતો. ત્રિલોચનેશ્વર મહાદેવની પાસે આવેલું આલીશાન મકાન જોતાં તે કોઇ રાજપુત્રી હોય એવો ભાસ સાહજિક જ થતો હતો; પરંતુ વાસ્તવિક રીતે તેમ નહોતું. જો કે તેનું ખરચ હદ કરતાં

વિશેષ હતું; છતાં આવકનું ઠેકાણું માલૂમ પડતું નહોતું. બીજી વાર્તા એ હતી કે, પ્રચલિત રીતિ તરફ ધ્યાન નહિ આપતાં તે પર્દા સિવાય પાલખી, ગાડી કિંવા ઘોડાપર બેસીને ઇચ્છિત સ્થળોએ પુરુષની માફક ફર્યા કરતી હતી; એથી કાશીનાં ન્હાનાં મ્હોટાં સકળ મનુષ્યો એને સારી રીતે ઓળખે છે. ઉપરોક્ત પત્ર વાંચવામાં આવતાં મ્હને એમ લાગ્યું કે, એ તિલિસ્મી સાથે મનોરમાનો કાંઈ સંબંધ હોવો જોઇએ, તથા મ્હારી મમતામયી માતા પણ એના કબ્જામાં છે.

"માતાને કેવી રીતે મુક્ત કરવી તથા રક્તગ્રંથ કેવી રીતે મેળવવો તત્સંબંધીનો વિચાર કરવામાં કેટલાક દીવસ વીતી ગયા, તથા એ સમય દરમ્યાન પેલી કુંચીને હું મકાનની બ્હાર આવેલા બીજા એક સ્થળે સંભાળથી મૂકી આવ્યો."

આટલી હકીકત કહીને કૃષ્ણલાલ ચુપ રહ્યો, તથા નીચો વળીને બ્હાર દૃષ્ટિ ફેરવવા લાગ્યો જ્યોતિસિંહ એની હકીકત સાંભળવામાં તન્મય બની ગયો હતો. એને ચુપ રહેલો જોઇને તેણે કહ્યું:—"વારું, કહો જોઇએ કે, પછી શું થયું? તમારી કર્મકથા અત્યંત હૃદયવિદારક તથા આશ્ચર્યજનક છે. સઘળા બનાવો અમારી સાથે જ સંબંધ ધરાવે છે."

કૃષ્ણલાલઃ—ખરું છે; છતાં અફસોસ કે આ સમયે હું જે કાંઇ કહું છું તેથી મ્હારા પિતાનો અપરાધ પ્રમાણિત......

કૃષ્ણલાલનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ જ્યોતિસિંહ બોલી ઉઠયોઃ—તમે જે કહેવા માગો છો એ હું સમજી ગયો છું; છતાં હું સાચું જ કહું છું કે, તમારા પિતાએ ઘણો ગંભીર ગુન્હો કરેલો છે. અમે એવું જાહેર કર્યું છે કે, જે કોઇ રક્તગ્રંથ ચોરી જનારને કેદ કરી લાવશે

તેને ઇચ્છિત ઇનામ આપવામાં આવશે, તથાપિ તમારી આ કર્મકથા સાંભળીને હું પ્રતિજ્ઞાપૂર્વક તમને એવી ખાત્રી આપું છું કે, એમનો અપરાધ માફ કરવામાં આવશે, તથા તમે અમારી સાથે જે ભલાઇ કરવાની ઇચ્છા રાખો છો એનું ધન્યવાદસહ યથોચિત ઇનામ આપવામાં આવશે. હું ધારું છું કે, તમારે હજી ઘણી હકીકત કહેવાની છે, તથા તમે જે કાંઇ કહેશો તે અમારી મતલબની જ વાત હશે એવી મ્હારી ખાત્રી છે; છતાં પ્રથમ હું એ જાણવાને ઇચ્છું છું કે, હમણાં એ રક્તગ્રંથ તમારી પાસે છે કે નહિ? અમે એ ગ્રંથ મેળવવાની આશા રાખી શકીએ એમ છીએ કે નહિ?"

જ્યોતિસિંહના આ છેવટના પ્રશ્નનો કૃષ્ણલાલ કાંઈ ઉત્તર આપે તે પૂર્વે બ્હારથી કોઇનો એવો અવાજ સાંભળવામાં આવ્યો કે, "જો કે રક્તગ્રંથ હમણાં કૃષ્ણલાલની પાસે નથી; છતાં તમે જ્યારે એને મેળવવાની યોગ્યતા સાબિત કરશો ત્યારે તે તમને મળી શકશે."

આ અવાજ સાંભળી બન્ને જણા વિસ્મિત બની ગયા. બન્નેને શત્રુના આગમનની શંકા ઉપજી. કૃષ્ણલાલે એમજ વિચાર્યું કે, કદાચ માયાવિનીનો કોઇ બહુરૂપી આવ્યો હશે, તથા એણે છુપાઈ રહીને પોતાની સઘળી કર્મકથા સાંભળી લીધી હશે. હવે અહીંથી જીવ બચાવીને પલાયન કરી જવાનું કાર્ય તેને ઘણી મુશ્કેલીભર્યું લાગ્યું. જ્યોતસિંહે પણ કૃષ્ણલાલદ્વારા પોતાનું હિત થવાની જે આશા રાખી હતી તે હવે નિરાશાના સ્વરૂપમાં બદલાઇ ગઇ.

જે અવાજે એ બન્નેને આશ્ચર્યચકિત અને ભયભિત બનાવી દીધા હતા એ અવાજ કોનો છે તે તપાસવા માટે તેઓ ઉઠયા.

---

# પ્રકરણ ૨૪ મું.

## ચંડૂલનો ચમત્કાર.

કૃષ્ણલાલ અને જ્યોતિસિંહે બે પગલાં પણ નહિ ભર્યાં હોય એવામાં પુનઃ એવું વાક્ય તેમના સાંભળવામાં આવ્યું કે, 'તમે શા માટે કષ્ટ વેઠો છો? હું પોતે જ તમારી પાસે આવું છું!" તે સાથે જ એક માણસને તેમણે પોતાના તરફ આવતો જોયો. એ માણસે તેમની પાસે આવીને કહ્યું:—"જ્યોતિસિંહજી અને કૃષ્ણલાલ! તમે બન્ને મ્હને સારી રીતે જોઇ તથા ઓળખી લ્યો. હું તમને કેટલીક વખત મળવાનો હોવાથી તમે મ્હને ભૂલી જશો નહિ."

જ્યોતિસિંહ અને કૃષ્ણલાલે એ માણસને સારી રીતે જોઈ લીધો. એનું કદ નીચું અને શરીરનો રંગ કાળો હતો. મ્હોટી મ્હોટી દાઢી તથા મુછોથી એના મ્હોંનો અડધો ભાગ ઢંકાઈ રહેલો હતો. એનાં નેત્રો વિશાળ તથા તેજસ્વી હતાં. તેના હાથપગ મજબૂત જણાતા હતા, તેના લલાટમાં રામાનન્દી તિલક હતું. જોનારની દૃષ્ટિ પ્રથમ એ તિલકપર જ પડતી હતી. આવી સ્થિતિ હોવા છતાં પણ એનો ચહેરો મનોહર તેમજ સૌન્દર્યસંપન્ન હતો. જોનારનું મન એના તરફ સ્વાભાવિક રીતે જ આકર્ષાય તેમ હતું. એનો પોષાક પણ મૂલ્યવાન્ તથા ચુસ્ત હતો. પાયજામા વગેરેનાં મ્હોટાં મ્હોટાં ખીસ્સાંઓમાં તેણે કેટલીક વસ્તુઓ ભરી રાખેલી હતી. મસ્તકપર બાંધેલો તેનો લીલો ફેંટો જોઇ હસવું આવે તેમ હતું. એક ખંજર તેની કમરમાં તથા બીજું ખંજર તેના હાથમાં હતું. જ્યોતિસિંહે તેના આપાદ મસ્તકનું

ધ્યાનથી દર્શન કર્યા પછી તેને પૂછ્યું:—"તમે તમારું નામ કહી શકશો કે?"

"ના, માત્ર ચંડૂલ નામથી તમે મ્હને ઓળખી શકશો."

"મ્હારી માન્યતા પ્રમાણે તમે આ નામ ધારણ કરવાને યોગ્ય નથી." જ્યોતિસિંહે કહ્યું.

ચંડૂલ:—હશે કદાચ.

જ્યોતિ:—શા માટે તમે અત્રે આવ્યા છો એ તો તમે કહી શકશો ને?

ચંડૂલ:—તમને બન્નેને હોશિયાર કરવાના હેતુથી જ હું તમારી પાસે આવ્યો છું. કાલે સ્હાંજે આઠ માણસોના લોહીથી આ બાગના ક્યારાઓ રંગવામાં આવનાર છે, તથા એ આઠે માણસો આ બાગમાં જ ફસાઈ પડેલાં છે.

જ્યોતિ:—તમે એ આઠ માણસોનાં નામ કહી શકશો કે?

ચંડૂલ:—હા સાંભળો. રાણા વિરસિંહજી એક, રાણી મૃગલોચની બે, યુવરાજ ઇન્દ્રજીતસિંહ ત્રણ, રાજકુમાર આનન્દસિંહ ચાર, માયાસુંદરી પાંચ, બંસરીબાલા છ, જ્યોતિસિંહ સાત, અને કૃષ્ણલાલ આઠ.

જ્યોતિસિંહે ગભરાઈ જઇને કહ્યું:—"બન્ને રાજકુમારો અને એમના બહુરૂપીઓ માયાવિનીની પ્રપંચજાળના શિકાર થઇ પડી અત્રે આવેલા છે એ તો હું જાણું છું; પરંતુ રાણા વીરસિંહજી અને રાણી મૃગલોચની તો......"

ચંડૂલ:—હા હા, એ બન્ને પણ ફસાઇને અત્રે આવેલાં છે. ખાત્રી કરવી હોય તો કૃષ્ણલાલને પૂછી જુઓ.

જ્યોતસિંહ કાંઇ પૂછે તે પૂર્વે જ કૃષ્ણુલાલે કહ્યું:—"બરાબર છે. મ્હારી કર્મકથા કહી રહ્યા પછી રાણા વીરસિંહજી અને રાણી મૃગલોચનીની હકીકત હું આપને કહેવાનો જ હતો; છતાં તેઓ માયાવિનીના પંઝામાં કેવી રીતે ફસાઇ પડયાં છે એ સંબંધી હું કાંઇ વિશેષ હકીકત જાણુતો નથી."

ચંડુલે કૃષ્ણુલાલને ઉદ્દેશીને કહ્યું:—"હવે વિશેષ વાત કરવાનો વખત નથી. જ્યોતિસિંહજીથી જે કાંઈ બનશે તે તેઓ કરશે. હું આત્ર તમારે માટે આવ્યો છું. તમે મ્હારી સાથે ચાલો."

કૃષ્ણુલાલ:—કેવી રીતે હું તમારાપર વિશ્વાસ મૂકીને તમારી સાથે આવી શકું?

ચંડુલે ક્રોધયુક્ત દૃષ્ટિથી કૃષ્ણુલાલ તરફ જોઇ આજ્ઞાસૂચકસ્વરે કહ્યું:—"વાહરે લુચ્ચા! ઠીક, ત્હારા કાનમાં હું એક વાત કહું છું તે સાંભળ."

આમ કહીને ચંડુલ ચાર પાંચ પગલાં પાછો હઠયો. એની વાત કરવાની છટાએ કૃષ્ણુલાલપર એવો પ્રભાવ બેસાડી દીધો હતો કે, તેનાથી એની પાસે ગયા સિવાય રહેવાયું નહિ આમ છતાં તે પોતાના ખંજરપર હાથ રાખી સંપૂર્ણ સાવધાનતાથી ચંડુલ પાસે ગયો, ચંડુલે તરત જ તેના કાનમાં કાંઈ કહ્યું. એ સાંભળવામાં આવતાં જ કૃષ્ણુલાલ બે પગલાં પાછો હઠી ગયો તથા વિસ્મિતદૃષ્ટિથી ચંડુલ તરફ જોઈ રહ્યો, થોડા સમય પછી સહજ સ્વસ્થ થઈ જ્યોતિસિંહને ઉદ્દેશીને તેણે કહ્યું:—"લાચારીથી મ્હારે આમની સાથે જવું પડે છે એ માટે ઉદારતાથી મ્હને ક્ષમા આપજો! હવે હું સર્વ પ્રકારે એમની આધીનતામાં છું, મ્હારો જીવ સુદ્ધાં એમના જ હાથમાં છે."

આમ કહી કૃષ્ણલાલ ચંડૂલની સાથે ગયો, તથા જોતજોતાંમાં દૃષ્ટિમર્યાદાની બ્હાર ચાલ્યો ગયો. હવે જ્યોતિસિંહ એકલો પડ્યો, તેના અંતરનાં પ્રતિ ક્ષણે સેંકડો વિચારો ઉપજતા હતા. કૃષ્ણલાલના મુખે તેણે જે કાંઈ સાંભળ્યું હતું એથી ઘણો ગુપ્ત ભેદ તે જાણી શક્યો હતો, તથા બીજો ઘણો ભેદ જાણી શકવાની આશા હતી; છતાં કૃષ્ણલાલે પોતાની કર્મકથા પૂરી નહોતી કહી એવામાં ચંડૂલે આવી સઘળી બાજી ઉલટાવી નાખી.

કૃષ્ણલાલે જે કાંઇ કહ્યું હતું તે સત્ય હોય એમ લાગતું હતું; છતાં એની કર્મકથામાં ચંડૂલના જેવું એક પણ પાત્ર આવ્યું નહોતું. રાણા વીરસિંહજી, મૃગલોચની, બન્ને રાજકુમાર વગેરેનું આવતી કાલે જ મૃત્યુ થવાના સમાચાર સાંભળવામાં આવેલા હોવાથી જ્યોતિસિંહ ઘણો ગભરાઈ ગયો હતો. બરાબર આ સમયે તેણે સ્હામેથી માયાવિનીને પોતાના તરફ આવતી જોઇ, આ સમયે પેલો ખરો બિહારીસિંહ, હરનામસિંહ તથા બીજા કેટલાક બહુરૂપીઓ અને દાસીઓ માયાવિનીની સાથે હતી.

પ્રભાતકાળ થઇ ગયો હતો. ભગવાન્ સહસ્રરશ્મિનાં રંગબેરંગી કિરણોનો પ્રકાશ ઉંચાં ઉંચાં વૃક્ષોપર પડેલો હતો, માયાવિની જ્યોતિસિંહ પાસે આવી પહોંચી એટલે ખરા બિહારીસિંહે જ્યોતિસિંહને ઉદ્દેશીને વિદ્રુપાત્મકસ્વરે કહ્યું:—" ધર્માવતાર બિહારીસિંહજી, મિજાજ તો સારો છે ને ? હજી સુધી આપ દીવાના તો નથીને ? "

જ્યોતિઃ—હવે મ્હને બિહારીસિંહના નામથી બોલાવવાની કશી આવશ્યક્તા નથી, કેમ કે, તમે સર્વ જાણી ચૂકયાં છો કે, આ દીવાનો ખરી રીતે રાણા વીરસિંહજીનો કોઇ બહુરૂપી છે. હવે તમે જાણીને

